[ પુસ્તક ૧ લું ]　　[ અંક ૧ લો ]



# ઇતિહાસમાલા

( માસિક )

ફારસી ભાષામાં લખાયલા ઇતિહાસોનું મૂળ ઉપરથી ભાષાંતર ઘણા ગ્રંથો મેળવીને તૈયાર કરેલા ટિપ્પણ તથા વિવેચન સાથે.


તંત્રી તથા મૂખ્ય ભાષાંતરકર્તા

બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા.


## તંત્ર સહાયકો.

૧ વ્યવસ્થા પકે... ... . શાસ્ત્રી યદુનાથ છોટાલાલ તથા પટેલ શેનાભાઇ જીજીભાઇ

૨ ખાસ લીથોગ્રાફરો તથા એનગ્રેવર્સ વગેરે .. મેસર્સ માલેગામ કાર્ડ, એન્ડ કંપની મુબઇ. ૩ ખાસ ફોટો ગ્રાફર..... મી શમ્સુદીન લુકમાનજી —ફોટોગ્રાફીક આર્ટીસ્ટ અમદાવાદ અને વડોદરા.

## ભાષા સહાયકો.

૧ મુનશી અબ્દુલ્લા ઉરેઝી-અમદાવાદ. ૨ મુનશી સૈયદ બડાગાલુમ મીરોંસાહેબ કાદરી અમદાવાદ ૩ મુનશી અમીરઅલી મશાહદી-અમદાવાદ ૪ મુનશી ઇનાયતુલ્લા મહમ્મદુલ્લા વડોદરા.


જુન. સને ૧૮૯૬

ફતેસિંહ પ્રેસ— વડોદરા.

( લવાજમ—વર્ષ એકના અગાઉથીજ પોસ્ટેજ શિવાય રૂ ૧૨ )

## છપાતાં પુસ્તકો.

૧ સાહિત્ય સિંધુ ( વ્રજ ભાષા ), ૨ પ્રેમ પંચદશી, ૩ હાફેઝકવિના ફારસી ગ્રંથોનું ગુજરાતી કાવ્યમાં ભાષાંતર સહિત.

---

## વેચવાનાં ચિત્રો.

| | |
|---|---|
| ૧ મહુમ્મદ અકબર પાદશાહની છબી: | |
| જાડા કાર્ડ ઉપર ચોઢેલી. | રૂ. ૦-૬-૦ |
| ૨ ફક્ત કાગળ ઉપરની. | રૂ. ૦-૪-૦ |

વ્યવસ્થાપકો. ઈતિહાસમાળા

## વિદ્વાનોને વિનતિ.

ઇતિહાસમાળા માસિક રૂપે પ્રથમ બહાર પાડવાનો ઉદેશ એટલોજ છે કે અમને મળેલી પ્રતોમા ફેરફાર હોય, કવચિત અમારીજ ભૂલો હોય, કવચિત વધારે અને નવી ખબર બહારના વિદ્વાનો પાસે હોય તો તે ફેરફારની તથા ભૂલની વિશુદ્ધિ થાય તથા નવી સામગ્રી મળે, વળી જગાઓના નકશા, શિલા કે તામ્ર લેખોની તથા સિક્કાની નકલો વીગેરે આ પત્રમાં આપવામાં આવેછે. માટે જે વિદ્વાનોને નામઠામ વીગેરેમા અમારી ભૂલ થઈ જણાય અગર તેમની પાસેની પ્રતોમાં કંઇ અન્ય હોય તો અમને લખી મોકલવા કૃપા કરવી. ભૂલ મુદ્દાની હોવી જોઇએ. ભાષાના શબ્દોનાં રૂપાંતરની કે વ્યાકરણની ભૂલ જણાવવાની જરૂર નથી, પરંતુ ઐતિહાસિક વિશુદ્ધિમાં ખામી આવતી હોય તેજ ભૂલ ઉપર પત્ર વ્યવહાર ચલાવવો. વિદ્વાનોને વધારે વિનતિ કરવામાં આવેછે કે શિલા અથવા તામ્રલેખ, છબીઓ, સિક્કા વિગેરે જે તેમની પાસે હોય તે અમને પૂરા પાડવાની કૃપા કરશો. સિક્કા જેવી વસ્તુઓ કીંમત લઈ આપવાની મરજી હશે તો તે ખરીદ કરી લઈશું. આ કામમાં સર્વ વિદ્વાનો સહાય કરશે એવી આશાછે.

વ્યવસ્થાપકો — ઇતિહાસ માલા.

### ખાસ લાભ

કોઈપણ મુસલમાન અથવા કોઇપણ વિદ્યાર્થી અથવા કોઈ પણ શખ્સ જેની માસિક આવક રૂ૨૫ ) કરતાં વધારે નથી તેને ઇતિહાસ માલા —૨— કીમતે આપવામાં આવશે.

વ્યવસ્થાપકો

# અકબરની રાજ્ય વ્યવસ્થા



## ( આયીન અકબરી )

### ભૂમિકા.

અહો ! તારા ભેદ પડદામાં ગુપ્ત રહેલા છે; તારા આદિ અને અંત કોઈ જાણતું નથી. આદિ અને અંત તારામાં લય પામે છે; એ બન્નેના નામ તારા અક્ષય સ્થાનમાં લય પામેલા છે. મારી વાણીના ચરણ પંગુ છે અને મારી જીહ્વા કર્કશ પાષાણ જેની છે, પદની શક્તિ ક્ષીણ છે અને અરણ્ય અતિ વિસ્તીર્ણ છે; આવી સ્થિતિમાં ચકિત થઈ તારા વિચારમાં લીન થવું અને તારાં ગુણ કીર્તન કરવા એજ બહુ છે, તારા સ્વરૂપના સંપૂર્ણ જ્ઞાનમાં અમે મગ્ન રહીએ છીએ એટલું બહુ છે.



જે પુરૂષ વાણીનાં ચાતુર્ય ધારણ કરવા કરતાં ઉત્તમ કાર્ય કરવાનાં પ્રયત્ન કરે છે તથા જે સૃષ્ટિના સરજનહારની ઉત્તમ રચનામાંથી થોડિકનો અનુભવ કરી અનંત સુખની પ્રાપ્તિ કરે છે. તથા જે પોતાના ચિત્તના મંદિરને કલ્પમેની ચીરની પેઠે સમાન રાખે છે, તેજ પુરૂષ સ્તુતિ કરવાને પાત્ર છે, કારણ કે એનાજ પુરૂષ ઉપર સત્ય સમૃદ્ધિનો પ્રકાશ ઝળકે છે અને એ પ્રકાશવડે તે દરીઆના એક ટીપા તથા અરણ્યના એક કણની પ્રાપ્તિ કરી અક્ષય સુખની પ્રાપ્તિ કરે છે તથા પોતાની વાણી તથા કરણીના ઉજ્જડ મંદિરને વસ્તીવાળું કરે છે.

અબુલ્ ફઝલ મુબારક, જે પાદશાહનાં ચરિત્ર વર્ણન કરી પરમેશ્વરનો આભાર અદા કરે છે તથા જે પાદશાહી મોતીને પોતાના વર્ણન રૂપી દોરાની ગુંથણીમાં આણે છે, તેનો ઉદ્દેશ એવો નથી કે તે નવી કળાઓ શોધી તેમાં રંગ પૂરનાર તથા અનુભવના રત્નોને પાણી લાવનાર પુરૂષના ઉત્તમ કાર્યોને તથા ઉત્તમ કી[illegible]વંત ચાતુર્યને જાહેરમાં ઊંચા ધરવા. તે પુરૂષ અજ્ઞાન છે, જે ખુલી વસ્તુને મા લાવવાનો વિચાર ધરાવે; તે વડે પોતાને વિદ્વાનોની હામીનુ સ્થાન ?[illegible]

તેની પંડિતાઈના રત્નને દુનિયાંના ચકલા ઉપર મૂકે તથા આવી માયાકૂટમાં ચિત્ત લગેલું રાખે. અફસોસ, પોતાના ચિત્તના વિચારો પ્રદર્શિત કરવા તે ક્યાં અને પોતાનાં વખાણ કરવાં, જે અશક્તિ તથા ટુંકા વિચાર બતાવવાની તુલ્ય છે, તે ક્યાં! તેનો ( અબુલ્ ફૂઝલનો ) ઉદ્દેશ એવો છે કે તે ( અકબરશાહ ) સંસાર તથા ઇશ્વર બન્નેનું રહસ્ય સમજનાર તથા જ્ઞાનના ક્ષેત્ર ઉપર સુંદર રમણ કરનારની યોગ્યતા, તેના વિજ્ઞાનની અધિકતા, તથા તેનાં સારાં કૃત્યોની તત્પરતા, ભૂત સમયનું વિજ્ઞાન શોધન કરનારના મન ઉપર ઠસાવવી તથા દુનિયાની નવી પ્રજાને સુંદર સામગ્રી આપવી, પોતાના જીવનને તેનાં ( અકબરશાહનાં ) ચરિત્ર વર્ણનથી શૃંગારિત કરવું, અને હવે પછીના પ્રવાસ માટે ભાથું તૈયાર કરવું; જેથી અગમ્ય દુનિયા જે નાના પ્રકારની પ્રકૃતિયો તથા અનંત ઇચ્છાઓથી ભરેલી છે તથા જેમાં ન્યાય તથા રસ્તો દેખાડનાર કોઈ નથી તેમાં આ દસ્તાવેજ ઉપરથી લોકો કેવાં કાર્ય કરવાં તેનો બોધ પામે તથા આ આદિ અંત વિનાના અરણ્યથી મુક્ત થાય. કેવળ આ વિચારથી દુનિયાના પાદશાહની રાજ્ય વ્યવસ્થામાંથી કેટલીક તે ( અબુલ્ ફૂઝલ ) લખે છે તથા દૂરના તેમજ નજદીકના પુરૂષોની સમક્ષ જે જે બાબતો પોતાના જાણવામાં છે તેની નોંધ રજૂ કરે છે. જ્યારે ઉદ્દેશ રાજનીતિ અથવા રાજ્યની વ્યવસ્થા પ્રદર્શિત કરવાનો છે તો તે પહેલાં પાદશાહ એટલે રાજા તથા તેનાં મહત્ કાર્યોમાં સહાય કરનારાઓ વિષે કહેવું જોઇએ.

અદ્વિતીય પરમેશ્વરની સમક્ષ પાદશાહ કરતાં ચઢીઆતી પદવી બીજી કોઇ નથી; સઘળા કાર્યાર્થી મનુષ્યો એના પ્રારબ્ધના પાત્રમાંથી તૃપ્ત થાય છે. મનુષ્યની અનેક જાતિઓને એક આજ્ઞામાં રાખવાનો તે ઉપાય છે. પાદશાહનું કામ સંસારના લોકોને આધીન રાખવાનું તથા સામી તકરાર લાવનારને મૌન કરવાનું છે. વળી પાદશાહ શબ્દમાં પાદ્=પાળવું અથવા પોષિત કરવું અને શાહ=સર્વથી શ્રેષ્ઠ અથવા અધિપતિ, એ બે શબ્દોનો સમાસ થઇ તેનો અર્થ એવો થાય છે કે રક્ષણ અથવા પોષણ કરવામાં શ્રેષ્ઠ તથા અધિપતિ. કદાપિ એક આધિપત્ય ( પાદશાહી ) નો વૈભવ હોત નહીં તો નાના પ્રકારના ઉપદ્રવ શીરીતે શાંતિ પામત તથા દુનિયામાં મગરૂબી કેટલી બધી વધી પડત! મનુષ્ય જાતિ વિનાશના ક્રોધ અને ગુસ્સાને વશ થઇ જાત અને દુનિયાના લોકની રચના પડીભાગત ...પ સમયમાં દુનિયાની વસ્તી ખરાબ થઇ જાત! પાદશાહના ન્યાયને લીધે ...ગો ભાગ રાજી ખુશીથી પ્રજા સુખથી તેની આજ્ઞાને આધીન થાય



महम्मद अकबर पादशाह.

છે અને બાકીના ભાગ તેની શિક્ષા થવાના ભયથી જુલમનો હાથ ટુંકાવી દઇ વશ કે કબજે તેને તાબે રહે છે. વળી એક જાતની વસ્તુઓમાં જે ઉત્તમ હોય તેને પણ "શાહ" શબ્દ ઉપયુક્ત કરવામાં આવે છે; જેમકેઃ— શાહ સવાર, શાહરાહ. વળી એ શબ્દ વરરાજાને પણ ઉપયુક્ત કરવામાં આવે છે; સૃષ્ટિરૂપી મન મોહિની કન્યા તેને વરેલી છે તથા તેની ભક્ત છે.

સાંકડા દિલના અને ટુંકી દૃષ્ટિવાળા પુરૂષો પરમાર્થ આધિપત્યથી સ્વાર્થ આધિપત્ય સ્પષ્ટ પારખી શકતા નથી. તે શી રીતે પારખી શકે ! કારણ કે દ્રવ્યથી ભરેલો ભંડાર, પુષ્કળ સેના, આજ્ઞાકારી સેવકો, મનુષ્યજાતિ ઉપર સત્તા, પુષ્કળ મહા પુરૂષો, પુષ્કળ કલાવંત લોકો, તથા મોજ શોખની પુષ્કળ સામગ્રીઓ તો બન્નેમાં સમાન છે. પરમાર્થ આધિપત્ય આ ગણાવી તે બધી બાબતોથી ચિરસ્થાયીત્વને પ્રાપ્ત થાય છે અને બીજા ( સ્વાર્થ આધિપત્ય ) માં સ્વલ્પ સમયમાં અસ્ત થાય છે. પરમાર્થ આધિપત્ય ભોગવનારનું ચિત્ત તે વસ્તુઓથી ખસતું નથી. તેના વિચાર ર જુલમનું ચિત્ર રદ કરવામાં તથા ચાતુર્યનાં કામો બરસાવવામાં રહે છે. ગુ, સુખ, ન્યાય, માયા, સત્ય, પરમાર્થ, શ્રદ્ધા, અને સ્વભાવની ઉદારતા વિ- માર્થ આધિપત્યનાં લક્ષણો છે; અને સ્વાર્થ આધિપત્યનાં લક્ષણ, ઉપરની ની ધામધૂમ, પોતાની સ્તુતિ, અન્ય મનુષ્યોની આધીનતા, તથા શરીરનું ; તથા તે ભય, ઉપદ્રવ, ત્રાસ, જુલમ, અસત્ય, અને ચોરીનું સ્થાન થઈ રહ્યું છે.

પાદશાહ અદ્વિતીય પરમેશ્વરનું તેજ છે, તથા આખી સૃષ્ટીને પ્રકાશમાન કરનાર સૂર્યનું કીર્ણ છે. તે સંપૂર્ણતાના દફતરની અનુક્રમણિકા તથા સર્વ યોગ્યતાનું સંગ્રહસ્થાન છે. લોકો તેને પરમેશ્વરનુ રૂપ ગણે છે અને પાદશાહનો સમય પ્રજાનું સંરક્ષણ કરવામાં વીતે છે. લોકો કોઈ પણ મધ્યસ્થ શિવાય પાદશાહવડે પરમેશ્વરનું સ્વરૂપ પામી શકે છે. તેને જોઇને મેર્ય તેની સ્તુતિની, પ્રકૃટિ ભક્તિના ભૂમિ ઉપર મૂકે છે. અત્યંત ગંભીર વર્તણુક તેનામાં પ્રત્યક્ષ દીઠી આવે છે. તે મનુષ્યજાતિનો પિતા છે, કારણકે અનેક પ્રકારનાં મનુષ્યો તેની કૃપાવડે નિશ્ચિંત થાય છે તથા બીજા કોઇ પ્રકારે સ્વામીભક્તિથી અન્ય ભાવનાની રજ ઉડતી નથી. તે પ્રમરના સ્વભાવને વર્તનારો હોયછે તથા સમયને અનુસરીને પોતાના કાર્યની રચના રચે છે; તેનામા એટલી ગંભીરાઇ હોયછે કે અયોગ્ય વસ્તુને જોઇ તે ક્રોધ કરતો નથી તથા અવિચારને ચિત્તમાં પ્રવેશ કરવા દેતો નથી. વીરતા તેનામાં વાસ કરે છે. તેના ઈશ્વરદત્ત વીરત્વથી અપકૃત્યોનો પવન વિખરાઇ જાય છે તથા તેની આવશ્યતીથી અપકૃત્યકરનારનો વધારો થતો નથી. તેના હૃદયની ઉદારતાથી નકામા

તે કાર્યને કંઇ અવરોધ આવવા દેતો નથી તથા કાર્યો અતિશય હોવાથી ગુંચવાતો નથી; બીજાની ઇચ્છાઓ સંપૂર્ણ કરી પોતાના ઉપર તેમનો આધાર રાખે છે અને પોતાની વિચક્ષણતાની દોરીવડે બરાબર માપ લઈ રાજ્યકાર્યનો પાયો નાંખેછે. સર્વદા લોકોનાં અંતઃકરણનો પ્રિય થવાના હેતુથી તે પોતાનાથી કમી પદવીનાં માણસોને પણ માન્ય આપેછે; નકામી વાતોથી તથા અસદ્કાર્યોની અવગણના કરવાથી પોતે દૂર રહેછે. તે અમુક ખાતાનો ઉપરી નથી; પરંતુ સર્વ ખાતાંના ઉપરીઓ સર્વ હકીકત તેની આગળ રજૂ કરેછે, તેથી પ્રત્યેક ખાતાનો એ માહિતગાર હોવો જોઇએ; મીરમાલ,[1] મહોરદાર,[2] મીરબક્ષી,[3] બારબેગ,[4] કૂરબેગ,[5] મીરતુજક,[6] મીરબહર,[7] મીરબર[8] મીરમન્જિલ[9] ખાનસાલાર,[10] મુશરીફ,[11] આખતાબેગ,[12] એમનો આ વર્ગમાં સમાસ થાયછે. માટે એ પ્રત્યેક જણ સદ્કાર્ય કરવામાં તત્પર, પ્રજ્ઞ તથા દીર્ઘ દ્રષ્ટીવાળો હોવો જોઇએ.

( ૨ ) વિજય સહાયવર્ગ, જે દ્રવ્ય સંપત્તિ લાવનાર તથા ઉપજ ખર્ચની દેખરેખ રાખનાર છે, તે રાજ્યઅંગમાં વાયુ તત્વને ઠેકાણેછે; શીતળ લહરી રૂપે ચિત્તને શાંતિ આપનારછે તથા સીમૂમ[13] રૂપે ચિત્તદાહક છે.

---

૧ કોષાધિપતિ ૨ મુદ્રાધિપતિ, પાદશાહની સીલ સાચવનાર તથા સીલ કરનાર. ૩ સેનાનો પગાર ચુકવનાર, ૪ અરજીઓ રજુ કરનાર અધિકારી ૫ મ રાજગૃહનો અધિપતિ ૬ લશ્કર, દરબાર તથા મિજલસ વિગરેની ગોઠવણ રાખનાર ૭ સમુદ્રાધિપતિ; કસ્ટમ અથવા દરિઆઇ જકાતનો અધિકારી ૮ દેશાધિપતિ; જમીન મહેસુલનો અધિકારી; જંગલખાતાનો પણ અધિકારી ૯ શયન ગૃહની વ્યવસ્થા રાખનાર અધિકારી ૧૦ પાકાધિકારી રસોડાની તથા રસોઇની વ્યવસ્થા રાખનાર ૧૧ શિકારખાનાનો ઉપરી, મૃગયાધિપતિ. ૧૨ પશુશાળા, એટલે સર્વ જાતના તબેલાની વ્યવસ્થા રાખનાર અધિકારી. ૧૩ ઇરાનની દક્ષિણમા, આફ્રીકા તથા બીજા દેશોમા જુન માસથી સપ્ટેંબર સુધીમા એક જાતનો ગરમ તથા ઝેરી પવન વાયછે તેને સીમૂમ કહેછે

આ જાતિનો ગરમ પવન, જેને ઇટાલીમાં સાન સિરોક્કો તથા આફ્રીકામાં હરમાટાન કહે છે તે વિષે મુસાફરોએ ઘણું લખેલું છે ઇરાનની દક્ષિણનાં રણોમા તો આ પવન ઘણોજ ત્રાસ વર્તાવી દેછે. પ્રસિદ્ધ મુસાફર માર્કો પોલો આ પવન વાસ્તે ઓરમઝ નગરનું વર્ણન આપતા લખે છે કે " અહીં ગ્રીષ્મ ઋતુમાં ગરમી અત્યંત પડે છે તથા હવા બગડી જાય છે તેથી તે ઋતુમા રહેવાસીઓ શહેરમાં નહીં રહેતાં તેઓ કિનારા ઉપર આવેલા બાગોમાં અથવા નદીઓના કિનારા ઉપર જાય છે અહીં તેઓ નાની નાની ઝુંપડીઓ પાણી ઉપર બનાવે છે એક બાજૂ ઉપર પાણીમાં ઉંડા સોટા ખોસી દેછે ત્યાંથી આડા લાકડાં નાખી છેડા કિનારા ઉપર રાખે છે આ માંચા ઉપર ઝુંપડી બાંધી છા-

આ સર્વનો ઉપરી વઝીર છે. દીવાનના આગળ સર્વ રજુઆત એના તરફથી થાય છે. રાજ્યની મહેસૂલનો એ અધિકારી છે તથા રાજ્યની તીજોરીની દેખ રેખ રાખનાર અને સર્વ હિસાબી કામના ખુલાસા કરનાર તે છે. તે રાજ્ય નિયમોરૂપી રત્નોનો પરીક્ષક ઝવેરી છે અને લોકો તેને દુનિયાની ખરાબીને સુધારનાર કા-

---

યા માટે પાંદડાંનું છાજ કરે છે. અહીં આશરે નવ વાગતાથી બપોર સુધી જમીન ઉપરથી એવો ગરમ પવન વહે છે કે તેના સપાટામાં આવનાર મનુષ્ય ઘણું ગુગળાઇ જાય છે અને મરી પણ જાય છે. માટે આટલો વખત તેઓ પાણી ઉપર બાંધેલાં ઝુપડીઓમાં ગાળે છે. રેતાળ મેદાન ઉપર આવતા પવનના સપાટામાંથી કોઇ બચીશકતું નથી. આ પવન વાવા માંડેછેકે તુરત લોકો દાઢી સુધી શરીર બુડે તેવીરીતે પાણીમાં બેશી જાયછે અને પવન બંધ થતા સુધી એમને એમ બેશી રહેછે. ગરમી ઘણીજ પડેછે તે વિષે માર્કોપોલો લખતાં કહેછે કે જ્યારે તે આ પ્રદેશમાં હતો ત્યારે નીચે પ્રમાણે બનાવ બન્યો હતો. ઓરમઝના હાકીમે કીરમાનના રાજાને ખંડણી આપતાં ચૂકકરી. તેથી જે સમયમાં રહેવાશીઓ શહેર છોડી બહાર જાયછે તે સમયમા લશ્કર મોકલી વસુલ કરી લેવાનો ઠરાવ કર્યો. આ ઉદ્દેશથી સોળસે સવારતથા પાંચ હજાર પ્યાદલની એક લશ્કરી ટુકડી તે લોકોના ઉપર એકદમ છાપો મારી ગભરાવવાના હેતુથી રીઓબાર્લીના પ્રાંતમાં થઇ મોકલી. પરંતુ એવું બન્યું કે ભોમીઆની ચૂકથી તેઓ ધારેલી જગાએ રાત્રી પડતા પહેલાં આવી પહોંચ્યા નહીં તેથી ઓરમઝથી થોડેક દૂર વૃક્ષની ઘટાગા વાસો રહેવું પડ્યું. બીજે દિવસે સવારેમાં તેમણે કુચ કરી કે ઉપર વર્ણવેલો ઉષ્ણ પવન એકદમ વહેવા લાગ્યો અને સર્વ ગુંગળાઇ મરણ પામ્યા; તેમની ખબર કહેવાને એકજણ પણ જીવતો ન રહ્યો. ઓરમઝના લોકોને જ્યારે આ બનાવની ખબર પડી ત્યારે ત્યાં હવામાં બીગાડ થઇ મરકી ચાલે નહીં માટે મુડદાંને દાટી દેવા તેઓ ત્યાં આવ્યા. આ મુડદાં એવા તો શેકાઇ ગયાં હતાં કે તેમને ઉચકતાંવાંત જે ભાગ ઝાલે તે તુરત ખરી પડતો. તેથી જ્યાં પડયાં હતાં ત્યાંજ ખાડા ખોદી દાટવાં પડયાં હતાં. આ પ્રમાણે પાણીમાં બેશી રહેવા વિષે પીટ્રોડી લાવ્હેલ તથા રકીલીંજરે સ્વાનુભવની સવિસ્તર હકીકત ઉપર પ્રમાણેજ આપી છે. શરીરની આવી હાલત થઇ જાયછે તે બાબત ચાર્ડીને ઉપર પ્રમાણેજ વર્ણન કર્યું છે. તે લખેછે કે આ પવનથી મોત થાયછે; શેકાઇ જવાથી આકૃતીમાં ફેરફાર થઇ જાયછે. તથા અવયવો જુદા પડી જાયછે. વળિ બીજી હાલની બનેલી હકીકતોના દાખલા પણ આપ્યા છે. એ પવનને વાસ્તે પોટીંજર નીચે પ્રમાણે લખે છે:—

" આ રણોમાં ગરમ પવન એટલોતો બાળી નાંખે છે. કે એના સપાટામાં આવતા પ્રાણી તથા વનસ્પતીને ફના કરી નાંખેછે. જુનથી સપ્ટેંબર માસ સુધી આ સમયમાં જે રસ્તે મેં મુસાફરી કરી તે તદન બંધ રહે છે. બલુચીસ્તાનમાં આ પવનનાં જુદાં જુદાં જુદાં—જુલો ( જવાલા ) અને બાદે સિમૂમ ( નાશકારક પવન ) એવાં નામ આપ્યાં છે. એ એટલો બધો ઝેરીછે, કે ઉંટ સુધાંતને પણ મારી નાંખેછે. આવો બનાવ બનતા

રીગર ગણેછે. તે ઈશ્વરના ગુલામ તરીકે વર્તેછે. તે કાર્ય રૂપી ભૂમિના ક્ષેત્રગણિત શાસ્ત્રી હોવો જોઇએ તથા શીતળદૃષ્ટી, તિવ્ર બુદ્ધી, ઉગ્ર પ્રકૃતિ વાળો, સંયમી, કાર્ય કુશલ, મગજ વકતા, સુંદર લેખક, સત્ય વકતા, નૈષ્ટિક, પ્રસન્ન વદન અને કાર્યનો ખંતી હોવો જોઇએ, વળી તે સર્વ નોધ રાખનાર તથા સર્વ દફતરોનો ઉપરી છે. મસ્તૂફીને કામોમાં જ્યાં જ્યા શંકા પડે છેતેના તે ખુલાસા કરે છે અને જેના ખુલાસા તે કરી શકતો નથી તે બાબત દીવાનને રજૂ કરી ખુલાસો મેળવવામાં આવે છે. મસ્તૂફી,[1] સાહેબિતોજિહ[2] આવારચાનવીસ[3], મીર સામાન,[4] નાજિર બ્યૂતાત,[5] દીવાન બયૂતાત[6] ખજાંનાનો મુશર્રફ,[7] વાકેનવીસ[8] અને આમિલ-ખાલસા[9] તેના (વઝીરના) તાબામાં હોયછે; અને આ સર્વ અધિકારીઓનાં કામકાજ તેના ડહાપણના બળ વડે ચાલે છે. કેટલાક રાજ્યકર્ત્તા વઝીરના કામને વકીલના કામનો એકભાગ ગણેછે તેથા પાદશાહી ઝરોખાના આ બન્ને સ્તંભનું કામ એકથીજ લેવામા આવે છે, અને ઘણીક વાર તો વકીલના હોદ્દાને લાયક પુરૂષ નહીં મળી શકવાથી કોઈ એવો પુરૂષ હોય કે જેનામાં વકીલના ગુણોનો અંશ હોય તેને મુશર્રફ દીવાનની જગો આપી રાખે છે, જેનો અધિકાર દીવાનથી ચઢીઆતો અને વકીલથી ઉતરતો હોય છે.

( ૩ ) મિત્રવર્ગ, જે ડહાપણના ગકાશ, દીર્ઘ વિચારના કીર્ણ, સમય પરિક્ષાના બળ, સ્વભાવ પરીક્ષાની અતિશયતા, પ્રસન્ન વદન તથા મિષ્ટ વચન વડે રાજ્ય મંડળીને નિયમમાં રાખે છે, અને પોતાની શ્રદ્ધા તથા રાજ્યના શુભ ચિંતનના સૌંદર્યથી આખી સૃષ્ટિમા હજારો લોકોનું ભલૂં કરે છે. વળી તે પોતાના ખુદ્દા અભિપ્રાયથી તથા પોતાના પ્રમાણિક વિચારથી તકરારના ક્ષેત્રમાં હલકાં

નજરે જોનાર એક પુરૂષે મને હકીકત કહી તે પ્રમાણે મનુષ્ય ઉપર પણ તેનુ એટલુ જોર છે કે, એ પવન લાગતા માસ સખત થઇ બે ચાવા માંડે છે, જાણે અગ્નિથી શરીર બળતુ હોય તવી સર્વાંગે પીડા થાયછે, ચામડી બળે છે અને થોડી વારમા પ્રાણ જતા રહે છે."

૧ બધાં દફતરો ( આફીસો ) નો અધિકારી ૨ હકીકત તથા ઓળખની બરાબર નોધ રાખનરા અમલદાર. ૩ નગરમા ચાલતી વાતોની નોધ રાખનાર તથા દફતર લખનારા કારકૂનો ૪ સવારીના સરજામ વિગરેની વ્યવસ્થા રાખનાર. ૫ ખાનગી ખરચનો હિસાબ રાખનાર ૬ ખાનગી ખરચની વ્યવસ્થા રાખનાર અધિકારી ૭ તીજોરીનો હિસાબ રાખનાર ૮ સર્વ જાતની ખબરો તથા બનતા બનાવોના નોધ રાખનાર તથા ખબર આપનાર. ૯ ખાલસા એટલે રાજ બાબતનો અધિકારી.

# જહાંગીર પાદશાહનો ઇતિહાસ.

## ( તૂજકિજહાંગીરી )

પરમેશ્વરની પૂર્ણ કૃપાથી હિ.સ. ૧૦૧૪ના જમાદીઉલ્સાની માસની આઠમી તારીખ વાર બૃહસ્પતિની સૂર્યોદયથી એક ઘડીએ રાજધાનીના આગરા નગરમાં મારી આડત્રીસ વર્ષની ઉમરે પાદશાહીના તખ્ત ઉપર હું બેઠો. મારા પિતાને પોતાના અઠ્ઠાવીસ વર્ષના વયસુધી સંતાન જીવતાં નહોતાં, તેથી હમેશાં સાધુસંતો તથા તપસ્વી પુરૂષો, જેમના આત્માને પરમેશ્વરનો નિકટ સંબંધ છે, તેમના આગળ સંતતીને વાસ્તે વિનંતિ કર્યા કરતા. તે સમયે ખ્વાજા મયીનુદ્દીન ચિશ્તી હિંદુસ્તાનના મહાપુરૂષોમાં મુખ્ય થઇ ગયા હતા, તેમની માનતા રાખી કે જો પરમેશ્વર કૃપા કરી મને એક પુત્ર આપશે તો આગરાથી એકસો ને ચાળીસ કોસ ઉપર તેમની તેજસ્વી દર્ગા સુધી પગે ચાલીને જવું અને માનતા સંપૂર્ણ કરવી. ત્યાર પછી, હિ૦સ૦ ૯૭૭ ના રબીઉલ્ અવ્વલ માસની તારીખ સત્તર વાર બુધના દિવસની સૂર્યોદયથી સાત ઘડી વીતી અને સૂર્ય તૂળા રાશીના ચોવીસ અંશ ઉપર હતો તે સમયે પરમેશ્વરે મને શૂન્યના પડદામાંથી બહાર આણ્યો. વળી મારા દીર્ઘરૂપ સંતાનની લાલસા કરતા હતા તે સમયે શેખ સલીમ નામે અતિ વૃદ્ધ મહાપુરૂષ આગરા તાબાનાં ગામો પૈકી સીકરી ગામની નજીક એક ડુંગર છે ત્યાં આશ્રમ બાંધી રહ્યા. તેમના ઉપર આસપાસના લોકો સંપૂર્ણ આસ્થા રાખતા હતા. મારા પિતા સાધુ સંતોની સેવા કરતા હતા તે સમયે આ મહાપુરૂષનો સમાગમ થયો હતો. તેવામાં એક દિવસ શેખ સલીમ પરમાનંદમાં મગ્ન હતા તે વખતે મારા પિતાએ તેમને પ્રશ્ન કર્યો કે મારે કેટલાં સંતાન થશે. તેમણે આજ્ઞા કરી કે પરમેશ્વર કૃપા કરી તમને ત્રણ પુત્ર આપશે. મારા પિતાએ કહ્યું કે જે પ્રથમ સંતાન થશે તેને આપની સેવા તથા શિક્ષાગુના પાલવમાં નાંખીશ. શેખે મારા પિતાની ઇચ્છા મંજૂર રાખી અને બોલ્યા કે "તથાસ્તુ, હું પણ તેનું નામ મારા નામે નામ પાડીશ." જ્યારે મારી માતુશ્રીને પ્રસવના દિવસ નજદીક આવ્યા ત્યારે તેને શેખના આશ્રમે મોકલી દીધી કે મારો જન્મ તે જગાએ થાય. મારો જન્મ થયા પછી મારૂં નામ સુલતાનસલીમ પાડ્યું. પર-

તુ મે મારી છેક અણસમજણી વયમા કે સમજણી વયમા કોઈ વખત પણ મારા પિતાએ મહમ્મદ મંનીમ અથવા સુલતાન સલીમ નામ દઈને મને બોલાવ્યો હોય એવુ સાભળ્યુ નથી હમેશા તે મને શેખુબાબા નામ દઈ બોલાવતા હતા સીકરી ગામ મારી જન્મ ભૂમિ થઈ તેથી તેને શુભ નીશાની જાણીને મારા પિતાએ તેને રાજ્યધાનીની જગો બનાવી ચૌદ પંદર વર્ષના અરસામા આ ડુગરી અને ઘાટ જ ગલવાળી જગાએ નુતન પ્રકારની વાડીઓ, ઇમારતો, ધર્મશાળાઓ અને સુદર મનોહર સ્થળોથી ભરપૂર નગર બન્યુ હુ ગુજરાતનો વિજય કર્યો પછી આ ગામનુ નામ ફતેપુર રાખવામા આવ્યુ.

જ્યારે હુ પાદશાહ થયો ત્યારે મારા મનમા આવ્યુ કે મારૂ નામ ફેરવી નાખવુ જોઇએ કારણકે એ નામ સાધારણછે માટે પાદશાહી નામ ધારણકરવુ જોઇએ એકદમ મારા મનમા વિચાર ઉઠયો કે પાદશાહોનુ કામ જહાગીરી (દુનિઆને ધારણ કરવી ત) છે તેથી મારૂ નામ જહાગીર પાડ્યુ, અને મારા રાજ્યાભિષેક જગત પ્રકાશક દેવ સૂર્યના ઉદય સમયે થયોછે તેથી મારૂ ઉપનામ નૂરૂદીન ( ધર્મનુ તેજ ) રાખવુ જ્યારે હુ કેવળ પડે હતો તે દિવસોમા હિંદુસ્તાનના પ્રજ્ઞ પુરૂષોથી મારા સાભળવામા આવ્યુ હતુ કે જલાલુદીન અકબર બાદશાહનો રાજ્ય સમય વીત્યા પછી નૂરૂદીન નામે રાજ્યકુશળ મુત્સદી થશે આ વાત પણ મારા મનમા હતી તેથી મારૂ નામ અને ઉપનામ નૂરૂદીન જહાગીર રાખ્યુ

મારા રાજ્યાભિષેકનુ મહત્ કાર્ય આગરા શહેરમા થયુ, તેથી તે શહેરની ખાસ જાણવા જેવી બાબતો ટુકામા અને લખવાની જરૂર છે આગરા હિંદુસ્તાનના પુરાતન મોટા શહેરોમાનુ એક છે તે જમના નદી ઉપર વસેલુ છે ત્યા પ્રથમ એક પુરાતન કિલ્લો હતો તે મારા પિતાએ મારા જન્મ પછી પાડી નખાવ્યો અને તે જગોએ ઘડેલા લાલ પથ્થરનો ચણાવ્યો દુનિયાની અંદર મુસાફરી કરનારા પુરૂષો આ કિલ્લા જેવો બીજો કિલ્લો બતાવી શકતા નથી તેને પૂર્ણ કરતા પંદર સોળ વર્ષ લાગ્યા હતા આ કિલ્લાને ચાર દરવાજા તથા બે દરીચા છે આ કિલ્લો બાધતાનુ ખર્ચ પાત્રીસ લાખ રૂપીઆ થયુ છે, જે રકમ ઈરાનના એક લાખ ને પંદર હજાર રાઇજ તથા તૂરાનને હિસાબે એક ક્રોડ અને પાચ લાખ ખાનીની બરાબર થાયછે વસ્તી જમના નદીના બન્ને કિનારા ઉપર છે પશ્ચિમ કિનારા ઉપરની વસ્તીનો ભાગ ઘટ્ટ અને મોટો છે આ ભાગનો ઘેરાવો સાત કોસ, લંબાઇ બે કોસ,

અને પોહોળાઇ એક કોસ છે. જે વસ્તીનો ભાગ નદીની પૂર્વ બાજૂએ છે તેનો ઘેરાવ અઢી કોસ, લંબાઇ એક કોસ, અને પોહોળાઇ અર્ધો કોસ છે, પરંતુ તેમાં એવી તો મોટી મોટી ઇમારતો આવેલી છે કે તેમાંથી ઇરાક, ખુરાસાન તથા માવોરૂલનહરનાં શહેરો જેવાં અનેક બની શકે. ઘણે ભાગે લોકો ઘર ત્રણ અથવા ચાર માળનાં બાંધે છે લોકોની ભીડ એટલે સુધી થાય છે કે ગલીઓ તથા બજારમાં મુશ્કેલીથી પસાર થવાયછે. એ જાણે સાત દેશમાંનો બીજો દેશ છે.

એની પૂર્વમાં કનોજનો પ્રદેશ આવેલો છે. પશ્ચિમમાં નાગોર. ઉત્તરમાં શંભર (સાંભર) તથા દક્ષિણમાં ચંદેરી છે હિંદુઓનાં પુસ્તકોમાં લખેલું છે કે જમના નદીનું મૂળ કલિંદનામે એક પર્વતમા છે, જ્યાં આગળ અતિશય ટાઢને લીધે માણસથી જઈ શકાતું નથી. જ્યાં આગળથી તે નદી દૃષ્ટીએ પડેછે ત્યાં આગળ ખિજ્રાબાદ પ્રગણાની નજીકમાં આવેલો એક પહાડ છે. આગરાની હવા ગરમ અને સૂકી છે. વૈદોનું કહેવું એવું છેકે એ હવા શરીરમાં પાચન ક્રિયા સારી કરેછે. તેમ કેટલાક અપૂર્ણ વૈદ્યોના કહેવા પ્રમાણે એ હવા નબળાઇ આણે છે. પરંતુ કફ અને ગરમ પ્રકૃતિવાળા મનુષ્યોને એ દરદનો ઉપાડ ન થતાં આરામ મળે છે. વળી એ હવા એવા પ્રકારની છે કે હાથી, ગાય, બકરાં વગેરેને ઘણી માફક આવે છે. અને એ પ્રાણીઓ ઘણાં સારાં થાય છે. લોદી વંશના અફ્ગાનોની હકૂમત પહેલાં આગરા મોટી વસ્તી વાળું હતું અને તેમાં કિલ્લો પણ હતો, એમ મસઊદ સૈયદ સુલિમાને રચેલી સુલતાન મહમૂદ ગઝનવીના પુત્ર મસઊદનાપુત્ર ઇબ્રાહીમના પુત્ર મહમૂદની આ કિલ્લાના વિજય સમયની પ્રશસ્તિની કવિતાઓમાં લખેલુંછે. ત્યાં લખ્યુ છે કે "આગરાનો કિલ્લો માટીમાંથી પેદા થયો તે પહાડમય દેશોના ઉપર એક પહાડ જેવો છે".

જ્યારે સિકંદર લોદી ગ્વાલીઅર હસ્તગત કરવાનો ઇરાદો કરી હિંદના બાદશાહોના પાયતખ્ત શહેર દિલ્હીથી નીકળી આગરા આગળ આવ્યો ત્યારે પોતે આગરામાં રહેઠાણ રાખવાનો ઠરાવ કર્યો ત્યાર પછીથી આગરાની વસ્તી વધવા લાગી અને તે દિલ્હીના સુલતાનોનું પાયતખ્ત થયું. જ્યારે પરમેશ્વરે કૃપા કરીને હિંદુસ્તાનની પાદશાહી આ મહાવંશ ( મોગલવંશ ) ના ઉપર બક્ષીસ કરી ત્યારે સ્વર્ગવાસી તીર્થરૂપ બાબર બાદશાહે સિકંદરના પુત્ર ઇબ્રાહીમ લોદીને પરાજય પમાડયો. ઇબ્રાહીમ સંગ્રામમાં માર્યો ગયો. ત્યાર પછી હિંદુસ્તાનના રાજાઓ

અને જમીનદારોમા શ્રેષ્ઠ ગણાતા રાણા સાગા ઉપર વિજય મેળવીને જમના નદીના પૂર્વ કિનારા ઉપર મારી જમીન પસંદ કરી ત્યા આગ્રામા એક એવો બાગ બનાવવાનો હુકમ કર્યો કે થોડી જગામા નાના પ્રકારના વૃક્ષો થી ભરેલો તે થાય એ બાગનુ નામ ગુલઅફશાન રાખ્યુ અને તેમા એક લાલ કોરેલા પાષાણની નહાની સરખી ઇમારત બધાવી, તથા તે બાગની એક બાજુએ એક મસજીદ પણ બધાવી તેમનો એવો વિચાર હતો કે એ ઠેકાણે એક મોટી ઇમારત બધાવવી પણ આયુષ્ય ખુટી પડયુ અને ઇરાદો તેમનો તેમ રહ્યો

આ ગ્રથમા જ્યા "સાહેબ કિરાની" એ શબ્દો લખ્યા હોય ત્યા લખવની મતલબ એવી સમજવી કે ત્યા તે અમીર તૈમૂર ગોરકાનને વાસ્તે લખ્યા છે તે મજ જે ઠેકાણે 'ફિરદોસમકાની લખ્યુ હોય ત્યા તે હઝરત બાબર બાદશાહને વાસ્તે લખ્યુ છે તેમ સમજવુ, જ્યા "જન્નત આશીઆની' લખ્યુ હોય ત્યા તે હઝરત હુમાયુ બાદશાહને માટે લખ્યુ છે અને જ્યા' હઝરત અર્શઆશીઆની ' લખ્યુ છે તે મારા તીર્થ રૂપ પિતાશ્રી જલાલુદ્દીન મહમ્મદ અકબર બાદશાહ ગાઝીને વાસ્તે લખ્યુ છે તેમ સમજવુ *

ખરબૂજા ( ખડબૂચ, તડબૂચ કેરી અને બીજા ફળ ( મેવા ) આગરા તથા તેની આસપાસના પ્રદેશમા ઘણા સારા પાકે છે સર્વ ફળોમા, કેરી મને બહુજ પસદ છે મારા તીર્થરૂપ પિતાશ્રીના સમયમા હિંદુસ્તાનમા પાકતા નહોતા તેવા ઘણા વિલાયતી ફળ આણવામા આવ્યા હતા તરેહ તરેહની દ્રાક્ષ, જેવી કે સાહબી, હબશી કિશમિશી ઈત્યાદિ શહેરોમા એવી પ્રસિદ્ધ થઈ કે લાહોર

* આ નોધ જહાગીરે પોતાને હાથે કરેલી છે તેથી પોતાના પિતા પિતામહ, પ્રપિતામહ અને વૃદ્ધ પ્રપિતામહને વાસ્તે તેમના નામ કેમાએ ઠેકાણે નહીં લખતા ઉપર જણાવેલી માનની સજ્ઞાઓ તેણે વાપરી છે તેની સૂચના વાસ્તે આ નોધ જહાગીરને કરવી પડીછે જેમ હિંદુઓમા કૈલાસ વાસી સ્વર્ગવાસી ઈ વાદિ પોતાના મૃત વડીલોને માટે લખવાનો રિવાજ છે તેમ મુસલમાનોમા વડીલોના માનમા ઉપર જણાવેલી માનની સજ્ઞા વાપરે છે ફિરદોસ જન્નત અને અર્શ નો અર્થ સ્વર્ગ થાયછે પરન્તુ તેથી જુદી જુદી સજ્ઞા ભાષાતર કર્તાએ નહીં લખતા માનનો શબ્દ તીર્થ, રાખી જેને વાસ્તે સજ્ઞા વાપરી છે તેનુ નામ લખ્યુછે ગુજરાતીના શબ્દો જેવા કે કૈલાસ વાસી ગોલોક વાસી ઇત્યાદિ ભિન્ન સજ્ઞા ભાષાન્તરમા વાપરવા એ ઠીક લાગ્યુ નહીં સાહબ કિરાન એ તૈમૂર શાહનુ ઈલ્કાબનુ નામછે એનો અર્થ કિરાન દેસનો બાદશાહ વધારે વિવેચન માટે પરિશિષ્ટ જેવુ ગાર્ડ—નર્મવીર

શહેરનાં બજારોમાં દ્રાક્ષની ઋતુમાં જેવી જોઇએ તેવી જાતની અને મતિની મળી શકેછે.

બધાં ફળોમાં એક એવું ફળ થાયછે કે તે ફિરંગીઓના તાબાનાં બંદરોમાં પાકેછે. તેને 'અનન્નાસ' કહેછે. આગરાના ગુલઅફશાન્ બાગમાં પ્રતિવર્ષ આ ફળ હજારો ઉતરેછે.

હિંદુસ્તાનનાં સુગંધી પુષ્પો અહીં એવાં થાયછે કે સૃષ્ટિનાં બીજાં પુષ્પો કરતાં ચઢે. કેટલાં પુષ્પ તો એવાં છે કે સૃષ્ટિમાં બીજે કોઇ ઠેકાણે તેનું નામ કે નિશાન કોઇ જાણતું નથી. તેવું એક પુષ્પ તો ચંપાનું છે. અત્યંત સુગંધીદાર તથા દેખાવમાં ઘણું રમણીય આ પુષ્પ થાયછે. તે જાફરાનના પુષ્પને સુગંધમાં તથા દેખાવમાં મળતું આવેછે, પરંતુ ચંપાનો રંગ પીળાશમાં સફેત રંગ ભળતો હોય તેવો છે. એનું વૃક્ષ બરાબર ઘટાદાર તથા મોટું અને પલ્લવિત શાખાઓથી છાયાદાર થાય છે. જ્યારે એ વૃક્ષને પુષ્પ આવેછે ત્યારે માત્ર એક વૃક્ષ આખા બાગને સુગંધીથી ભરપૂર કરી નાખેછે. બીજૂં પુષ્પ કેવડાનું છે. એનો દેખાવ તથા કદ કંઇ એકજ નિશ્ચિત નથી, એની સુગંધી એવી ભભકાદાર અને તેજ છે કે તે કસ્તૂરીની સુગંધીથી જરા પણ કમી લાગતી નથી. ત્રીજૂં પુષ્પ 'રાયવેલ' છે, જે સુગંધમાં સફેદ યાસમનના પુષ્પને મળતું આવેછે, પરંતુ એનાં પાદડાંમાં બે ત્રણ તબક ( માળ ) હોયછે. ચોથૂં પુષ્પ 'મોલસરી' ( બોરસલ્લી ) નું છે. એનું વૃક્ષપણ દેખાવમાં રમણીય, ઘાટદાર તથા ઘટાવાળું થાયછે, તથા એની સુગંધી ઘણીજ મીઠી છે. પાંચમું પુષ્પ 'સેવતી,' છે જે કેવડાની જાતીનું છે. પરંતુ કેવડાને કાંટા હોય છે અને સેવતીને હોતા નથી, તેમજ સેવતીનો રંગ પીળાશ ઉપર વધારે છે, કેવડાનો રંગ ધોળાશ ઉપર વધારે છે આ બધાં પુષ્પ તથા સફેદ યાસમન ગણાતાં ચંબેલીનાં પુષ્પમાંથી સુગંધીદાર તેલ બનાવવામાં આવે છે. બીજાં ઘણી જાતનાં પુષ્પ છે, પરંતુ તેમનું વર્ણન કરતાં લંબાણ થઈ જાયછે.

હવે બીજાં વૃક્ષોમાં સર્વ ( સરૂ ), સનૌબર, ચુનાર, સફેદ આ , નેતર, મળા ઈત્યાદિ જે હિંદુસ્તાનમાં બિલકુલ જાણીતાં નહોતાં તેપણ અહીં આણવામાં આવ્યાંછે, અને તેમનો પાક પણ પુષ્કળ થાયછે. સુખડનું વૃક્ષ જે મુખ્યત્વે કરીને બેટોમાં ઉત્પન્ન થાય છે તે પણ ઘણા બાગોમાં ઉછેરવામાં આવ્યું છે.

આગરાના વતની લોકો કલાકૌશલ્ય અને વિધા સંપાદન કરવામાં ઘણું પ્રયત્ન કરેછે. અનેક પ્રકારના ધર્મ અને પંથનાં માણસો આ શહેરમાં આવી વસેલાં છે.

મારો રાજ્યાભિષેક થયા પછી પ્રથમ હુકમ મારો એ થયો કે ઈન્સાફને માટે એક સાંકળ ( અદલની જંજીર ) બાંધવી, જેથી ઇન્સાફ આપનાર અધિકારીઓ જે લોકોના ઉપર જુલમ ગુજરેલો હોય તેમની દાદ સાંભળવામાં તથા તેમને ઇન્સાફ આપવામાં ગાફેલ રહે નહીં જેને દાદ કરવી હોય તે પોતે તે સાંકળ આવી હલાવે એટલે તે સાંકળના અવાજથી દાદ માટે આવ્યો છે તેવી ખબર મને થાય. એ સાંકળ આવી રીતે બંધાવી હતી કે.—ચોખું સોનું મંગાવી સાઠ અંકોડાની ત્રીસ ગજ લાંબી સાંકળ બનાવરાવી તેનું વજન હિંદુસ્તાનના ચારમણ હતું, જે ઈરાનના બત્રીશ મણ થાય તે સાંકળનો એક છેડો આગરાના કિલ્લાના શાહ બુરજના કાંગરા ઉપર બાંધ્યો હતો અને બીજો છેડો નદીના કિનારા સુધી લઈ જઈ એક પથ્થર લટી તેની સાથે મજબુત કર્યો હતો.

વળી આ હુકમ સાથે બીજા બાર હુકમો કહાડયા અને ફરમાવ્યું કે આ હુકમોનો અમલ કરી આ પાય તખ્તના તાબામાં તમામ દેશોમાં વહીવટ રાખવો અને તેમને રાજ્ય નિયમ તરીકે ગણવા. તે હુકમો નીચે પ્રમાણે —.

૧ તુમઘા ( મુસાફરો ઉપરનો કર ) તથા દરીયાઇ અને બીજા આપરની જકાત લેવા મનાઇ કરવી. આ જકાતથી પ્રત્યેક સૂબા તથા સરકારના જાગીરદારો લોકોને ઈજા આપેછે એ રીતે તમણે પોતાના નફા વાસ્તે કહાડીછે.

૨ જે રસ્તાઓ ઉપર ચોરી કે લુટ થતી હોય અને રસ્તો જે વસ્તીથી દુર હોય તો એ વિભાગના જાગીરદારોએ ત્યાં આગળ એક ધર્મશાળા તથા મસ્જીદ બંધાવવી તથા એક કુવો પણ ખોદાવવો. જેથી ત્યા વસ્તી રહેવાથી ધર્મશાળામાં લોકોનો જમાવ વધારે રહે. અને જો રસ્તો ખાલસા થાણાની નજીક હોય તો ત્યાના મુત્સદીએ ( હાકેમે ) બંદોબસ્ત રાખવો અને રસ્તામાં સોદાગર લોકોનો માલ તેમની પરવાનગી શિવાય ખોલાવવો નહીં.

૩ હરકોઇ શખ્સ હિંદુ હોયકે મુસલમાન હોય, પરંતુ તે ગુજરી જાય ત્યારે તેની માલ મિલકત તેના વારસને સોંપવાં. કોઇને પણ આ બાબતમાં હરકત કરવી નહીં ઉદાપિ મરનારને વારસ ના હોય તોમુશર્રફ તથા તહેવીલ-

દારે*મરનારનો માલ મિલકત ઇલાહેદી જપતીમાં રાખવાં અને તેમાંથી શરેહ ( મુસલમાની ધર્મ શાસ્ત્ર ) ને અનુસરીને જાહેર કામોમાં ખરચ કરવો, જેમકે મસજીદો બંધાવવી,તથા ધર્મ શાળાઓ બંધાવવી, તૂટી ગએલા પુલોની મરામત કરાવવી, અને તળાવ તથા કૂવા ખોદાવવા.

૪ મદ્ય, દરુબહુઝા, તથા એવી કેફી આસવ વાળી ચીજ જેની ધર્મ શાસ્ત્રથી મનાઇ છે તેવી બનાવવી તથા વેચવી નહીં. હું પોતે મદ્યપીવાનો તકસીર વાર છું. મારા અઢાર વર્ષના વયથી તે આજ સુધી, જે સમયે મારૂં વય ૩૮ વર્ષનું થયુછે ત્યાં સુધી, હું હમેશાં એનો ઉપયોગ કરૂં છું. પ્રથમ જ્યારે મદ્ય પીવાને મને ચડસ પડયો તેવામાં કોઇ કોઇ પ્રસંગે વીસ પ્યાલા સુધી બેવડી આંચનો મદ્ય હું પી જતો હતો. પછી ધીરે ધીરે જ્યારે તેની પૂર્ણ અમર મારા ઉપર થઇ ગઇ એટલે તે કમી કરવાનો મે નિશ્ચય કર્યો. સાત વર્ષના અરસામાં પંદર પ્યાલા પીતો હતો તે ઉતરતાં ઉતરતાં પાંચ છ પ્યાલાએ આવ્યો અને ઘણી વખત તો બિલકુલ પીતોજ નહીં. કોઇ વખત ત્રણ ચાર ઘડી દિવસ બાકી રહે તે વખતે પીતો. કોઇ વખતે રાત્રેજ પીતો હતો અને કોઇ વખત દિવસે પણ પીતો હતો, આ પ્રમાણે મારા ત્રીશ વર્ષના વય સુધી ચાલ્યું. ત્યાર પછી મદ્ય પીવાનો વખત મેં રાત્રીનોજ રાખ્યો હતો. એમ કરતા હાલતો માત્ર ખોરાક પાચન થાય તેટલાજ માટે પીઊં છું.

૫ અધિકારીએ બીજા કોઇને ઘેર ઉતારો કરવો નહીં.

૬ કોઇએ પણ કોઇ શખ્સનાં નાક કાન કાપવાની સજા કોઇ પણ ગુન્હા બદલ કરવી નહીં. અને હું પણ પરમેશ્વરની સમક્ષ આ સજા આપવાનો ગુન્હેગાર થાઉં નહીં તે બાબત ઘણું લક્ષ રાખતો.

૭ ખાલસાના મુત્સદ્દી અને જાગીરદારોએ રૈયતની જમીન છીનવી લેવી નહી અને તેમણે પોતે ખેતી કરવી નહીં.

૮ ખાલસાના અમલદારો અને જાગીરદારોએ જે વિભાગમાં તે હોય તે વિભાગમાં કોઇ પણ માણસ સાથે સગાઇ કરવી નહીં.

---

* મુશફ઼રે = તપાસણી કામદાર, ઈન્સ્પેકટર તહેવીલદાર = ત્રીજોરીનો ઉપરી, રોકડ નાણું જેની પાસે રહે તે કામદાર

૯ મોટાં મોટાં શહેરોમાં દવાખાનાં બંધાવવાં અને દરદીઓની માવજત માટે વૈદ્યોની નીમનોકી કરવી. તેબાબતમાં જે ખરચ થાય તે ખાલસા સરકારમાંથી આપવું.

૧૦ મારા પિતાશ્રીનો રીવાજ હતો તે પ્રમાણે મેં હુકમ કર્યો કે રબીઉલ્ અવ્વલ મહીનાની અરાઢમી તારીખે મારો જન્મ દિવસ છે તેથી તે દિવસને માન આપી તે દિવસે પાં તખ્ત તાબાના તમામ મુલકોમાં કોઇ ઠેકાણે હિંસા કરવી નહીં અને આ નિયમ પ્રત્યેક વર્ષે પાળવો. વળી આ પ્રમાણે દર અઠવાડીઆના બે રોજ હિંસા કરવાની મનાઇ કરી; એક ગુરૂવાર જે મારા રાજ્યાભિષેકનો દિવસ છે અને બીજો રવીવાર જે મારા પિતાનો જન્મ દિવસ છે. મારા પિતા રવિવાર ભગવાન સૂર્યદેવનો દિવસછે તેથી તથા સૃષ્ટીની શરૂઆતનો તે દિવસ છે તેથી તે દિવસ ઉપર બહુ આસ્તા રાખતા હતા. રાજ્યના તાબાના મુલકોમાં હિંસા નહીં કરવાના જે દિવસો મુકરર થયા હતા તેમા આ દિવસ પણ હતો.

૧૧ સર્વ સામાન્ય હુકમ ફરવ્યો કે મારા પિતાના નોકરોની પદવીઓ ( મનસબ ) તથા જાગીરો કાયમ રહે ત્યારપછી દરેક જણના ગજા પ્રમાણે તેમની પદવીમા વધારો કર્યો દસથી વધારી બાર કરી; બારથી કોઇની કમી રાખી નહીં. વધારતા વધારતા દશથી ત્રીસ ચાળીસ સુધી તેમની જાગીરમાં તથા પદવીઓમાં વધારો કર્યો ઉહદી ( એક્કા ) નોકરોના ગુજરાનને વાસ્તે તેમનો દસથી પંદર સુધીનો વધારો કર્યો શાગીર્દપેશા(ઘરના નોકરો) ના પ્રત્યેક માસના પગારમાં દસથી બારનો વધારો કર્યો વળી મારાપિતાના જનાનાની લુંડીઓના પગારમાં તેમના ગજા તથા તેમનીસાથે જે સંબંધ હતો તેના પ્રમાણમા દશથી પંદર સુધીનો વધારો કર્યો. વળી રાજ્યની જમીનો જેને ધર્મદા તરીકે આપી છે તે લોકો રાજ્યનું અભીષ્ટ ચિંતન કરનાર છે, તેથી તેમને મળેલા ફરમાન ( સનદ) પ્રમાણે કાયમ રાખ્યા. વળી મીરાં સદ્રજહાં જે હિંદુસ્તાનના પવિત્ર વંશના છે તથા જે મારા પિતાના સમયમા ઘણો મોટો મતબો ધરાવનાર હતા તેને સુમત કરી કામ ભળાવ્યું કે ગુણવાન પુરૂષોના ઉપર તે નજર રાખતા રહે.

૧૨ લાંબા વખતથી જે ગુન્હેગારોને કિલ્લાઓમાં કેદ રાખ્યા હોય અથવા કેદખાનામાં પૂરી મુકયા હોય તેમને છૂટા કરવા.

# ફરિશ્તાકૃત ગુજરાતના મુસલમાની સમયનો

## ઇતિહાસ.

### ભૂમિકા.

તારીખિ મુબારકશાહી વિગેરે ઉપરથી માલમ પડેછે કે દિલ્લીના પાદશાહ સુલતાન ફિરોઝશાહે ફર્હતુલ્મુલ્ક, જેને નિઝામ મુફરા પણ કહેતા હતા તેને ગુજરાતનો સુબો બનાવી એ દેશનોકુલ અખત્યાર આપ્યો હતો. ત્યાર પછી સુલતાન ફિરોઝશાહના દિકરા સુલતાન મહમ્મદે પણ ગુજરાતની હકૂમત ઉપર તેને કાયમ રાખ્યો હતો. પરંતુ ફર્હતુલ્મુલ્કના મનમાં દગો હતો તેથી તે દેશના જમીનદારો અને હિંદુઓ સાથે હમેશાં મહોબત રાખતો તથા તેમની ખુશામદ કરતો હતો, તેમજ હિંદુ ધર્મને તથા મૂર્તિ પૂજાને પુષ્ટિ આપી તેમને ચાલવા દેતો. તે ઉપરથી ગુજરાતના વિદ્વાન અને ધર્મરક્ત પુરૂષોએ હિ. સ. ૭૯૩ માં સુલતાન મહમ્મદશાહ તરફ એક અરજ પત્ર મોકલ્યો. તેની એવી મતલબ હતી કે ફર્હતુલ્મુલ્ક કપટ ભરેલો ઇરાદો ધરાવેછે અને તેથી એવો નાલાયક રીતે મૂર્તિ પૂજા અને તેવી ક્રિયાઓને એટલે સુધી ઉત્તેજન આપેછે કે સોમનાથનું શહેર ઇશ્વર વિમુખ મૂર્તિ પૂજકોનું ઇશ્વરસ્થાન થઇ રહ્યું છે અને દિવસે દિવસે મુસલમાની ધર્મ તથા રિવાજોનો ક્ષય થાયછે. મીંબરને માન આબરૂથી કંઇ લેટ થતી નથી તેમ મસજીદમાં કંઇ ધર્મ શ્રદ્ધાથી ઇશ્વરાર્પણ કરવામાં આવતું નથી. આ વખતે જો ઇસ્લામની પવિત્રાઇ તથા આચાર વિચાર પ્રમાણે બંદોબસ્તનો વિચાર કરવામાં આવશે તો ઘણું સારૂં થશે, નહીં તો સર્વ વાત હાથથી જશે. ધર્મરક્ષક પાદશાહ આ ખબર જાણીને શું કરવું તેના ઉંડા વિચારમાં પડયો. ઘણોજ દીર્ઘ વિચાર તથા બાંધછોડ કર્યા પછી સારાસારા વિદ્વાન અને ધર્માગ્રણી પુરૂષોના અભિપ્રાય લઇ ગુજરાતના મુલકની એક મોટા અમીર વજીહુલ્મુલ્કના પુત્ર હુમાયું ઝફરખાનને મુખત્યાર કર્યો ઝફરખાનને સુંપ્રત કરી અને સાલ મજકૂરના રબીઉલ આખર માસની ત્રીજી તારીખે પોશાક તથા તેના માન પ્રમાણે શ્વેત છત્ર તથા લાલતંબૂ જે પાદશાહોજ માત્ર વાપરી શકેછે તેની બક્ષીસ કરી. તેના ઉપર અત્યંત માયા બતાવી. ઝફરખાને તે દિવસે નીકળી શહેરની બહાર આવી " ખાસ હોઝ " આગળ મુકામ કર્યો તથા પોતાનો સરસામાન તૈયાર કર્યો. સુલ-

અને ગામનાં બૈરાં છોકરાં તદ્દન ઉઘાડાં માથાં કરી કિલ્લા ઉપર ઉભાં રહી રૌઈ કકળી દયા માગવા લાગ્યાં. સુલતાને આ તેમના ઉપર ઇશ્વરનો કોપ છે એમ તેમની દાદ સાંભળી યોગ્ય જવાબ આપ્યો અને ખંડણી ભેટ કુની તે લઇ ખાજા મયીનુદ્દીન સંજરીની દરગાહની યાત્રા કરવા અજમેર તરફ વળ્યો, અને આ મક્કા સમાન પવિત્ર ભૂમિની યાત્રા જોઇએ તેવા ધર્મ કર્મથી કરી રસ્તામાં અપવિત્ર હિંદુઓ ઉપર જીત મેળવતો ગયો, કારણકે હમેશાં તે ધર્મ સંગ્રામમાં અત્યંત ઉત્સુક રહેતો હતો. ત્યાંથી ઝલવાડા બલવાડા તરફ ગયો અને તે તરફ મૂર્તિપૂજા ભર જોસમાં ચાલતી હતી તેથી ધર્મ સંગ્રામનો ઝુંડો ઝલવાડા આગળ ઉભો કર્યો અને ત્યાંના વતનીઓને ખુની તરવારની ધારે ચઢાવ્યા; ત્યાંની મૂર્તિઓ અને દેવળોનો નાશ કર્યો અને બીજા કેટલાક કિલ્લા સર કરી તેમને પોતાના વિશ્વાસુ પુરૂષોને સોંપી પાટણ આવ્યો અને પછીનાં ત્રણ વર્ષ સુધી ત્યાંજ રહયો. તારીખિ અલફીનાં લખાણ ઉપરથી માલમ પડેછે કે આ સવારીથી આવ્યા પછી સુલતાને ખુતબો પોતાના નામથી પ્હડાવવો શરૂ કર્યો અને મુઝફ્ફર શાહ નામ ધારણ કર્યું.

દિલ્લીના સુલતાનોના લખાયલા ઇતિહાસ ઉપરથી માલમ પડે છે કે હિ. સ. ૭૯૯ માં 'મુઝફ્ફર શાહનો પુત્ર તાતારખાન સુલતાન મહમ્મદશાહનો વઝીર થયો અને તેણે સુલતાન નાસિરૂદ્દીન મહમ્મદના સમયમાં સારંગખાનની જોડે લડાઈ કરી તેને સુલતાન તરફ નસાડી મૂકયો. જ્યારે તેની રીત ભાત ઉપરથી એમ માલમ પડયું કે તે દિલ્હીના સુલતાન થવાની ઇચ્છા ધરાવેછે ત્યારે તેને વશ કરવાને અકબાલખાન, જે સુલતાન મહમ્મદનો વકીલ મુતલક હતો તેને પાણીપત તરફ મોકલવામાં આવ્યો. તાતાર ખાનને આ વખતે સામે થવાનું ઠીક લાગ્યું નહીં તેથી આડકેઠો બીજો રસ્તો લઇ ઘેરો ઘાલી સર કરવાના ઇરાદાથી દિલ્લી આવ્યો. અકબાલખાને પાણીપતનો કિલ્લો સર કર્યો અને કંઇ પણ અટકાવ શિવાય પૂર્ણ દબદબાથી દિલ્લી ભણી આવ્યો. આ વખતે પણ સામો નહી થતાં તાતારખાન હિ. સ. ૮૦૦ માં ગુજરાતમાં નાશી ગયો અને પોતાના પિતાની પાસે આવીને દિલ્લીની પાદશાહી મેળવવા માટે ઉશ્કેરણી કરી પાણી ચઢાવ્યું. મુઝફ્ફરશાહે આ વાત સ્વીકારી અને લશ્કરની તૈયારી કરવા માંડી, પરંતુ એટલામાં ખબર આવીકે સાહબ કિરાન અમીર તૈમૂરનો પુત્ર મિરઝા પીર મહમ્મદ હિંદુસ્તાન દેશમાં દાખલ થઈ ચૂકયો છે અને મુલતાન સર કરી લીધું છે. મુઝફ્ફરશાહે સાહબ કિરાન ( તૈમુર ) ના વંશજ સામે થવામાં ડહાપણ દીઠું

નહીં અને તેથી દિલ્હીની તરફની તૈયારીઓ બધ રાખીને હિ સ ૮૦૧ મા પોતાના પુત્ર તાતારખાનને સાથે લઇ ઇડરનો કિલ્લો તાબે કરી લેવા ગયો અને ત્યા લુટફાટ કરી ફેર વર્તાવવામા બાકી રાખી નહીં કિલ્લામા ભરાયેલા લોકોને અટકાવવા મા ડયા આખરે ત્યાના રાજા રણમલે પોતા તરફના માણસો મોકલી ઘણીજ આજીજીની સાથે ખડણી કબૂલ કરી આ વખતે દિલ્હીમા માહો માહેના લડાઇ ટટા ચાલી રહયા હતા તથા દિલ્લી આખુ ખળભળી ઉઠયુ હતુ તેથી તે તરફનો વિચાર નહીં રાખતા મુઝફ્ફરશાહ મજકુર વર્ષના રમઝાન માસમા પાટણ આવ્યો આ સમયે એવુ બન્યુ કે પીર મહમ્મદના ત્રાસથી નાશીને દિલ્હી તરફ ના ઘણા લોકો પાટણ આવ્યા તેમની સઘળી હકીકત બરાબર સાભળીને જેને જે વો જોઇએ તેવો આશ્રય આપ્યો લોકોની આ નાસાનાશી થઇ તેમા મિરઝાના ત્રાસથી ભય પામીને સુલતાન ફીરોઝશાહનો પૌત્ર અને સુલતાન મહમ્મદનો પુત્ર સુલતાન મહમૂદ પણ ગુજરાત તરફ નાશી આવ્યો પરતુ એ પોતાના દેશમા રહે એ મુઝફ્ફરશાહને ઠીક લાગ્યુ નહી અને તેથી એની એવી ઘણી અણઘટતી ખરદાસ્ત કરી કે તે બીચારો તગ હાલતમાં આવવાથી મન ભગ થઇ માળવા તરફ ગયો

હિ સ ૮૦૪ ના મુઝફ્ફરશાહે ફરી પાછી ઇડરના કિલ્લા ઉપર ચ- ઢાઇ કરી અને તેને તાબે કરવાના પ્રયત્નમા તે ગુથાયો રાય રણમલને તે સિવાય બીજો ઇલાજ સૂઝયો નહી તેથી તે કિ લો ખાલી કરીને વિજાનગર તરફ રાત લઇ નાશી ગયો સવારમા મુઝફ્ફરશાહ પરમેશ્વરનુ નામ દેતો દેતો કિ લ્લામા દાખલ થયો અને નિમાજન બે રકાત ( મત્ર ) ભણી પ્રાર્થના કરી પછી ત્યાં પોતાની સરદારીની સ્થાપના કરી પાટણ પાછો ફર્યો

હિ સ ૮૦૪ મા સમાચાર આવ્યા કે સોમનાથના હિદુઓએ બળવો કરી ત્યા મુસલમાની થાણુ ઉઠાવી નાખ્યુ છે અને પાછી ત્યા હિદુઓની સત્તા જમાવવાનો તે પ્રયત્ન કરેછે મુઝફ્ફરશાહે એક લશ્કર તે તરફ રવાને કર્યુ અને પા છળથી પોતે પણ ગયો સોમનાથનો રાય હિદુઓને લઈ સામો લડવા આવ્યો તેજ દિવસે મુઝફ્ફરશાહ દરિયાને રસ્તે પોતાના લશ્કરને જઈ મળ્યો, અને બન્ને તરફ બહુ યુધ્ધ થતા ધર્મ વિનાના હિદુઓનુ રૂધિર વહયુ જ્યારે રાયની શક્તિ રહી નહીં ત્યારે તે નાશીજઇ દીવના કિલ્લામા ભરાયો મુઝફ્ફરશાહે તે કિલ્લાને ઘેરો ઘાલ્યો નોબત તથા કરણાના શબ્દો વાજા સહીત દરરોજ સામા વાગવા લાગ્યા ફેર વર્તાવના કિલ્લાના દરવાજા ઉઘાડી નાખ્યા અને અદરના લશ્કરની કતલ ચલાવી

# ગુજરાતના સુલતાનોની વંશાવળી ( મિરાતિ સિકંદરી )



હસનખાનફારૂકી==દીકરી

(૭) મુજફ્ફર બીજો

આદિલખાન==દીકરી

(૮) સીકંદર (૯)મહમુદશાહ બીજો (૧૦)બહાદુરશાહ લતીફખાન હુસેનખાન

(૧૧)મીરાંમહમ્મદફારૂકી

(૧૨) મહંમુદત્રીજો

(૧૩) અહમદશાહ બીજો
ખોટે ઢોંગી

(૧૪) મુઝફ્ફરશાહત્રીજો
ખોટો ઉભો કરેલો છોકરો

+ સ્ત્રી તથા પુરૂષ વચ્ચે બેવડી લીટીઓ દોરીછે ત્યાં લગ્ન થયેલું સમજવું.

# ઃર કૃત ગુજરાતના સુલતાનોનો

## ઇતિહાસ

### મિરાતિ સિકંદરી.

### ભૂમિકા.



રમાં પરમેશ્વરનું કેવું સુંદર વચન ઉચ્ચાર્યું છે, કે " પ્રભુની, તેના અને તમારામાંથી જે હુકમ કરનાર એટલે રાજા હોય તેની તાબેદારી રીજા દરજ્જાનું માન ભોગવનાર સર્વ મનુષ્યોમાંથી એક જણને ; તેવા શ્રી જગદીશ્વરને ધન્યવાદ આપીને અને તેના પેગંબર । તેમના દાહીનાઓ અને તેમનાં પરિજનોનું સ્તવન કરીને અક- અને મહમ્મદ ઉર્ફે મંજાુનો પુત્ર ગરીબ સિકંદર કહેછે કેઃ—

જરાતના સુલતાનોના ઇતિહાસો ઘણી રાનપુરની કલમોથી લખાયાછે, પણ એવી રીતે લખાયો નથી કે જેમાં આ પાદશાહતની શરૂઆતથી સુધીનો સંપૂર્ણ ઇતિહાસ આવીગયો હોય. જો કે પ્રથમ ઇતિહાસ ાહી" નામે લખાયોછે, અને ત્યાર પછી હુલ્વાએ શીરાઝીએ "તારીખિ ફી" નામનો પદ્યમાં રચ્યોછે, પણ તેમાં મુખ્યત્વે કરીને મુઝફ્ફર અને હની સમયનું વર્ણન છે. ત્યાર પછી ઉપલા ઇતિહાસોનો સાર લઇને । મહમૂદશાહી" નામનો એક સુંદર ઇતિહાસ લખાયલોછે, તેમાં પણ સુલ- ફરથી લઇને સુલતાન મહમૂદ બેગડા સુધીના સમયનું વર્ણન છે. ત્યાર । વિદ્વાને મહમૂદ બેગડાના પુત્ર મુઝફ્ફરને નામે" તારીખિ મુઝફ્ફરશા રે રચ્યો છે. પછી કોઇએ " તારીખિ બહાદુર શાહી " નામે ઇતિહાસ પરંતુ તે એવી કઢંગી રીતે લખાયો છે કે તેમાંથી કંઇ સાર અટકળ અને સાર શિવાય હાસલ થતો નથી. વળી એમાં પણ પાદશાહીની શરૂઆતથી અને મુખ્યત્વે કરીને મહમૂદ બેગડાના અને તેના પુત્ર મુઝફ્ફરના પુત્ર ાહનાજ સમયનો ઇતિહાસ છે. અત્રે જણાવવાની જરૂરછે કે મુઝફ્ફ- સુલતાન મુઝફ્ફરશાહના સમયમાં અને અહમદશાહી સુલતાન અહમદ-

શાહના તથા મહમૂદશાહી સુલતાન મહમૂદના જીવતાં, અને મુઝફ્ફરશાહી તથા બહાદુરશાહી સુલતાન મુઝફ્ફર તથા બહાદુરના સમયમાં લખાયલાછે, તેથી એતો ઉઘાડુંજ છે કે પ્રત્યેકના કર્તાને ગમે તેમ કરીને જરા મીંડી આંખે જોવું પડયું છે, તથા કંઈક પક્ષ પકડવો પડયો છે; અને તેથી ઉપર જણાવેલા ઇતિહાસોમાં તે સમયની તમામ બાબતોનો સમાવેશ નથી, એટલે કે જે કામોમાં તે પાદશાહોની સ્તુતિ જેવું ના હોય તેવાં કામો તેમાં દાખલ થયાંજ નથી. પરંતુ જાણવું જોઇએ કે "જેમ ગુલાબની કળીમાં અડધું પુષ્પ હોયછે અને અડધા કાંટા પણ હોય છે," એમ એક વિદ્વાનના વાક્યાનુસાર કોઇ પણ મનુષ્ય ખોડ વગરનું હોતું નથી.' જ્યારે પવિત્ર સાધુ અને ઈશ્વર પદને પહોચેલા પુરૂષો શિવાય કોઈ મનુષ્ય દૂષણ વિનાનું છેજ નહિ ત્યારે ગુજરાતના સુલતાનોનાં સારાં કૃત્યોને પ્રકાશ કરવાં અને તેમને દૂષણ લગાડે એવાં કૃત્યો ગુપ્ત રાખી ભુલાવામાં નાંખવાં એ મને યોગ્ય લાગ્યું નહી, તેથી તેમની કારકીર્દી અને તેમની ચાલ ચલગતો વિષે, જો કે તેમાં સ્તુતિપાત્ર કામો વધારેં થયાંછે, અને નિંદાપાત્ર થોડાં થયાછે, તથાપિ જેવા જેવા સ્વરૂપમાં વિશ્વાસ લાયક સાધનોથી મારા સાંભળવામાં આવ્યું તથા જે કંઇ ઇતિહાસોમાંથી મળી આવ્યું તે સર્વની વિગતવાર સંબંધમાં મેં ગોઠવણી કરી. તેમાં હેતુ એ છે કે તેમણે કેવી રીતે સારા કામો જાહેરમાં આણ્યાં છે તથા ખોટાં કામોથી કેવી રીતે દૂર રહ્યાછે, રાજ્ય વ્યવહારમાં તેમણે કેવી નીતિ ચલાવીછે તથા પ્રજાના રક્ષણ માટે તેમણે કેવા કેવા પ્રયત્ન કર્યાં છે તે જાણવાની ઇચ્છા રાખનારને યથા સ્વરૂપ દેખાઇ આવે. આ હેતુથી જે સંગ્રહ થયો તેનું "મિરાતિ સિકંદરી" એટલે. સિકંદરનું બનાવેલું આદર્શ, એવું નામ રાખવામાં આવ્યુંછે, જેમાંથી. વર્ણવેલા કાર્યોનું સ્વરૂપ કંઈ પણ વધઘટ શિવાય દર્શિત થશે. "સાફ દિલનો માણસ સામાના મ્હો ઉપર સાચીજ વાત કહી દેછે; આરસી જોતી નથી કે સામો મહાન સિકંદર છે" આ હેતુથી આ નિર્ભાગીએ ઘણા વિચાર કરીને અને ઘણી મહેનત વેઠીને પગવાળીને કલમ તથા કાગળ ઉપર પ્રયત્ન કરવા માંડયો. એટલામાં એકાએક દુઃખનો એવો ઉલટો પવન ઉઠયો કે તેણે તેની કલમને નીશાનથી એક તીરની પેઠે ચુકાવી અને કાગળીઆં પવનમાં ઉરાડી દીધાં. પરંતુ જે વિચાર મારા લક્ષમાં હતો તે મજબૂતી પકડતો ગયો અને તેથી વિદ્વાન અને વૃદ્ધ પુરૂષોની તથા સાધુ પુરૂષોની સહાયથી જે જે હકીકત મળી તે દાખલ કરી અને આ પ્રમાણે સ્વલ્પ સંગ્રહ થયો તે સંબંધમાં ગોઠવી આ લઘુ પુસ્તક તયાર કર્યુંછે જો કે મારો પ્રયત્ન એવો કંઇ મહાન થયો નથી પરંતુ ગરીબ દુકાનદારને પોતાની ગમે તેટલી હલકી ચીજો હશે પરંતુ તે

વેચી નાંખેજ તેનો છુટકો છે, તેમ મારો પ્રયાસ કંઇ પણ હિસાબ વગરનો છે તોપણ મારા આ ઇતિહાસરૂપી સેરને માળા ગણીને વિદ્વાનોએ અને મહા પુરૂષોએ ક્ષમા રાખવી જોઇએ, કેમકે માળા ગમેતો મોતીના મણકાની હોય કે છીપના મણકાની હોય તથાપિ તેનો હેતુ જેમ ગણત્રી કરવાનો છે તેમ, આ મારી ઇતિહાસ રૂપી માળા જેમાં સંગ્રામની વાતો તથા મનુષ્યનાં ચરિત્રો પરોવ્યાં છે તેનો હેતુ ગુજરેશી પ્રજાનાં કાર્યોમાં વિચાર થાય તથા હવેની પ્રજાને તેના અવલોકનથી શિક્ષણ મળે તે છે; તો પણ જે માધુર્ય અને સૌન્દર્ય વિદ્વાનોના ગ્રંથોમાં હોયછે તે આમાં નથીજ એ હું સ્વીકારૂંછું.

## ગુજરાતના સુલતાનોની વંશાવળી
## તથા
## ગુજરાતમાં દિલ્હીથી સ્વતંત્ર પાદશાહીની સ્થાપના.
### ૧ ( મુજફ્ફર પહેલો )

ભૂતસમયનું સ્વરૂપ પ્રદર્શિત કરનારા ઇતિહાસ લેખકો આ વિષે એવું લખી ગયાછે કે ગુજરાતના સુલતાનોનો મૂળ પુરૂષ, જેણે ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો તથા જે પોતાનાઇમાન (પ્રભુ પ્રત્યે વિશ્વાસ) ને માટે માનવંત થયો તે, સહારન હતો, જેને વજીહુલ્મુલ્ક નામ આપવામાં આવ્યું હતું. આ પુરૂષ તાંક વંશનો હતો. હિંદુઓના ઇતિહાસમાં લખેલું છે કે તાંક અને ક્ષત્રી એ બે ભાઇ હતા એમાંના એક જણે મદ્યનો ઉપયોગ કર્યો તેથી ક્ષત્રીઓએ પોતાની જ્ઞાતિ બહાર મૂક્યો. હિંદવી ભાષામાં આવા જ્ઞાતિ બહાર મૂકાયેલા માણસને પણ તાંક કહેછે. આ પછીથી આ બન્ને કોમોનો આચારવ્યવહાર તથા ધર્મ જુદા પડી ગયા અને પોત પોતાના જુદા જુદા રિવાજો બન્ને કોમે ગ્રહણ કર્યા. સહારનના બાપનું નામ હરચંદ હતું. તેના બાપનું નામ હરપાલ, અને તેના કિન્દ્રપાલ, હરપાલ, દહરબંધર, કુંવરપાલ, દરોમન, દરસબ, કુંવર, નીવીક, સીલાહન, મલાહન, મંડન, ભૂકન, નાકત, દુલ્લભ. મહુમુ, અને ગ્રહસુ એ પ્રમાણે એક પહેલા એક પૂર્વજોથી માંડીને તે ઠેઠ રામચંદ્ર. જેને હિંદુઓ ઇશ્વર તરીકે માને છે ત્યાં સુધી આ વંશાવળી પહોચે છે.

ગુજરાતની હકૂમત ઉપર આવી જે મૂળ પુરૂષ સ્થાપી થયો તે વજીહુલ્મુલ્કનો પુત્ર ઝફરખાન હતો. અને જે આદેશનો પ્રથમ સુલતાન થયો તે ઝફર

ખાનનો પુત્ર સુલતાન મહમ્મદશાહ કુતુબુદીન, જેને તાતર ખાન પણ કહેતા હતા, ને હતો એવુ કહેવામા આવેછે કે મહાન પરોપકારી સુલતાન અથાત્ મુઝફર ફીરોઝશાહ જે દિલ્લીના પા શાહ તુઘલકશાહના પુત્ર સુલતાન મહમ્મદના કાકાનો દીકરો થતો હતો, તેને શિકારનો ઘણોજ શોખ હતો, અને તે એટલે સુધીકે પ્રાચીન અને અર્વાચીન પાદશાહોમા એના જેવા શોખ વાળો આ કામમા કોઇ પણ થયો નથી તેમજ બહેરામ ઘોરના સમય પછી એના જેવી શિકારની લત કોઇને થઇ નથી શિકારીએ જ્યારે શિકાર ચઢે છે ત્યારે શરૂઆત એના નામથી કરેછે અને એના આત્માની કૃપા ચાહે છે એક દિવસ એવુ બન્યુ કે ફીરોઝશાહને શિકારની ઇચ્છા થઇ અને એટલા માટે જંગલ અને બીડમા હરણના શિકાર માટે ગયો દૈવ યોગે એવુ બન્યુ કે શિકાર કરતા કરતા આગળ જતા તે લશ્કરથી જુદા પડી ગયો જ્યારે સોનેરી સૂર્ય રૂપી જગની વૃષભે રાત્રી રૂપી કાળા ઘોડાની છાયાથી ઢંકાઇને અંધકારનો છેડો પકડયો અને રૂપેરી ચંદ્ર રૂપી હરણ જ્યારે આકાશ રૂપી મેદાનમા ખેલવા લાગ્યુ ત્યારે તેના જીવ રૂપી પક્ષીએ આશ્રમ રૂપી માળો ખોળવા માંડયો આઘેથી થાણેસર કસ્બાના તાબાનુ એક ગામડુ નજર પડયુ કે તુરત ઘોડાની લગામ એ તરફ ચલાવી ગામની બહાર ગામના જમીનદારનુ એક ટોળુ બેઠેલુ હતુ તે જોઇને ઘોડાથી નીચે ઉતરી તેમના ભેગો બેઠો, અને તેમાના એકને પોતાને પગેથી જોડા ઉતારવાનો હુકમ કર્યો તે પુરૂષ આકૃતિ ઉપરથી તથા શરીરના બીજા ચિન્હો ઉપરથી ભવિષ્ય પારખવાની વિદ્યામા (જેને આપણા લોકો સામુદ્રિક શાસ્ત્ર કહેછે તેમા) કુશળ હતો તેની નજર ઓચિંતા સુલતાનના પગના તળીઆ ઉપર પડી અને તેમા રાજ્યાસન ગાજ થવાના ચિન્હ તેણે દીઠા તે જોઇ તેણે પોતાના સોબતીને કહ્યુ કે આવા ચિન્હ માત્ર પાદશાહ શિવાય બિજા કોઇના પગ ઉપર હોતા નથી તેથી માલમ પડેછે કે આ પુરૂષ કાં તો પાદશાહી મુગટ ધારણ કરેછે અથવા તો થોડી મુદતમા પ્રારબ્ધ અને સહાય કરી પાદશાહી મુગટ એના મસ્તક ઉપર મૂકશે આ પરસ્પર વાત કરનારાઓ બન્નેઓ હતા એકનુ નામ સાધુ અને બીજાનુ નામ સારણ હતુ ગ જગત પત સપતિથી તે સમયમા એવા પ્રતિષ્ઠિત થયા હતાકે એક દેશ ગતરી દાજો સવાર અને પાદળ લશ્કર તેમને તાબે રહેતુ બન્ને એ ... માન ટૂંક વિજ્ઞાપના કરીકે અમારે ઘેર આ સ્નાપગલા કરી એક રાત્રી ... અપ ગણી તેઓએ સુલતાને ગામમા લાવ્યુ આખી રાત્રી બન્ને જણ તેની ખાતર બરદાસમા હાજર રહ્યા સાધુની સ્ત્રી ઘણી હુશીયાર હતી ને સુખ્યાત ... સાથ મજલસના અને ... સુનીતીની તણ પોતાના પતિને કહ્યુ કે

જોકે આ પુરૂષની મુખાકૃતિ ઉપરથી તે શ્રીમંત અને ભાગ્યશાળી હોય એવું જણાઇ આવેછે ખરૂં, તથાપિ જ્યાં સુધી વર્તણુકની પરીક્ષા થાય નહીં ત્યાં સુધી કોઇના ઉપર વિશ્વાસ રાખવો જોઇએ નહીં. આવું કહી તેણે સલાહ આપીકે બેઠકમાં શરાબ લાવી મુકો, જે પીવાથી આ પુરૂષની કંઇ પણ મેહેનત શિવાય પરીક્ષા થઇ જશે. દિલને ખુશ કરી નાંખે એવો શરાબ તેમણે આણ્યો. સાધુની એક અનુપમ સૌન્દર્યવાન બેહેન હતી, તેણે શરાબનો પ્યાલો ભરીને સુલતાનને આપ્યો અને મુબારક બાદી આપી પીજવાની અરજ કરી. સુલતાને ઘણા આનંદથી તેના હાથમાંથી પ્યાલો લીધો અને પાન કરી ગયો. આ પ્રમાણે ત્રણ પ્યાલા પીધા એટલે તેના હૃદયની કળી ખિલી. પેલી છોકરીને ઠઠ્ઠા કરવા માંડયા, એટલુંજ નહીં પણ તેના ઉપર કંઇ મોહિત થયો હોય એવો દેખાવા લાગ્યો. સાધુની સ્ત્રીએ પાદશાહની આવી સ્થિતિ જોઇને મીઠા સ્વરથી માન અને મર્યાદા ભરેલા શબ્દોમાં શરૂ કરી જુદી જુદી વાતો ઉપરથી એવા મુદ્દા ઉપર વાત આણી કહ્યું કે આપના કુટુંબ વિગેરેની હકીકત જો જણાવો તો આ તેજસ્વી સૂર્યના કરતાં પણ ચઢે એવી છોકરી તમને પરણાવું. સુલતાને કહ્યું કે પાદશાહ તુઘલકશાહના પુત્ર સુલતાન મહુમ્મદના કાકાનો પુત્ર ફીરોઝખાન તે હું છું. સુલતાન મહમ્મદશાહે પોતાની પછી ગાદીનો વારસ મને ઠરાવ્યો છે. આ હકીકત સાંભળીને, સાધુની સ્ત્રીએ પોતાના પતિને કહ્યું કે આપણા ગરીબ ઉપર હુમા પક્ષીની છાયા પડીને આપણાં નસીબ ખુલ્યાંછે. શાહજાદાને તમારી બેહેન ઉપર ઘણીજ પ્રીતિ ઉપજી છે માટે કહ્યું માનો તો તેને એમની વેરે પરણાવો અને એમના વસીલાથી શ્રીમંત થઇ દરજ્જે ચઢો. સાધુએ તુરત સ્વીકાર કરી સુલતાનને આ કન્યા લગ્નમાં આપી. આખી રાત્રી સુલતાને ત્યાં આનંદમાં ગાળી.

અંધકારાચ્છાદન કરતો રાત્રીનો પડદો ઉઘડયો અને રેશમી વસ્ત્ર ધારણ કરેલો વર રાજા સૂર્ય શયન ગૃહમાંથી બહાર આવ્યો, એટલે સુલતાને ઘણા આનંદિત મનથી કોના તકીઆ ઉપરથી મસ્તક ઉંચું કર્યું. ચોતરફથી સીપાઇઓ આવી ગયા અને સુલતાન શહેર તરફ જવા નિકળ્યો. સાધુ અને સહારન બન્ને ભાઇઓ પણ તેની સાથે રવાના થયા, અને સુલતાનની નોકરીમાં એવા તો હાજર રહ્યાકે એક ક્ષણ પણ પગ બહાર મૂકતા નહોતા. એમની બેહેન ઉપર સુલતાનની અત્યંત પ્રીતિ બંધાતી ગઇ. એમ થતાં થોડી મુદતમાં બન્ને ભાઇઓએ ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો. સુલતાને સહારનનું નામ વજીહુલ્મુલ્ક રાખ્યું. ત્યાર પછી સુલતાનની આજ્ઞા લઇ બન્ને જણ ધર્મધુરંધર હજરત મખદુમ

જહાનિયાનની શિષ્ય મંડળીમાં દાખલ થયા અને આ લોક તેમ ફાલેક તરફની તેમની વૃત્તિને માટે પ્રખ્યાત થયા. સુલતાન પોતે પણ તે હઝરતનો શિષ્ય હતો તેથી, અને તેમની પવિત્રાઇ દીઠી તેથી તેમના ઉપર અત્યંત ખુશ રહેવા લાગ્યો. ત્યાર પછી દિન પ્રતિ દિન તેમની ઉપર સુલતાનની મહેરબાની ઘણીજ વધતી ગઇ એક દિવસ એવું બન્યું કે મખદૂમ જહાનિયાનને ઘેર ઘણા ફકીરો આવી ચઢયા, પરંતુ અન્ન તયાર નહોતું વજીહુલ્મુલ્કનો પુત્ર મુઝફ્ફરખાન પણ આ હઝરતનો શિષ્ય હતો તે આ ખબર સાંભળતાંજ પુષ્કળ ખાવાનું તથા મીઠાઇ પોતાના ઘરમાંથી તેમ બજારમાંથી લઇને હઝરતના મકાનપર આવ્યો અને સઘળું ફકીરોના આગળ રજુ કર્યું ફકીરોએ અલાહુ અકબર કહીને જોરથી જય બોલાવી આ મોટો અવાજ સાંભળતાં હઝરત મખદુમે તપાસ કરી સેવકોએ જે વાત બની હતી તે કહી હઝરતે મુઝફ્ફરખાનને બોલાવી લવવાની આજ્ઞા કરી તેણે આવીને પ્રણામ કર્યાં હઝરતે કહ્યું કે જે અન્ન તેં આપ્યું છે તેના બદલામાં તને ગુજરાત દેશની સર્વ હકૂમત બક્ષીસ કરૂં છું એમ કહીને એક પોતાના પલંગ ઉપર પાથરવાની ચાદર (પલંગ પોશ) પણ બક્ષીસ કરી મુઝફ્ફરખાને પ્રણામ કરી આનંદ ભેર પોતાને ઘેર આવીને બનેલી હકીકત ઘરના માણસોને કહી તેની સ્ત્રીએ કહ્યું કે તમને તો વૃધ્ધાવસ્થા આવીછે, કદાચ ગુજરાતની હકૂમત તમને મળશે તો પણ તમને માલમ છે કે એ તમને કયા સુધી ઉપયોગી થશે? માટે પાછા જાઓ અને આશિર્વાદ તમારા છોકરાને ફળે એવી અરજ કરો. હાલ હઝરતનો કૃપા સૂર્ય તમારા ઉપર પ્રકાશ્યોછે એટલે જે જે તમે કહેશો તે એ સ્વીકારશે મુઝફ્ફરખાન અત્યંત સુગંધી અત્તર, પુષ્પ સુંદર પાન અને મીઠા મેવા લઇને હઝરતની પાસે આવ્યો લવેની ચાજે તેમના આગળ રજુ કરી હઝરતે સરો સમય અને સારી સુગંધી તું લાવ્યો છે એમ કહીને બાઆગળ ખજૂરની રકાબી પડીહતી તેમાંથી એક મૂઠી ભરી મુઝફ્ફરખાનના હાથમાં આપીને કહ્યું કે આ ખજૂ ની જેટલી પેશીઓ છે એટલી તારી પેઢીઓ ગુજરાતની હકૂમત અને પાદશાહી કરશે કેટલાક લોકો કહેછે કે ખજૂરની પેશીઓની સંખ્યા બાર હતી કેટલાક કહેછે કે, તેર અને કેટલાક કહેછે કે અગીયાર હતી ખરી વાત પરમેશ્વર જાણે ઇતિહાસ લેખકો લખી ગયાછે કે હિજરી સંવત૭૪૭ માં સુલતાન મહમ્મદ ઠઠ્ઠા ઉપર ચડાઇ લઇ ગયો હતો તે વખતે તે નગરની નજીકમાં મરણ પામ્યો, તેના મરણ પછી તેના કાકાનો દીકરો ઉપર કહેલો ફીરોઝખાન સનતન ફીરોઝશાહનું પદ ધારણ કરી તખ્ત ઉપર બેઠો આ સમયે મુઝફ્ફરખાન અને તેનો ભાઈ શમશેરખાન મોટી પદવીએ ચઢયા, અને પાદશાહના પૂર્ણ વિશ્વાસપાત્ર થયા,

તે એટલે સુધીકે સુલતાન એમના શિવાય બીજા કોઈના હાથે શરાબ લેતો નહીં હતો. ગુજરાતના સુલતાનો કલાલના વંશથી ઉત્પન્ન થયા છે એવું જે કહેવામાં આવેછે તે તદન ખોટું છે. કલાલી શબ્દ જોડવાનું કારણ એવું બન્યું હતું કે દરબારમાં એક વર્ષ દ્રાક્ષ પુષ્કળ આવી હતી, તે બગડી જતી હતી, તેથી આ બે જણને તેમાંથી આસવ કાઢવાનો સુલતાને હુકમ કર્યો હતો. અદેખા પુરૂષોએ અદેખાઈને લીધે "કલાલી" નામ લગાડી દીધું અને જાહેર કર્યું કે એતો કલાલ જાતિના છે. ખરી વાતતો એજ છે. તે ગમે તે હો પરંતુ એટલું તો ખરૂંજ કે તેઓ મહાન અને ઉદાર સ્વભાવના હતા અને સાધુ સંતો ઉપર તથા પવિત્ર જનો ઉપર તેમણે અનેક દાન ધર્મ કર્યાં હતાં, જેમનું વર્ણન યોગ્ય સ્થળે કરવામાં આવશે. સુલતાન ફીરોઝશાહનું વય લગભગ નેવું વર્ષનું થતાં તેણે રાજ્ય કાર્યભાર મહમ્મદખાન નામના પોતાના પુત્રને સોંપી પોતે પરમેશ્વરની ભક્તિમાં નિમગ્ન થયો. ખુતબો બન્નેના નામથી વાંચવામાં આવતો હતો. હિ. સ. ૭૯૦ (ઇ. સ. ૧૩૮૮) માં ફીરોઝશાહના બંદગાનો જેમની સંખ્યા એક લાખની હતી તેમણે અસત્ય વાતો કહી કહીને અને નિંદા કરીને મહમ્મદખાન તથા ફીરોઝશાહ વચ્ચે વિરોધ કરાવ્યો અને મહમ્મદખાનની સામે ફરી ગયા. મહમ્મદખાન તેમની સાથે યુદ્ધ કરવા આવ્યો. તેમણે સુલતાન ફીરોઝશાહનું શરણ લીધું. સુલતાન ફીરોઝને તેમણે એકાંતમાં બાહર લાવી સંગ્રામ કરનારી ટુકડીની હારમાં ઉભો રાખ્યો. મહમ્મદખાનના લશ્કરની અને હાથીના મહાવતોની નજર સુલતાન ઉપર પડી એટલે તેઓ તેના દબદબાથી, અને તેણે કરેલી અનેક બક્ષીસો યાદ આવ્યાથી શાહજાદાની પાસેથી ખસી જઈ સુલતાનની તરફ આવ્યા. મહમ્મદખાન નાશી શીરપુર તરફ ગયો. ફીરોઝશાહના બંદગાનોએ તેનું ઘર અને તેના સોબતીઓનાં ઘરબાર લુટી લીધાં.

એજ સાલમાં એટલે હિ. સ. ૭૯૦ (૧૩૮૮) માં સુલતાન ફીરોઝશાહ મરણ પામ્યો. એના મરણની સાલ "વફાતફીરોઝ, (ફીરોઝનું મરણ) એ શબ્દોમાંથી નીકળી આવેછે. ફીરોઝશાહે આડત્રીસ વર્ષ અને નવ દિવસ રાજ્ય કર્યું. ફીરોઝશાહના બંદગાનોએ સુલતાન ફીરોઝના પૌત્ર અને ફતેખાનના પુત્ર ગયાસુદ્દીન તુઘલકને ફીરોઝાબાદના સહેલગાહી મહેલમાં તખ્ત ઉપર બેસાડ્યો અને સુલતાન મહમ્મદ તરફ મોટું લશ્કર રવાના કર્યું. મહમ્મદ સહજ

લડાઇ કરી પરંતુ હાર ખાઇ નીરપુરથી સીંધ ગયો તુઘલખશાહ તેની પાછળ પડયો એટલે તે નગરકોટ જતો રહ્યા તુઘલખશાહ જવાનીના ઉભરાથી મોજ શોખમા પડી ગયો અને બદગાનોએ રાજયમાં જોર જુલમ વર્તવના નાટયો હિ સ ૭૯૧મા મલિક રૂકનુદીને તુઘલખશાહને મારી નાખી તેનુ માથુ દરબારમા લટકાવ્યુ એણે ૭ માસ ને અઢાર દિવસ રાજ્ય કર્યુ

ત્યાર પછી સુલતાન ફીરોઝના પુત્ર ઝફરખાનનો પુત્ર અબુબકર તખત ઉપર બેઠો તખતને વાસ્તે એની અને સુલતાન મહમ્મદની વચ્ચે ઘણી લડાઇઓ થઇ સુલતાન મહમ્મદ કેટલી વાર તો હાર ખાધી પરંતુ આખરે અબુબકરનુ લશ્કર ફરી ગયુ અને સુલતાન મહમ્મદને આવી મળ્યુ અબુબકર સુલતાન મહમ્મદના હાથમા પકડાયો અને કેદખાનામા જઇ મરણ પામ્યો, અને દિલ્લીની પાદશાહી સુલતાન મહમ્મદખાનના હાથમા આવી.

એજ સાલમા એટલે હિ સ ૭૯૩ મા ખબર આવીકે ગુજરાત પ્રાંતનો નિઝામ રૂસ્તમ (જેને રાસ્તી ખાનનોઇલકાબ મળેલો હતો તે) ફરી ગયોછે અને દુશ્મનીના વિચાર ધરાવે છે એજ સાલના રબી ઉલ અવ્વલ મહીનાની બીજી તારીખે સુલતાન મહમ્મદ ઝફરખાનને એક લાખ તખુ બક્ષીસકરીનિઝામ રૂસ્તમને પાંશરો કરવા ગુજરાત તરફ વિદાય કર્યો ઝફરખાને દિલીથી કુચ કરી ખાસ હોઝ આગળ ડેરા તાણ્યા ચોથી તારીખે સુલતાન મહમ્મદ તેને મળવાને ગયો અને વિદાય કર્યો. ઝફરખાનના પુત્ર તતારખાનને સુલતાન મહમ્મદ પોતાની પાસે રાખ્યો અને પોતાના પુત્ર પ્રમાણે પાળ્યો ઝફરખાનને કેટલીએક કુચ કર્યા પછી ખબર મળી કે તાતારખાનના ઘરમા એક સુંદર પુત્રનો જન્મ થયોછે અને તેનુ નામ અહમદખાન પાડ્યુ છે

ત્યાથી કુચપર કુચ કરીને ઝફરખાન આગળ વધ્યો જ્યારે એ નાગોર પરગણામા પહોચ્યો ત્યારે ખંભાયતની રૈયત જે રાસ્તીખાનના જુલમથી હેરાન થઈ હતી તે આવી મળી અને સઘળી ફરીયાદ કરી ખાને તેમને દિલાસો આપી પોતાની સાથે લઇ આગલ કુચ ૨૩ કરી કેટલીક મજલો કર્યા બાદ પાટણ શહેરમા આવી પહોચ્યો અને ત્યા મુકામ કર્યો અહીથી રાસ્તીખાન ઉપર તેણે નીચેની મતલબનો પત્ર લખ્યો —

" શાણા માણસોનું કામ તો એ છે કે તકરાર અને ખોટા વિચારોનો અગ્નિ ઓલવી નાંખવો. જ્યાં સુધી આ અગ્નિ મોટો ભડકો થઈ ઘર બાળી નાંખવા જેવો થયો નથી ત્યાં સુધીમાં તેને બેસારી દેવો એ સારૂં છે. જે માણસ પોતાના માલિકથી બેવફા થઈ દુશ્મની ધારણ કરેછે તે આખરે અપકીર્તિ પામેછે. તમારે ક્ષમા માગવી એજ વધારે સારૂં છે, અને મારી ભલામણથી સુલતાન તમને ક્ષમા આપશે. "

આ શિખામણ કંઈ એને રૂચી નહીં અને રીતસર કંઈ પણ જવાબ નહીં આપતાં પાટણ, જેને નહરવાલા ( અણહિલવાડ ) કહેછે તે તરફ દરબાર કૈમ કુચ કરી નિકળ્યો. આખરે પાટણ સરકારના તાબાનું ગામ મોજે સનહુ આગળ ખાન સાથે મુકાબલો થયો અને મોટી કતલ થયા પછી વિજયનું નિશાન ખાનની તરફેણમાં ફરક્યું. નિઝામ યુદ્ધમાં કતલ થયો. ઝફરખાન વિજયી થઈ પાટણમાં દાખલ થયો. આ બનાવ હિ.સ.૭૯૪ માં બન્યો.

કેટલોક વખત ઝફરખાન પાટણમાં રહ્યા પછી તેણે હુકમ ફરમાવ્યો કે જે જગાએ લડાઈ થઈછે ત્યાં આગળ એક ગામ વસાવવું. આ પ્રમાણે ગામ વસાવ્યું તેનું નામ જીતપુર રાખ્યું, જે ગામ ઉપર વર્ણવેલો વિજય થયો ત્યારથી તે આજ સુધી સારી વસ્તીવાળું અને આબાદ છે. હિ.સ.૭૯૫ માં ખાન ખંભાયત ગયો અને ગુજરાત દેશ મુસલમાનોના રિવાજ પ્રમાણે પોતાને સ્વાધીન કર્યો, અને જે લોકો માને હતા તેનાં મસ્તક નમાવ્યાં અને બેદાદીથી તથા જુલમથ હેરાન થતી રૈયતને સુખ ચેનમાં આણી

તારીખે મહમુદશાહીમાં લખેલુ છે કે સુલતાન મહમ્મદશાહે ખાનની ઉપર જે પત્ર લખ્યો હતો તેમાં શરૂઆતમાં મથાળે ઇલકાબ સુલતાને પોતાને હાથે લખ્યો હતો, જેમાંથી કંઈ પણ કમી જાસ્તી શિવાય અત્રે ટાંકીએ છીએ. તે નીચે પ્રમાણે હતો:—

" મારા ભાઈ, પરમમિત્ર, મહાબળવંત, ન્યાયી, પરમવીર, રાજ્ય અને ધર્મના સંરક્ષક, ઇસ્લામ ધર્મ અને મુસલમાનોના ભૂષણ, પરમેશ્વરના કૃપા પાત્ર, બે ઇમાન અને મૂર્તિ પૂજકોના કુહાર, ધર્મ શત્રુ અને અપાત્રના કતલ કરનાર, આકાશ મંડળના ધ્રુવ સમાન નિશ્ચળ, સંગ્રામમાં વિજય પ્રવર્તાવનાર, કિલ્લાઓને પણ લેનાર અને દેશોને જીતનાર, રાજ્ય મંત્રના પ્રધાન, રાજ્ય મંડળના આધાર, ધર્મ અને પરોપકારના બેલી, મહા વિચારવંત, ન્યાયના પ્રવર્તક,- સિકંદરશાહના

પ્રધાનતુલ્ય. હુમાયું ઝફરખાન." અને એમ પણ કહેવાય છે કે તેં પત્ર સાથે એક સુલતાનો ઉપયોગમાં લઇ શકે તેવું લાલ છત્ર અને પાદશાહી તંબુ તેને બક્ષીસ તરીકે હિ. સ. ૭૯૩ ના રબિઉલઆખરી મહીનામાં મોકલ્યાં હતાં.

ત્યાર પછી હિ. સ ૭૯૬ માં ફીરોઝશાહનો પુત્ર સુલતાન મહમ્મદશાહ મરણ પામ્યો. એના શબને શણગારીને મહમ્મદાબાદથી દિલ્હી આણવામાં આવ્યુ અને સુલતાન ફીરોઝના હજીરામાં તેને ભૂમિદાગ દેવામાં આવ્યો. એણે છ વર્ષ અને સાત માસ રાજ્ય કર્યું એજ વર્ષના રબિઉલઅવ્વલ મહીનાની ઓગણીસમી તારીખે મહમ્મદશાહનો મોટો દીકરો હુમાયુ, સુલતાન અલાઉદ્દીનનો ખિતાબ ધારણ કરી તખ્ત ઉપર બેઠો અને તેજ વર્ષના જમાદીઉલઅવ્વલ મહીનાની પાંચમી તારીખે માત્ર એકજ માસ અને બે જ દિવસ રાજ્ય કરી મરણ પામ્યો. ત્યાર પછી એજ મહીનાની વીસમી તારીખે તેનો નહાનો ભાઇ મહમૂદખાન, સુલતાન નાસિરદ્દીન મહમૂદશાહનું પદ ધારણ કરી ગાદીએ બેઠો.

આ સમયે ઝફરખાનને ખબર મળીકે ઇડરના રાજાએ બળવો ઉઠાવ્યોછે. ખાન ઇડર તરફ લશ્કર લઇ ચડયો રાજા નાસીજઇ ઘઢમાં ભરાયો. ખાને કિલ્લાને ઘેરો ઘાલ્યો અને ઇડરની આસપાસના મુલકમા લશ્કરો મોકલી સઘળો પ્રદેશ પાયમાલ કર્યો રાજા આખરે ઘણી નમ્રતા અને આજીજી સાથે તાબે થયો અને ખાન પાછો ફર્યો ત્યાંથી પાછા ફર્યા બાદ સોમનાથનું એટલે દીવ પાટણનું દેવળ નાશ કરવાનો ખાને ઇરાદો કર્યો એટલામા ખબર મળીકે આસાર અને બુરહાનપુરનો હાકિમ આદીલખાન પોતાના પગ લબાવી ગુજરાતના સરહદમાં સુલતાનપુર અને નદરબાર સુધી આવી પહોંચ્યો છે ખાને દીવ પાટણ તરફનો પોતાનો મનસૂબો ફેરવી આદીલખાનને પરાજીત કરવા સારૂ કુચ કરી. આદીલખાન આ ખબર સાંભળી આસીર તરફ નાશી ગયો, અને ખાન પણ નહરવાલા એટલે પાટણ પાછો ફર્યા

હિ સ ૭૯૭ માં રાય ભારાના દેશમાં આવેલા ઝરંદ ઉપર ખાને લશ્કર લઈ ચઢાઇ કરી, અને તે દેશના હિંદુઓનો તોર શમાવી સોમનાથ દેવળ ઉપર કુચ કરી આ મશહૂર દેવળને તોડીને શહેરમાં મુસલમાની ધર્મ અને રિવાજ સ્થાપિત કર્યા

હિ સ ૭૯૮.મા ખબર આવીકે માંડનો હિંદુ રાજા મુસલમાનો ઉપર ઘણો જુલમ ગુજારેછે ખાને રાજ્યના મુખ્ય અમીરોને અને પ્રધાનોને બોલાવી

કહ્યું કે " પૂર્વ તરફના દેશના મુસલમાનો જો દુઃખ ભોગવતા હોય તો પશ્ચિમ તરફના મુસલમાનોએ તેમને મદદ કરવી જોઈએ. હાલમાં આપણે સાંભળીએ છીએ કે મંદૂના હિંદુઓ તેમના દેશમાં વસતા મુસલમાનોને ઘણું પજવે છે આ બાબતમાં જો આપણે શાંત રહીશું તો કાલે સવારે રાજાઓના પણ રાજા પરમેશ્વરના તખ્ત આગળ શો જવાબ આપીશું ! મારી સલાહમાં તો એ કાફરોને સજાએ પહોંચાડવા એમ આવે છે. આ બાબતમાં તમારો શું અભિપ્રાય છે. " સર્વે જવાબ આપ્યો કે જેમ આપની ઇચ્છા છે તેમજ અમારો અભિપ્રાય છે. કુચની નોબત વગાડવાનો હુકમ કરવામાં આવ્યો અને ઉતાવળી ઉતાવળી કુચથી લશ્કર મંદૂ તરફ રવાના થયું. મંદૂનો રાજા વિચાર કરીને પોતના કિલ્લામાં ભરાયો. વિજયી ખાને કિલ્લાને ઘેરો ઘલ્યો અને તને તાબે કરવાનો પ્રયત્ન કર્યો. કિલ્લો ઘણો મજબૂત હોવાથી પોતાની ઉમેદ પાર પાડવામાં ખાનને ઢીલ થઇ, પરંતુ આખરે મંદૂનો રાજા ઘણું દુઃખ વેઠવાથી કાયર થઇને અને નરમ જઇને શરણ આવ્યો, અને હવેથી મુસલમાનોને દુઃખ નહીં દેવાનો તથા લાયક પેશકશ ( ખંડણી ) આપવાનો કરાર કર્યો.

વિજયી ખાન ત્યાંથી ધર્મધુરંધર મહાપુરૂષ ખાજા મયીનુદ્દીનની દરગાહનાં દર્શન કરવા અજમેર ગયો. અજમેર ત્રણ રોજ રહ્યું ત્યાંથી તે પગે ચાલીને ગયો, અને યાત્રા સંપૂર્ણ કરી. ત્યાંથી સાંભર અને ડિંડવાણ ગયો. ત્યાંના હિંદુઓને સજા કરી ત્યાંથી દેલવાડા અને ચકવાડા તરફ ગયો. ત્યાંના લોકોને પણ સજાએ પહોંચાડી રાજધાની તરફ વળ્યો અને હિ. સ. ૭૯૯ ના પવિત્ર માસ રમઝાનની તા. ૧૭ મીએ પાટણમાં પ્રવેશ કર્યો. અહીં આવ્યા પછી લશ્કરની એક વરસ સુધીની નોકરી માફ કરી તેને આરામ આપ્યો, અને પોતે પણ કોઇ તરફ સવારી કરી નહીં. આજ વર્ષમાં ખાનનો પુત્ર તાતારખાન દિલ્હીથી પાટણ આવ્યો.

## તાતાર ખાનનું દિલ્હીથી આવવું.

તારીખિ મહુમદશાહીના કર્તા એવું લખે છે કે દિલ્હીના સુલતાન ફીરોજશાહના પુત્ર સુલતાન મહમ્મદના મરણ પછી રાજ્ય સંબંધે મોટી ગરબડ ઉઠી અને જારી રહી. દરેક સરદારના મનમાં દિલ્હીનું તખ્ત મેળવવાની ઇચ્છા હતી. કેટલોક સમય વીત્યા બાદ અને તે દરમ્યાનમાં ટુંકી ટુંકી મુદતની પાદશાહીઓ વીત્યા બાદ દિલ્હીના રાજ્યની લગામ એક વકીલ તરીકે અકબાલખાનના હાથમાં આવી. આ સમયે ઝફરખાનનો પુત્ર તાતારખાન પાણીપતના કબ્જામાં હ-

તો તાતારખાનના ઉપર ચઢાઇ કરવાને અકબાલખાન પાણીપત ગયો. તાતારખાને પોતાનો સરંજામ પાણીપતના કિલ્લામાં રાખી દિલ્હી ઉપર ચઢાઇ કરી તેને ઘેરો ઘાલ્યો. ત્રીજે દિવસે અકબાલખાને પાણીપતનો કિલ્લો સર કર્યો, અને ત્યાંનો સઘળો સરંજામ પોતાને કબજે કર્યો. આ બનાવ બનવાથી તાતારખાન દિલ્હીની સરહદમાં રહી શકે તેમ નહીં હોવાથી તે ગુજરાત તરફ ફર્યો, એવા ઇરાદાથી કે ગુજરાતમાંથી લશ્કર એકઠું કરી અકબાલખાન ઉપર ચઢાઇ કરી તેને હરાવવો. પોતાના પિતાને મળ્યો અને તેના તરફથી તેને ઘણો આવકાર દેવામાં આવ્યો.

અહીં સર્વ રીતે તેનું મન પ્રસન્ન રહે એવી બરદાસ્ત થઇ, તથાપિ તેના ઉચ્ચાભિલાષારૂપી પ્રાણીને આરામના આ માળામાં ચેન પડ્યું નહીં. અકબાલખાનનું વેર અને દિલ્હીના રાજ્યની મહત્વાકાંક્ષા એના ચિત્તમાંથી ખસ્યાં નહીં, અને રાત્રિદિવસ એના એ વિચારમાળામાં ગ્રસ્ત રહેતો હતો. ગુજરાતમાંથી લશ્કર તયાર કરી દિલ્હી તરફ જવું એવા વિચારમાં એ હતો એટલામાં સમાચાર આવ્યા કે અમીર તૈમૂર ગોરકાન સાહેબ કિરાનના હુકમથી મીરઝા મહમ્મદ મુગલ લશ્કર લઇને મુલતાન સુધી આવી પહોંચ્યો છે અને અકબાલખાનના ભાઇ સારંગખાનને મુલતાનના કિલ્લામાં ઘેરી લીધો છે. આ પ્રમાણે દિલ્હીનો મામલો ઘટ થવાથી તે તરફનો વિચાર તાતારખાનને મુલતવી રાખવો પડ્યો.

ઇ. સ. ૮૦૦ માં તે ઝફરખાનની સાથે ઇડર પ્રાંતના હિંદુઓને સજા કરવા ત્યાં ગયો. ઇડરના કિલ્લાને ઘેરો ઘાલ્યો અને આસપાસનો પ્રદેશ ઉજ્જડ કર્યો. તેનો ઇરાદો પાકો હતો કે ઇડરને સ્વાધીન કર્યા શિવાય બીજી કોઇ તરફ જવું નહીં, એટલામાં ખબર આવી કે અમીર તૈમૂરના તેજ રૂપી સૂર્યના કીરણ દિલ્હી શહેર ઉપર ઝળક્યા છે અને દિલ્હી તેના કબજામાં આવ્યું છે. આ ઉપરથી પોતાની રાજ્યધાનીથી દૂર રહેવું અને આ સમયે સંગ્રામમાં રોકાવું એ યોગ્ય નથી એમ ધારી ઇડરના રાજા પાસે ખંડણી કબૂલ કરાવી પાટણ પાછો ફર્યો. એજ વર્ષમાં વળી ખબર મળી કે સોમનાથના હિંદુઓએ દરેક તરફ તોફાન ઉઠાવ્યું છે અને સ્વતંત્ર થઇ જવાનો ઇરાદો રાખે છે. આવો તેમનો નાલાયક ઇરાદો બેસાડી દેવાને લશ્કર લઇ બન્ને જણ તે તરફ ગયા અને બલવો પૂર્ણ રીતે શાંત કરી ઇસ્લામ રિવાજોનું સ્થાપન કરી પાટણ પાછા ફર્યા. વળી એજ વર્ષમાં સુલતાન ફીરોઝશાહનો પૌત્ર અને સુલતાન મહમ્મદનો પુત્ર સુલતાન મહમૂદ, જે અમીર તૈમૂરના ભયથી નાશી છુટી, પોતાના અને પોતાના બાપદાદાના પ્રદેશોના દૂરના ભાગોમાં ભટકતો ફરતો હતો તે પાટણમાં આવ્યો. ઝફરખાન તેને લેવાને સામો ગયો અને સંપૂર્ણ

માનપૂર્વક શહેરમાં આણ્યો. અહીં આવવાની તેની મતલબ એની હતી કે ખાન તેને કંઇ સહાય કરે અને દિલ્હીની તાબે કરવાને માટે લશ્કર લઇ પોતાની સાથે આવે. પરંતુ આ પ્રમાણે લશ્કર દિલ્હી ઉપર લઇ જવું એ ખાનને યોગ્ય લાગ્યું નહીં તેથી સુલતાન મહમૂદ નારાજ થઇને માળવાના હાકિમ અલપખાન પાસે ગયો. આ હાકિમે પણ એની વિનંતિ સ્વીકારી નહીં તેથી તે ત્યાંથી નિકળી કનોજ તરફ ગયો અને તે મદદમાં ફરતો રહ્યો.

## તાતારખાનનું સુલતાન મહમ્મદ નામ ધારણ કરી ગુજરાતના તખ્ત ઉપર બેસવું તથા તેનું મરણ પામવું.

તારીખે મહમુદશાહીનો કર્તા લખેછેકે તાતારખાન ગુજરાતમાં આવ્યો અને પોતાના પિતાની મુલાકાત થઇ ત્યાર પછી થોડાક દિવસ ગયા એટલે એક દિવસ તેણે ઘણીજ નમ્રતાથી ખાનને વિનતિ કરીકે દિલ્હીનું રાજ્ય ટુંકી ટુંકી મુદતના પાદશાહોથી અને અમીર તૈમુરની ચઢાઇથી તદન તારાજ થઇ ગયુંછે અને જો એવા સમયમાં આપણો વાવટો દિલ્હીની નજીક ફરકશે તો ત્યાંની સરહદના તમામ મુખ્ય મુખ્ય લોકો આવીને મળશે. ખાને પ્રત્યુત્તર આપ્યો કે ટુંકી નજર વાળા લોકો ચાતુર્ય અને વિચારના કામમાં ખરૂ દોષ દેખેછે અને સદ્‌ગુણમા પણ લાંછન રૂખેછે. જોકે તે તરફ જવાનો આપણો વિચાર સદૈ રૈયતના સુખને વાસ્તે છે તથાપિ આ સમયના લોકો તો એવુંજ માનશેકે આપણો પ્રયત્ન રાજ્ય મેળવવાના સ્વાર્થને અર્થેછે. માટે આ સમયે તે તરફનો કંઇ પણ પ્રયત્ન કરવો એ યોગ્ય અને સનાહ ભરેલું નથી. શાહજાદાએ વિનતિ કરી કે "જ્યાં સુધી હાથમાં તરવાર પકડી નથી ત્યાંસુધી કોઇને રાજ્ય મળતું નથી." આ બાબત લાંબો વખત વાત ચીત થયા પછી હિ. સ. ૮૦૬ માં ખાન, તાતારખાનને નાસિરૂદીન મહમ્મદશાહનું નામ ધારણ કરાવી તખ્ત ઉપર બેસાડી લશકર તથા ખજાનો તેને સ્વાધીન કરવાનો નિશ્ચય કરી કસ્બે અસાવલમાં આવ્યો. અહીં તાતારખાન સુલતાન મહમ્મદના નામથી જમાદીઉલ્ આખર માસમાં તખ્ત ઉપર બેઠો અને છત્રરૂપી ચંદ્રને પોતાના મુખ રૂપી સૂર્યથી તેજસ્વી કર્યો તખ્ત ઉપર બેઠા પછી એક અઠવાડીઆમાં તખ્ત ઉપરથી ઉતરી નાંદોદના હિંદુઓ સામે લડાઇ કરવાને અશ્વ ઉપર ચડ્યો. નાંદોદના લોકો પોતાનો પ્રદેશ ડુંગરી હોવાથી અને લશકરનાં માણસો વધારે હોવાથી રાજ્યસત્તાને ગણ્ય-

કારતા નહોતા એ લોકોને સારીરીતે હાર ખવરાવી તાબે કરી મોટું લશ્કર સહ દિલ્હીતરફ વળ્યો. આ ખબર સાભળી અકબાનખાનના અતરમાં મોટો સતાપ પેદા થયો, પરતુ શાબાન માસમા તે (તાતારખાન) એકદમ માંદો પડયો અને ઘણા ઘણા હુશીઆર વૈદોએ દવા કરી પરતુ તેમનો સઘળો પરિશ્રમ વ્યર્થ ગયો "જ્યા અપન રોગનુ મૂળ થાય ત્યા કશો ઇલાજ નથી એ પ્રમાણે થવાથી આખરે તેણે પોતાની જીદગી રૂપી મોતી એટલે કે પોતાનો આત્મા પરમેશ્વરના હવાલામા સોપ્યો અને તેના શબને પાટણ શહેરમા ભૂમિદાગ દેવામા આવ્યો

પરતુ ગુજરાતની હકીકતથી માહીતગાર લોકોના કહેવા પ્રમાણે અને પ્રસિદ્ધ વાત ચાલેછે તથા જે ઇતિહાસોમા વાર વાર કહેવામા આવી છે તે પ્રમાણેની હકીકત એવી છે કે તાતારખાને કેટલાક અસતોષી પુરૂષોની સોબતમા ઝફરખાન સામે કાવતરાં રચવા માડયા આ સોબતીઓ બહારથી એના મિત્ર દેખાતા હતા પરતુ અદરથી ખરેખરા એના શત્રુ હતા આ લોકોની શિખવણીથી પોતાના પિતાને કેદમા નાખ્યો. પોતે મહમ્મદ શાહનુ પદ ધારણ કરી તખ્ત ઉપર બેઠો અને લશ્કર તથા રાજ્ય કારભાર કરનારા માણસોને પોતાના કરી લીના ત્યાર પછી નાદોદના હિદુઓને લડાઇ કરી પરાજય પમાડી દિલ્હી તરફ જવાનો મનસૂબો કરી તૈયારી કરી એ નામા મૃત્યુના પ્યાલો પીધો અને આ દુનીઆમા પ્રવેશ કર્યો. એના મોતનુ કારણ એ બન્યુ કે એના રાજ્ય સબધી અતિશય લોભને લીધે પોતાના પિતા તરફના માન અને મમતા ઓછા થઇ ગયા આ માન અને મમતા જે રાખવા ઇચ્છે છે તેને તો એક મોટા ધન્ય ભાગ્યનો વિષય છે આ પ્રમાણેની વર્તણુકથી પિતા જે એક સ્નેહ મમતા અને ગાઢ પ્રેમનુ કુદરતી સ્થાન છે તેના ચિત્તમા પરમેશ્વર વૈરનાં બીજ વાવ્યા તે ઉપરથી તતારખાનની પાસે રહેનારા કેટલાક માણસો જે ઝફરખાનનુ હિતચિતન કરનારા હતા તમણે એને ઝેર ખવરાવ્યુ તારીખિ મહમૂદશાહીના લેખકે આ બાબતમા પણ માન ભર્યા શબ્દોમા સાંભી રીતે વિવેચન કર્યુ છે પરતુ સત્યનો વિજય થવોજ જોઇએ એ કહેવત મુજબ આ બાબત અત્ર નોધી છે સુલતાન મહમ્મદ (તતારખાન)ના મરણ પછી તને લોકો એક શહેર પુરા તરીકે યાદ કરેછે વળી એ પણ વાત મશહૂર છે કે મરહુમ સુલતાન ધર્મધુરધર મખ્દૂમિજહાનીઆનનો પરિચય અત્યત રાખતો હતો

એક વાત એવી ચાલેછે કે સુલતાન મહમ્મદે એક દિવસ સર્વે મહા પુરૂષોના શિરોમણિ શેખ ગજબક્ષને ઘણું દ્રવ્ય ભેટ તરીકે મોકલ્યુ અને પોતાના

રાજ્ય ઉપર તેમનો આશીર્વાદ માગ્યો. હઝરતે આ ભેટ નહીં સ્વીકારતાં "આ ધન તારા પિતાનું છે અને તેને હાથ અડકાડીશ નહીં" એમ કહી પાછું મોકલી દીધું.

સુલતાન મહમ્મદના મરણ પછી ઝફરખાન બહાર આવ્યો. રાજ્યના સર્વ નોકરો તથા સરદારો તેની પાસે હાજર થયા અને તેણે માનપૂર્વક તેમને દિલાસો આપ્યો. ખાને દરેક જણને આશ્રય આપી અને રાજ્યધાનીના નગરમાં ગયો. પરંતુ ત્યાર પછી ખાનના આંખમાંથી અશ્રુ વહેતાં બંધ થયાં નહીં; રાત્રિ દિવસ શોકના નિશ્વાસ તેના અંતરમાંથી નિકળતા રહ્યા, અને જરા પણ કરાર તે પામ્યો નહીં. રાજ્યનો તમામ કારભાર ઘણીવાર પોતાના નહાનાભાઈ શમ્સખાનની ઉપર નાખી દઈ પોતે એકાંતમાં વખત ગુજારતો. પરંતુ આ પ્રમાણે શમ્સખાને સ્વીકાર્યું નહિ તેથી આખરે નાગોરના સૂબા જલાલખોકરની જગોએ શમ્સખાનની નીમનોક કરી અને સુલતાન મહમ્મદના પુત્ર તથા પોતાના પૌત્ર અહમદખાનને પોતાનો વારસ ઠરાવી તેને રાજ્યની સર્વ કેળવણી આપવા માંડી.

હિ સ. ૮૦૭ના શાબાન માસની સત્તરમી તારીખે સમાચાર આવ્યા કે અમીર તૈમૂર છત્રીસ વર્ષનું રાજ્ય ભોગવી પરમેશ્વરની કૃપાએ હાજર થયો છે. એજ વર્ષમાં અકબાલખાને દિલ્લીથી બહાર નિકળી સુલતાન ફીરોઝશાહના પૌત્ર સુલતાન મહમૂદ પાસેથી કનોજ લઈ લેવા તે દિશા ઉપર ચઢાઈ કરી. સુલતાન મહમૂદ આ કિલ્લામાં આવી ભરાયો હતો. અકબાલખાને આ કિલ્લાને ઘેરો ઘાલ્યો, પરંતુ તેના પ્રયત્ન નિષ્ફળ ગયા અને તેથી તે દિલ્લી પાછો ફર્યો.

હિ સ. ૮૦૮ માં ઝફરખાને સુલતાન મહમૂદની સહાયને વાસ્તે લશ્કર તયાર કર્યું અને દિલ્લી તરફ જવાનો મનસૂબો કર્યો, પરંતુ એવામાં એવી ખબર આવી કે જમાદીઉલઅવ્વલ માસની ઓગણીસમી તારીખે અકબાલખાન અને ખીજરખાનની વચ્ચે મોટી ખુનખાર લડાઈ થઈ તેમાં ખીજરખાન વિજય પામ્યો છે, અકબાલખાન લડાઈમાં માર્યો ગયો છે, અને સુલતાન મહમૂદ કનોજથી દિલ્લીમાં આવી પોતાના પિતાના તખ્ત ઉપર બેઠો છે આ બનાવ બનવાથી ઝફરખાને પોતાનો દિલ્લી તરફનો વિચાર માંડી વાળ્યો.

દિલ્હીના પાદશાહોની સુલતાન તરીકે હકૂમત ગુજરાતમાં જારી રહી નહીં ત્યારે રાજ્યના મોટા મોટા અમીરો અને અધિકારીઓએ ઝફરખાનને સારી ઘડી

પ્રજામા વિનતિ કરીકે પાદશાહીનાં ચિન્હ અને દબદબા શિવાય ગુજરાતના મુલક-ના બંદોબસ્ત બરોબર જાળવી શકાશે નહીં, અને આવા મહત્ કાર્યને માટે તે-નાથી બીજો યોગ્ય પુરૂષ છે નહીં, માટે પ્રજા સમસ્તનો અભિપ્રાય છે કે પેગંબર સાહેબે પ્રેરેલા ધર્મના અને તેમની આજ્ઞાઓના સુરક્ષણ માટે તેણે પોતાના શિર ઉપર રાજ્ય છત્ર ધારણ કરી એ દેખાવથી સર્વેની દૃષ્ટિ આનંદિત કરવી આ પ્ર-માણેની ઇચ્છા રાખનારાઓની વિનતિ સ્વીકારી હિ સ ૮૧૦ ના વર્ષમા બીરપુર મુકામે પોતાના શિર ઉપર રાજ્ય છત્ર ધારણ કરાવી જફરખાને મુઝફ્ફરશાહ નામ ધારણ કર્યું. આ સમયે સુલતાન મહમ્મદ ( તાતારખાન ) ને ગુજરો ગયે ત્રણ વર્ષ અને સાત માસ વીતી ગયા હતા.

આ પ્રમાણે પાદશાહી ચિન્હ ધારણ કરી માળવા તાબાના ધાર ઉપર ત્યા-ના હાકેમ અલપખાન, જે દિલાવરખાનનો પુત્ર હતો, તેને તાબે કરવાને ચઢાઈ કરી, અલપખાન જો તાબેદારી કબુલ કરે તો ઠીક નહીં તો એને એ દેશની બહાર કહા-ડવો. એવો નિશ્ચય કરી આ ચઢાઈ કરી હતી અભિમાન અને હીરાબાગના બળ-થી અલપખાન લડાઈ કરવા સામો આવ્યો એની સેનાને મુઝફ્ફરશાહની સેનાએ સહજ સમયમા એક વાયુ વંટોળ વાદળાને વિખેરી નાખે તેમ વિખેરી નાખી અ-લપખાન નાશીને ધારના કિલ્લામા ભરાયો મુઝફ્ફરશાહે કિલ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લામા થોડાક સમયમા અલપખાન એવી તંગીમા આવી ગયો કે હવે સુલતાનને શરણ ગયા શિવાય બીજો રસ્તો એને સલાહ ભરેલો લાગ્યો નહીં રૂબરૂ આવ્યા પછી સુલતાને તેને કેદ કરવાનો હુકમ કર્યો અને તેને નુસરતખાનને સોપ્યો એજ વ-ખતે ખબર આવીકે જોનપુરના સુલતાન ઈબ્રાહીમે દિલ્હીનો મુલક જીતી લેવાના ઇરાદાથી કનોજ આગળ લડાઇના નિશાન રોપ્યા છે સુલતાન મહમ્મદનો પુત્ર સુલતાન મહમુદ તે સમયે દિલ્હીની ગાદી ઉપર હતો તેને મદદ કરવાને મુઝફ્ફ-રશાહે દિલ્હીનો રસ્તો લીધો આ ખબર સાભળી ઇબ્રાહીમખાન પાછો ફરી જોન-પુર ગયો અને મુઝફ્ફરશાહ પોતાની રાજધાની પાટણમા આવ્યો અલપખાનને પણ પોતાની સાથે પાટણમા આણ્યો અલપખાન અહીં એક વર્ષ કેદમા રહ્યો તે અર-સામા તેના મળો અને તેના સમયમા તેના તાબાનો મંદુ નગરનો હાકેમ મુસેખાન બળીઓ થઇ પડયો અને માળવા પોતાને તાબે કરી દીધું આ ઉપરથી અલપખાને પોતાને હાથે એક અરજી લખી પાદશાહને રજુ કરી અને જણાવ્યુ કે મુસેખાન જે મારા તાબનો એક અમલદાર છે તે આખા માળવાનો ધણી થઇ બેઠો છે, આપ મને બેડીની કેદમાથી મુક્ત કરી ઉપકારની કેદમા નાખશોતો મુસેખાન પાસેથી હુ

મળતા છોડાવી લઈશ અને માગી બાકીની બધી ઉમર આપના ગુલામ તરીકે વર્તીશ સુલતાને અનખખાન ઉપર મેહેરબાની કરી તેને મુક્ત કર્યો, અને પોતાના પૌત્ર અહમદખાનને મોટું લશ્કર આપી તેની સાથે મોકલ્યો, એવુ કહીને કે, મૂસેખાનને તાબે કરી મદનો કિલ્લો અને તેની આસપાસનો મુલક અનખખાનને સોંપી તેણે પાછા ફરવુ ઉપરા ઉપરી તાકીદથી કુચ કરી શાહજાદો મદ આવી પહોચ્યો મૂસેખાને સામે થવાની પોતાની શક્તિ દીઠી નહી એટલે તે નાશી ગયો શાહજાદો અનખખાનને મદમા ગાદી ઉપર પુન સ્થાપિત કરી પાછો ફર્યો ત્યારપછી એજ વર્ષમા એટલે હિ સ ૮૧૦ મા કુભકોટના હિંદુઓની સામે ખુદાવદખાનને સરદાર બનાવી લશ્કર મોકલ્યુ અને તેજ સમયે શેખ કાસમ નામના એક મહા પુરૂષ હતા તેમની પાસે ઇસ્લામ લશ્કરની ફતેહ માટે તેમનો આશીર્વાદ લેવા તથા ભવિષ્ય જાણવા એક માણસ મોકલ્યુ લશ્કરમા ગયેલા માણસોના નામની યાદી ઉપર નજર ફેરવી શેખ કાસમે તેમાના કેટલાક નામ ઉપર લીટીઓ ખેચી અને કહ્યુ કે જેમના નામ ઉપર લીટીઓ ખેચી છે તે લડાઈમા શૂરા પૂરા તરીકે મરશે અને બાકીના ફતેહ કરી સહી સલામત પાછા આવશે આખરે શેખ કાસમના કહેવા પ્રમાણેજ પરિણામ આવેલુ લોકોએ દીઠુ હતુ કહ્યુ છે કે —

" પ્રભૂતણો પુરૂષ તે પ્રભૂ કદી નથી
તથાપિ તે પ્રભૂ થકી જુદો જરી નથી"

ત્યાર પછી ત્રણ વર્ષે મુઝફ્ફરશાહનુ મરણ થયુ તારીખે બહાદુરશાહીના કર્તા મુઝફ્ફરશાહનુ મરણ હિ સ ૮૧૩ મા થયુ એમ લખેછે, અને મરણ થવાના કારણ સબધી કંઈ પણ લખતો નથી પરંતુ જે કારણ અતિ પ્રસિદ્ધ છે અને લોકો માને છે તેની નીચે પ્રમાણે હકીકત મળી છે —

જે વખતે અસાવલ કસ્બાના કોળીઓ રાજ્યમા ધોરી રસ્તા ઉપર લુટફાટ કરી ઉપદ્રવ કરવા લાગ્યા તે વખતે સુલતાને અહમદખાનને પોતાની પાસે ખાસ હાજર રહેનારૂ લશ્કર આપી તેમને સજા એ પહોચાડવા મોકલ્યો અહમદખાન શહેર બહાર નીકળ્યો અને ખાન સરોવર ઉપર મુકામ કર્યો અહીં તેણે વિદ્વાન માણસોને બોલાવી સભા કરી તેમના આગળ પ્રશ્ન મૂક્યો કે કદાપિ એક મનુષ્ય બીજાના બાપને કંઇ અપરાધ વગર મારી નાખે તો તેણે બાપનુ વેર લેવુ કે તમો ધર્મશાસ્ત્રના જાણનારા વિદ્વાનો યોગ્ય ધારો છો કે કેમ ? સર્વે જવાબ આપ્યો કે વેર લેવુ એ ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ નથી આ પ્રમાણે આજ્ઞાપત્ર લખાવી સહી કરાવી

ને પોતાની પાસે રાખ્યું. બીજે દિવસે સવારમાં એકાએક શહેરમાં આવ્યો અને સુલતાનને દેહ ફરી ઝહેરનો પ્યાલો ધર્યો. તે વખતે સુલતાને નીચે પ્રમાણે શબ્દો કહ્યાઃ—

પુત્ર તું આટલી બધી ઉતાવળ શાને કરે છે; આ સર્વ તારેજ વાસ્તે હતું. કુરાનમાં કહ્યું છે કે " જ્યારે મોતનું તેડું થાયછે ત્યારે એક ઘડી પણ આગળ અથવા પાછળ થવાની નથી. " તો પણ મારી તરફની કેટલીક શિખામણ જે તને લાભ કારક થઇ પડશે તે તું સાંભળ. પ્રથમ તો એજ કે આ કાર્ય કરવા તને જેણે ઉશ્કેર્યો છે તેના તરફ મિત્રતાની આંખ રાખીશ નહીં, પરંતુ તેને મારી નાંખજે, કેમકે એવા દગાખોરનું લોહી હલાલ છે, માટે તેને કતલ કરવામાં દોષ નથી.

બીજી શિખામણ એ છે કે તું મદ્ય પીવાનો શોખ જરા પણ રાખીશ નહીં, કારણ કે પાદશાહોને એ છંદથી દૂર રહેવાની ઘણીજ અગત્ય છે; કહ્યું છે કેઃ—

ઘુંટ એક મદ્યનો ન નજર લાવ પયાલે
ચોપાસ ઉ ધિ દુઃખનો તોફાન ઉછાળે.

ત્રીજી શિખામણ એ છે જે શેખમલિક અને શેરમલિકને મારી નાંખજે, કારણ કે એ બે જણ રાજ્યની અખેડો અને પરસ્પરદ્વેષ કરાવનાર છે.

પછી નીચેની શેખ સાદીની કવિતાની મતલબની શિખામણ આપીઃ—

બેત.

થજે તું કૃપાવંત દર્વેશને, ન જો એકલા આત્મના સૂખને;
ન જા કોઇના દેશમાં તું ચ્હડી, તને જે મળી સમૃદ્ધિ સ્હેજે વડી;
પ્રજાપાળજે તું પુરી પ્રીતથી, પ્રજાથી સદા રાજતો ભૂપતિ;
તરૂ ભૂપતિ મૂળ રૂપે પ્રજા, કદી મૂળથી વૃક્ષને ના કજા;
ન રંજાડ તારી પ્રજાને કદી, ન કાપીશ તું મૂળ તારૂં કદી.

ટુંકામાં કહેવાનું એ છે કે સુલતાન મુઝફ્ફર આ ક્ષણ ભંગુર નિવાસ તજી અક્ષય નિવાસમાં સફર મહીનાની આખરના ભાગમાં પ્રયાણ કરી ગયો. એની કબર પાટણ શહેરના કોટની અંદર આવેલી હજુ પણ છે, ત્યાં આગળ તેને દફન કરવામાં આવ્યો. કહ્યુંજ છે કેઃ—

### સોરઠો

જે જાયું તે જાય, બાકી કોઈ રહે નહીં,
આ દુનિયાંની માંય, બાકી એક રહે પ્રભુ.

એવું કહેવાય છે કે પોતાના દાદાના મૃત્યુ પછી સુલતાન અહમદ ઘણોજ પસ્તાયો હતો અને તેના અંતરમાં ઊંડી ચિંતા થયા કરતી હતી. સુલતાનનું આ કાર્ય નીચ લોકોની સોબત અને જવાનીની અણસમજના પરિણામને લીધેજ થયું હતું. એટલા માટેજ કહ્યું છે કેઃ—

### બેત.

ઘડી નીચની સંગ બેસીશ ના
રહે એકલો સંગ કોઈ વિના;
અલિફ એકલો રૂપ સાથે રહ્યો,
મળ્યો લામ તો તુર્ત વાંકો થયો.

તોપણ સુલતાનની શાંતિ ભરી રહેણીકરણી જોતાં આ કામ કરવું એ તેનાથી બહુ દૂર હતું.

## ૨ સુલતાન અહમદ શાહ.

સુલતાન મુઝફ્ફરશાહ આ દુનિયામાંથી કુચ કરી ગયા પછી તેના પૌત્ર અને સુલતાન મહમ્મદશાહ ( તાતારખાન ) નો પુત્ર સુલતાન અહમદશાહ હિ. સ. ૮૧૪ ના પવિત્ર માસ રમઝાનની તારીખ ૧૪મીએ પાદશાહી તખ્ત ઉપર બેઠા. થોડાક રોજ આરામાં વિત્યા પછી ખબર આવી કે સુલતાનના કાકા ફીરોઝ ખાનનો પુત્ર મોઈદુદ્દીન જે વડોદરાનો હાકેમ હતો તેણે તે તરફના અમીરોની સાથે સંતલસ કરી રાજ્યને માટે દાવો ઉઠાવ્યો છે અને આ તરફ જંગ વિચારથી આવે છે. આ કામમાં કેટલાક પુરૂષો જેવાકે હિસામુલ્મુલ્ક ભાંડીરી અને તેનો પુત્ર મલિક અહમદ, ખત્રીનો પિતા અને હબીબુલ્મુલ્ક મગ્નૂફીનો પુત્ર મલિકશાહ, મલિક કરીમ ખુસરૂ, જીવણદાસ અને પ્રયાગદાસ સામેલ થયા અને નડીયાદ મુકામે આવી મળ્યા. સુલતાન તરફના ભીકન, આદમ અને અફગાનખાનને દૂર ખસેડીને જીવણદાસને પોતાને મોખરે કરી તેઓ મુલકની ખરાબી કરવા આગળ વધ્યા. એક દિવસ જીવણદાસે સર્વે અમીરોને એકઠા કરી કહ્યું કે જે આપણો-

ઇરાદો બર લાવવો હોય તો નહરવાલા ( અણહિલવાડ પાટણ ) આપણે તાબે કરી લેવું જોઈએ અમીરોએ જણાવ્યુ કે સુલતાન અહમદશાહની સામે થવા જેટલી શકિત આપણી નથી અને તેની સાથે મનાહ કરવી એ વધારે સારૂ છે જીવણદાસને આ વાત રૂચી નહીં અને તેમ કરવાને ના પાડી અને તેમને કાયર કહી ધિક્કાર્યા. ઘણો વખત રગ્ઝક થયા પછી તકરાર એટલી બધી માહોમાહે વધી પડીકે મારામારીમા જીવણદાસ કતલ થયો. અમીરોએ સુલતાન પાસે આવી તેને માન આપ્યું અને સુલતાન તરફથી તેમને ઇનામ અકરામ આપવામાં આવ્યાં. મોઇદ્દુદીન ખંભાયત ગયો અહીં તેને સુરતનો હાકેમ શેખ મલિક જેનુ મસ્તીખાન નામ માન થયું હતુ અને જે સુલતાન મુઝફ્ફરખાનનો પુત્ર થનો હતો તે આવી મળયો. સુલતાન તેમને શિક્ષા કરી નાખવા તૈયારી કરી નીકળ્યો એટલે તેઓ ખંભાયત છોડી ભરૂચ ગયા સુલતાન તેમની પાછળ પડયો અને ભરૂચ જઇ તે શહેરને ઘેરો ઘાલ્યો. મોઇદ્દુદીનનું લશ્કર સુલતાનને આવી મળ્યું. મસ્તીખાને પણ પાછળથી આવી સુલતાનને તાબે થવાની ઇચ્છા જણાવી. થોડાક દિવસ પછી સુલતાને તેને બોલાવ્યો. ઘણુ માન આપ્યુ અને તેને કરેલા કૃત્યની ક્ષમા આપી આ પ્રમાણે વિજય કરી સુલતાન પાછો ફર્યો. ક્રમે અસાવલમા તે આવ્યો અને આગા ભીલનુ મૂળ કાઢવાની રચના કરવા લાગ્યો.

એજ વર્ષમા ઇસ્લામ ધર્મના ચંદ્ર અને પવિત્ર પુરૂષોના સૂર્યરૂપ શેખ અહમદ ગંજબક્ષની અનુમતિ અને આજ્ઞા લઈ અસાવલની છેક નજદીકમાં અહમદાબાદ ( અમદાવાદ ) શહેર બાંધી તેને વસાવવાનું શરૂ કર્યું આ શહેર વસવા સબંધી હલવી શીરાઝીએ ઘણા મિષ્ટ કાવ્યમા નીચે પ્રમાણે વર્ણન આપ્યુ છે.—

" સાકર જેવા મિષ્ટ વચન ઉચ્ચારનાર કવિ હલવી, જે એક વચન કહેતાં સો પેટીઓ મોતીની ખુલ્લી કરે છે તે એવુ કહે છે કે કેટલેક દિવસે જેની આગળ આકાશ પણ ગુલામ તરીકે નમેલુ રહેછે તેવા પાદશાહનો સાભર ( સાભ્રમતિ ) નદીને કિનારે મુકામ થયો. ત્યાની ભૂમિ રળિયામણી અને જીવને આનંદ આપે એવી અને ઘણી પવિત્ર દીઠી. ત્યાની હવા ચિત્તને હમેશા ત્યા રહેવાની અભિલાષા ઉત્પન્ન કરે તેવી હતી, અને ત્યાના પવનની લહરાઓ ખુતન શહેરની કસ્તૂરીના જેવો સુગંધ ફેલાવી જીવને તર કરતી હતી ભૂમિ સપાટ અને સુંદર તથા હવા પાણીને માટે અત્યંત સારી હતી. આ સ્થળે પરમેશ્વરની આજ્ઞાથી પાદશાહના અંતરમા પ્રેરણા થઇ કે આવી સુગંધ ભરપૂર હવા જ્યા વાવે છે ત્યા આગળ

પાયો નાંખી મોટુ શહેર વસાવવુ આવો વિચાર ઉત્પન્ન થયોકે તુરત કારીગરોને બોલાવી મંગાવ્યા અને આગ્ના કરીકે આ સ્થળે એવુ એક શહેર બાંધો કે ત્યાના વતનીઓ પરમેશ્વર પાસે તેની સ્તુતિ કરે. એ શહેરની ઉંચાઇ એટલી રાખો કે તેના આગળ આકાશની આબરૂ જાય અને તે ઉંચાઈ આકાશગંગા લગી પહોચે તથા આખી દુનિયાને તે શહેર ભુષણ રૂપ થઇ તેનુ મહાન શહેર ગણાય એની એવી સુંદરતા રાખો કે તે જોઇ દેવલોકની આંખોએ આંસરા બળે વળી તેની ભૂમિ એવી બનાવો કે મિનાકારીવાળુ આકાશ તેની ઈર્ષા કરે અને કેવળ નિષ્ફળાર્થ હોય તેને પણ દેખતો કરે દુષ્ટ બુધ્ધિના ભરેલા યાજૂજને દૂર રાખવા માટે સિકંદરે જેવો લોઢાનો કોટ બાંધ્યો હતો, તેવો એક કિલ્લો બનાવો અને આકાશ જેટલી ઉંચાઇ રાખો ને જેની ઇંટ દુનીઆ જેની અંદર દેખાય તેવુ જામ થઇ રહે વળી તે શહેર એવુ ભભકા વાળુ બાંધવુ જોઇએ કે તેની માટી ચીન અને તાતાર દેશની આબરૂ લેઇ જાય, તથા પુતન શહેર પણ જેના આગળ હજારો ગોથા ખાઈ જાય તથા તેને એટલુ પુનરેજ કરે કે તેનો રંગ યમન શહેરના અકીક જેવો થાય વળી જે શહેરની રજ ઉંચે ઉડે તેને સુરમો કરીને ઈસ્ફહાન શહેર આંખમાં આંજે, નિશાપુર શહેરનો તો અદેખાઇથી જીવ જાય અને જેથી આખુ ગુજરાત ખુરાસાન દેશને પણ ઈર્ષાઉત્પન્ન કરે એવુ થાય

આકાશ પર્યંત ઉન્નત તખ્તવાળા પાદશાહના મનમા ઉત્સાહે સ્થાન કર્યું તુરત જે શાસ્ત્રના ખજાનાના અધિપતિ હતા તેવા જ્યોતિર્વિદો તથા ખગોળ શાસ્ત્રના બારીક ભેદ જાણનારા જે કુર્મથી તે આકાશ સુધીના બ્રહ્માંડના વેત્તા હતા તેમને અને ગણીત કરી ફળાદેશ જોનારા તથા તર્ક અને ન્યાય શાસ્ત્રીઓ તથા લગ્ન જોનારા તથા શુક્ર તથા રવિના ભાવ જાણનારા વિદ્વાનોને બોલાવ્યા. તેમણે હાથમા કંપાસ પટી લઇને કુંડળી કહાડી અને પ્રત્યેક ગ્રહનુ ઉચ્ચ સ્થાનમા ચારે તરફ ચક્ર ફેરવ્યા અને હિ સ ૮૧૩ ના ઝીલ્કાદ માસમા એક શુભ ઘડી નિર્માણ કરી કારીગરોએ જમીનમા પાયો નાખ્યો જેની ઉપર આકાશના રચનારે વાહ વાહ શબ્દ પોકાર્યો જ્યારે સ્થપતિએ પ્રથમ ઈંટ મૂકી તે વખતે આકાશે " ચિરંજીવ " એવી વાણી ઉચ્ચારી શહેરની બાંધણી શરૂઆતથી બેશીક સ્વીકારાને સ્થપાની જગા ( મહૂનુ મુન્તહા ) થી પણ ઉંચે ગઇ જ્યારે બાંધણી પૂર્ણ થઇ ત્યારે તે પૂરા ગુંબજના આકાશથી પણ ઉચ્ચ દેખાઇ જ્યારથી તે શહેર વસ્યુ અને આબાદ થયુ ત્યારથી દુનિયામા સાત દેશ કહેવાતા તે આઠ કહેવાવા લાગ્યા

એટો શુ સુદર શહેર આબાદ થયુ છે કે એના જેવુ બીજુ શહેર પૃથ્વીના તળ ઉપર નથી, નાસરૂદ્દીન અહ્મદે તે શહેરની રચના કરી તેથી તેનુ નામ અહ્મદાબાદ રાખવામા આવ્યુ અને તેમા હઝરત પેગંબર અહમદ સાહેબનો ધર્મ મર્મ્યો એવુ આબાદીવાળુ શહેર તૈયાર થયુ કે આકાશે આ પૃથ્વી ઉપર એવુ બીજુ શહેર દીઠુ નથી હે, પરમેશ્વર આ મહાન પાયાવાળા શહેરને તુ કયામતના દિવસ સુધી કાયમ રાખજે ”

હિ સં ૮૧૬ ના વર્ષમા અહમદાબાદનો કોટ સંપૂર્ણ થયો એવુ કહેવાય છે કે અહમદાબાદ શહેરનો પાયો અહમદ નામના ચાર પુરૂષોને હાથે નખાયો છે. એક પવિત્ર મહા પુરૂષોના મુગટ રૂપ શેખ અહમદ ખટ્ટુ તેમણે માપની દોરીનો એક છેડો પોતાના હાથમા રાખી પશ્ચિમ દિશ તરફની હદ આંકી હતી બાજો પુરૂષ સુલતાન અહમદ પોતે, જેણે બીજો છેડો હાથમા રાખી પૂર્વ તરફની હદ આંકી હતી ત્રીજો શેખ અહમદ અને ચોથો મુલ્ના અહમદ, આ બે જણે ઉત્તર દક્ષિણ તરફની હદ આંકી હતા શેખ અહમદ અને મુલ્ના અહમદ બે જણ સુનત નના સબધી હતા અને તે સમયના અગત્ય ધરાવનારા પુરૂષોમા ગણાતા હતા આવુ કહેવાય છે કે સુલતાન અહમદ જેવો બહુ રથી શોભા યુક્ત હતો તેવુ જ તેનુ આચરણ પણ નિર્મળ હતુ અને ઘણો વખત તે ઇશ્વરી ઉપાસનામા ગળતો અહમદાબાદ શહેરની ખૂબીજ સાબીત કરી આપે છે કે આ ચારે મહા પુરૂષોના શુકનીઆળ હાથથી શહેરનો પાયો નખાયો છે તેનુ આ સત્ય ફળ છે, અને દુનિઆના નગરો કરતા આ નગર ચઢીઆતુ ગણાયુ છે, તેને માટે આ ચારે પુરૂષોની યાદગીરી રહી ગઇ છે જમાનના તેમજ દરીઆના મુસાફરો સ્વીકાર કરે છે કે આવુ મનોહર ને શોભીતુ શહેર ભૂમિઉપર વસેલુ નથી વસ્તીના પ્રમાણમા બીજા શહેરો મોટા હશે ખરા પરતુ બાંધણી અને દેખાવમા અહમદાબાદ શહેરની બરાબરી કરે એવુ બીજુ શહેર નથી કવિ હલ્વી શીરાઝી નીચે પ્રમાણે વર્ણન કરે છે ——

“ આ દુનીઆની હદમા અને પૃથ્વીના તળ ઉપર આકાશ નીચે ઈશ્વરે અહમદાબાદ જેવુ બીજુ શહેર આણ્યુ નથી દુનિઆમા તો ચદ્ર અને સૂર્ય બેજ પ્રકાશે છે પણ અહમદાબાદમા તો ચારે તરફ શત સૂર્ય પ્રકાશે છે એની હવા જાણે વસત ઋતુના જેવી સુગધી વહેતી હતી અને તેનો પવન જાણે તાતારની કસ્તૂરીના જેવો સુગધી વાતો હતો એની સુદરતા સ્વર્ગના બાગ જેવી હતી, અને રસ્તા માટી તો જાણે કસ્તૂરી તથા અમ્બરની ભરેલી હોય તેવી હતી ત્યાના બાગની સુગધી

એવી હતીકે ઈરૂમનો બાગ તેમાંથી સુગંધી ગ્રહણ કરતો. એ શહેરની કીર્તિના અવાજ અરબના મુલકથી.તે ચીન દેશની સરહદ સુધી પહોચ્યા છે. એની એક બાજૂએ સ્વર્ગ નદી વહેછે, જેના આગળ નાઇલ નદીનું મ્હોં પણ શ્યામ થાય. ઈમારતો ઉંચાઈમાં એટલી બધી હતી કે આકાશમાં થઇનવસેં ગજ વધી ગઇ હતી. સોના રૂપાના જડાવ કામથી શણગારેલાં અનેક ઘરો હતાં. ઠેર ઠેર સોનારૂપાના જડિત ઘુમટો આકાશની કમાન જેવા મોટા આવી રહ્યા હતા, દુકાનો અને બજાર સારાં શણગારેલાં હતાં, જેમાં દિલને રૂચે તે ચીજ મળી શકતી હતી. એ શહેરમાં મક્કાના પુણ્યસ્થાન જેવી મોટી મસજીદ છે. આ મસજીદમાં આકાશના આધારદંડ જેવી રત્ન જડિત પીઠ ( મીંબર ) કરી હતી. તેમાં રૂપાનાં કોડીઆં તથા સોનાના કંદીલના દીવા દબદબા ભર્યા લટકતા હતા. પાઠશાળાઓ તથા રસ્તાના મુસાફરોને માટે ધર્મશાળાઓ પણ ઘણી હતી. ”

## પાદશાહી મહેલનું વર્ણન.

" પાદશાહે આકાશ લગી ઉંચો મહેલ બનાવરાવ્યો હતો, જેના બુરજનું મસ્તક ચંદ્ર સુધી ઉંચું હતું. આકાશની કમાન તેની કમાનનો એક ખૂણો હતો અને એના માળ નવમા આકાશ પાર ગયા હતા. એની બાંધણીમાં લાકડ તથા ઇંટ કામતો હતુંજ નહીં. ઈંટો સોનાની તથા લાકડ અગરનું વાપરવામાં આવ્યું હતું. મહેલની અંદર સ્વર્ગના બાગ જેવો બાગ હતો, જેની માટી માત્ર અંબર જેવી સુગંધી હતી. આ બાગનાં વૃક્ષ કલ્પવૃક્ષના જેવાં હતાં અને જે ઘણાં ઉંચાં હતાં. તેમાં વળી સોના રૂપાથી જડિત એક હોજ રચેલો હતો, જેમાંથી અમરજળ જેવું જળ મળતું. તેની સફાઇનાં વખાણ થઇ શકે તેમ નથી. સ્વાદ અને દેખાવમાં તેનું જળ અમરજળ જેવુંજ હતું. દરેક તરફ પાણીની નહેરો સ્વર્ગના બાગની નહેરોના જેવી ચાલી રહી હતી. તેમાંનાં વૃક્ષ કલ્પવૃક્ષ જેટલાં ઉચ્ચાં હતાં અને તે સાકરના જેવા મીઠા મેવા ઉત્પન્ન કરતાં હતાં. વૃક્ષની દરેક શાખા ઉપર બુલબુલ પક્ષીઓ ગાયન કરી રહેતાં અને બુલબુલના અવાજથી ગુલાબનું ફુલ તો બેહોશ થઇ રહેતું. તમામ વૃક્ષ મેવાનાંજ હતાં અને સાકરના જેવાં મીઠાં ફળના ભારથી લચી પડતાં હતાં. આ ઉત્તમ વૃક્ષો હવામાં એવાં શિર ઝુકાવી શોભી રહ્યાં હતાં કે ચંદ્રવાળાં પીછાંથી ભરેલા મોર જેવાં દેખાતાં હતાં "

હિ. સ. ૮૧૭ માં માણેક ચોકમાં આવેલી જામે મસજીદ બંધાવી શરૂ થઇ. આ મસજીદ બંધાયાની સાલ સંબંધી કવિતા શહેરના મુફતી મુલ્લા નાયહીએ નીચે પ્રમાણે લખી છે:—

અને રમલ વિગેરેને મિત્ર કરી લીધા અને સુલતાન સામે મસલો ઉઠાવવાની શરૂઆત કરી આ ઉપરથી સુલતાન અહમદશાહની સામે મુકાબલો કરવા માટે પોતાના મુખ્ય અધિકારીઓમાંથી ઘણાકને લઈ ગુજરાત તરફ સુલતાન હોશંગ નીકળ્યો. આ ખબર સાંભળીને સુલતાન અહમદે પોતાના ભાઈ શાહજાદા લતીફખાન તથા વજીર નિઝામુલમુલ્કને, ગોખમલિકને ખાગરા ફરવા માટે વિદાય કર્યા અને પોતે પણ નીકળીને ચાંપાનેરના ડુંગરથી કેટલેક દૂર આવેલા સાવલી પરગણાના પાદરગામ આગળ પડાવ નાખ્યો. અહીંઆથી હોશંગની સાથે યુદ્ધ કરવાને સુલતાને ઈમાદુલમુલ્કને મોકલ્યો. સુલતાન હોશંગે પોતાના વજીર તથા અમીરોને કહ્યું કે ઇમાદુલમુલ્ક જોડે યુદ્ધ કરવું એ યોગ્ય નથી, કારણ કે કદાચ આપણી જીત થશે તો એમ કહેવાશે કે સુલતાનના એક ગુલામને હરાવ્યો અને કદાચ ઉલટું નસીબ એમ બને કે ઇમાદુલમુલ્ક જીતે તો એમ કહેવાશે કે સુલતાનના એક ગુલામે આપણને હરાવ્યા આ રીતે બન્ને તરફથી ડાઘ છે માટે આ લડાઈમાંથી એકદમ પાછા ફરવું એજ વધારે સારૂં છે આ પ્રમાણે યોગ્ય વિચાર વિજાજ છે એમ ગણી સુલતાન હોશંગ પાછો ફર્યો ઇમાદુલમુલ્ક માળવાની આસપાસનો કેટલોક મુલક તારાજ કરી પાછો ફર્યો અને લતીફખાન તથા નિઝામુલમુલ્કે શેખ મલિક તથા અનરમાલને ગિરનારના રાજા મંડળીકના તાબાના સોરઠ દેશમાં હાંકી કાઢ્યા અને પાછા ફર્યા. સુલતાન આનંદિત તથા પ્રફુલ્લ ચિત્તથી અહમદાબાદમાં આવ્યો.

ઐતિહાસિકોને એ વાત સારી રીતે જાણીતી છે કે ગુજરાત દેશના ઘણાંમાંથી મૂર્તિપૂજનો કાંટો પ્રથમ વારકો દિલ્હીના પાદશાહ અલાઉદ્દીને કાઢ્યો હતો નહરવાલા ( પાટણ ) થી તે ભરૂચના જિલ્લા સુધીના દેશમાં તો ઇસ્લામ ધર્મનો પ્રકાશ બરાબર જાહેર થયો હતો, પરંતુ આસપાસના પ્રદેશમાં કાફરો એટલે મૂર્તિપૂજકોના ધર્મનું જોર વધી રહ્યું હતું આ ગુજરાતના સુલતાનોના પ્રતાપથી અને તેમની ખંતથી નવીન સત્તા થઈ સુલતાન અહમદે કેટલાક મહાન કામો કરવાથી પ્રકાશિત કર્યો જેનું વિગતવાર વર્ણન હવે પછી આપવામાં આવશે

## ગિરનારનો કિલ્લો લેવાને સોરઠ દેશ ઉપર ચઢાઈ.

હિ. સ. ૮૧૭ માં સુલતાન અહમદે સોરઠ દેશના નામીચા કિલ્લા ગિરનારના હિંદુઓ સામે ચઢાઈ કરી ગિરનાર ડુંગરની તળેટી આગળ સોરઠના રા-

જા મંડલીક લશ્કર તૈયર લઇ યુધ્ધ કરવા ઉભો હતો. લડાઇ થઇ તેમાં સુલતાનના લશ્કરે તેને હાર ખવરાવી રાજા નાસીને ખિન મા ભરાઇ ગયો. હિંદુઓનાં ઘણાં માણસ માર્યા ગયાં. આ પ્રસંગનું રસિક કવિ હલ્વીએ નીચે પ્રમાણે કવિતામા વર્ણન કર્યું છે.——

" ઇસ્લામ મંડલ વિજ્યી થયુ કે મૂર્તિપૂજકો ( હિન્દુ ) નાં સ્થાન ભગ થયા કાફરો હેરાન તથા દુખી થઇ પવનથી જેમ લીલુ નેતર ધ્રૂજે તેમ ધ્રૂજવા લાગ્યા ખરો ધર્મ માનનારા અને પ્રવર્તાવનારા પાપી મૂર્તિપૂજકો ( હિંદુ ) ના ઉપર વિજ્યી થયા યશના બુરજમાથી જીતનો ચદ્ર પ્રકાશમાન થયો. વિજયના દાબડામાથી જીતના મોતી ઝળકયા વિજયે પાદશાહના દ્વારનુ ચુમન કર્યું અને આકાશે પરમેશ્વરના નામની બાગ પોકારી કેર વર્તાવનાર અગ્નિથી મુર્તિપૂજકોના દેશ બળી ગયો અને શરીઅતની દીપજ્યોતિ પ્રકાશિત થઇ. સર્વે લોકોએ આવી ધર્મ સરક્ષક સુલતાનની તાબેદારી સ્વીકારી "

એમ કહેવાય છે કે આ પ્રસગે જો કે ઇસ્લામનો પ્રકાશ આખા દેશમાં પડયો નહીં તથાપિ ગિરનારના ડુગરની તળેટી આગળ આવેલા જૂનાગઢનો કિલ્લો સુલતાનના હાથમા આવ્યો અને સોરઠ દેશના જમીનદારોનાં ઘણો ભાગ તાબે થયો સુલતાનનુ ઉપરીપણુ સ્વીકાર્યું અને યોગ્ય ખડણી આપવાની નક્કી કરી. સુલતાન ત્યાના જમીનદારો પાસેથી મહેસૂલ વસૂલ કરવા સારૂ સૈયદ અબુલ્ ખૈર તથા સૈયદ કાસમને મુકીને રાજધાનીના નગરમા આવી પહોચ્યો.

હિ સ ૮૧૮ ના જમાદીઉલ્ અવ્વલ મહીનામા સિદ્ધપુરનુ દેવલ, જેમા મૂર્તિઓ સોના તથા રૂપાની હતી તેને તોડવાને ચડયો આ ચઢાઈનુ વર્ણન હલ્વી શીરાઝીએ નીચે પ્રમાણે કર્યુ છે ——

" પરમેશ્વરની કૃપાથી સિદ્ધપુરનુ દેવળ તોડવાને સુલતાન રવાના થયો. સિદ્ધપુર મૂર્તિપૂજક હિંદુઓનુ એક પવિત્ર ધામ છે, જ્યાં નાપાક લોકોનુ વતન છે મૂર્તિપૂજક બ્રાહ્મણો રાત્રિ દિવસ ત્યા પૂજન કરતા હતા તેજ વર્ષમા મૂર્તિયોની અને મૂર્તિપૂજકોની જગા તુટી. આ ધામ આખી દુનીઆમા પ્રખ્યાત હતુ એ દેવળની બાધણી સખ્ત પથ્થરની હતી ચિત્રો વડે આકાશના જેવુ દીસતુ હતુ લોબાન

અને સુખડનાં લાકડાંનાં કમાડ હતાં અને તેમાં કડાં સોનાનાં જડચાં હતાં. આરસ પહાણની ફરસબંધી જડી હતી, જેના ઉપર પ્રકાશ પડવાથી દર્પણની પેઠતે ચળકી રહી હતી. લીસો લોબાન લાકડાની માફક ત્યાં બળતો હતો અને અનેક દીવા કપૂરના ત્યાં બળતા હતા. દરેક ખૂણામાં એકેકું તાકૂ હતું જેમાં સુંવર્ણનાં કંદીલ લટકાવ્યાં હતાં. રૂપાની મૂર્તિઓ એવીતો સુંદર ઘડી હતીકે તેના આગળ ચીન અને ખુતન નગરની મૂર્તિઓ પણ શરમ પામે. વળી તે આબેહૂબ એવી હતી કે જાણે તમારી સાથે વાત કરતી હોય તથા માણેકના હોઠમાંથી હસતી હોય એમ જણાતી હતી. આ દેવળ એવું હતુ કે તે સમયમાં આખા પ્રદેશમાં પ્રખ્યાત થયું હતું. પેગંબર સાહેબની કૃપાથી મૂર્તિનીભ્રષ્ટતાથી તે શુધ્ધ થયું અને મૂર્તિપૂજકોનાં ચિત્ત શોકથી ચીરાઈ ગયાં. આ ઠેકાણે સુલતાને એક મસજીદ કરીને ખુતબો પઢવાની મીંબર ( પ્રાર્થના શ્રેણી ) સ્થાપી અને પેગંબર સાહેબની શરેહ ચાલૂ કરી. મૂર્તિ ઘડનાર અને મૂર્તિપૂજકની જગાએ ઇમામ, ખતીબ અને નિમાઝ પઢનાર બેઠા. સુલતાન અહમદના પ્રારબ્ધે એવી સહાય કરીકે જે જગાએ એક મૂર્તિનું મંદીર હતું તે જગાએ પરમેશ્વરનું મંદિર થયું."

આ સિદ્ધપુરના મામલાથી સુલતાનનું ચિત્ત સ્થિર થયું એટલે હિ. સ. ૮૧૯ માં તે ધારના મુલક ઉપર લશ્કર લઇ ચઢ્યો. તેનું કારણ એ હતુ કે જ્યારે સુલતાનપુર અને નંદરબાર તરફ એનુલમુલકના પુત્ર અને આસીર તથા બુરહાનપુરના રાજા નસીરને પરાજીત કરવા સારૂ અહમદશાહે ચઢાઈ કરી, ત્યારે ગુજરાતના જમીનદારો જેવા કે ઇડરનો રાજા પુંજા, ચાંપાનેરનો રાજા ત્ર્યંબક દાસ, ઝાલાવાડનો રાજા સતરસાલ અને નાંદોદનો રાજા શ્રી એક સંપી થયા હતા અને તેમણે સુલતાન હોશંગને લખી મોકલ્યું કે સુલતાન અહમદ સુલતાનપુર અને નંદરબાર તરફ ગયોછે માટે તે અરસામાં જો તેને ( હોશંગને ) ગુજરાત ઉપર ચડાઇ કરવાની ઇચ્છા હશે તો તેઓ આ દેશ જીતવાનું કામ સહેલ કરી આપશે. આ ઉપરથી સુલતાન હોશંગે લશ્કર તૈયાર કર્યું અને શમ્સખાન દંદાની તથા મોઇદ્દુદીન, જેમની હકીકત ઉપર આવી ગઇ છે તેમને ગુજરાત ઉપર ચઢાઈ કરવાની પોતાની ઇચ્છા લખી જણાવી અને તે કામમાં તેમની સહાય માગી. વળી જણાવ્યું કે આ સમય તેઓ જો મૈત્રીથી વર્તશે તો પાટણ અને તેના તાબાનો મુલક તેમને આપવામાં આવશે. કદાપિ તે આ સમય સહાય નહીં કરે તો સુલતાન અહમદ તેમના ઉપરનું આગલું વૈર લેશે. આ સંદેશો સાંભળતાં શમ્સખાને સુલતાન અહમદને પત્ર લખ્યો અને જણાવ્યું કે સુલતાન હોશંગ ગુપ્ત રીતે તેના ( અહમદના ) ઉપર વૈર રાખે છે અ-

ને ગુજરાત ઉપર ચઢાઇ કરવાનો ઇરાદો ગણી તેમની સહાય માગે છે તેમણે લખ્યું કે " અમે આપની રયત છીયે, આ તરફ અમે રાજ્ય ચલાવીએ છીયે તે તમારીજ મેહેરબાનીથી છે, અને અમે આપના શત્રુ સાથે કદાપિ જોડાવાના નથી " મુદામ સાંઢણી સવાર જોડે પત્ર સુલતાનને મોકલવામા આવ્યો, જે આ વખતે સુલતાનપુરમા હતો નાગોરથી નીકળી ત્રીજે દિવસે સુલતાનને સાંઢણી સવારે પત્ર આપ્યો એજ વખતે એ પણ ખબર આવીકે સુલતાન હોશંગે મનકરેજથી નીકળી મેડાસા આગળ આવી મુકામ કર્યાછે સુલતાન ચોમાસુ હતુ તોપણ કુચ ઉપર કુચ કરી નદરબારથી ગુજરાત તરફ આવ્યો વરસાદ ભરપૂર જોરમા વરસતો હતો અને રસ્તા કાદવથી ભરાઈ ગયા હતા, તથાપિ સાતમે દિવસે સુલતાન મોડાસા આગળ આવી પોંહચ્યો અને સુલતાન હોશંગના મુકામ સામેજ તંબુ ખડા કર્યા. આ દિવસે હિ સ ૮૨૦ ના રજબ માસની સોળમી તારીખ હતી આ હકીકત જાણતા સુલતાન હોશંગે રાજાઓને કહ્યુ કે ' તમેતો મને કહેતા હતાકે સુલતાન અહમદ આ ખબર જાણે ત્યાર પહેલા તમને અહમદાબાદ લઇ જાશું', પણ એતો અહીંઆ પાચ કોસ ઉપર આવી પહોંચ્યો છે અને તમેતો મને ખબર પણ કરી નહીં ધોળા રાતે જણાઇ આવેછે કે તમે મારા સાથે કપટની વૃત્તિ રાખોછો અને મિત્રતાની નહી હવે મને તમારા કહેવાનો જરાપણ વિશ્વાસ આવતો નથી સુલતાન હોશંગ રાત નઇ નાશી ગયો રાજાઓ ચારે બાજુ વિખરાઈ ગયા. અને પોતાના કૃત્યનો પશ્ચાતાપ કરતા સુલતાન અહમદ થોડા દિવસ મોડાસામાજ રહ્યો

આ સમયે સમાચાર આવ્યા કે સુલતાન હોશંગે આ ગરબડ ઉઠાવી હતી તેનો લાભ લઇને સોરઠ દેશના જમીનદારોએ મામૂલ આપવો અટકાવ્યોછે અને સામો બળવો ઉઠાવ્યો છે વળી એજ સમયે ખબર આવીકે આસીરના રાજા અને રાજા મલિકના પુત્ર નસીરે સુલતાન હોશંગના પુત્ર ગેરતખાનની સાથે સલાહ કરી દુશ્મનાવટ જારી કરીછે રાજા મલિકના પુત્ર ઇફતિખાર મુલ્કની મદદથી તેમણે થાળનેરના કિલ્લાને ઘેરો ઘાલી કબજે કરી લીધો પછી નાદોદના જમીનદારોની મદદ લઈ તેઓ સુલતાનપુર અને નદરબાર તરફ આવ્યા અને અહીં તેમણે કેટલાના ઝાડને પાણી સીંચ્યુ મલિક અહમદ જે દરબારનો દ્વારરક્ષક હતો તેને સુલતાનપુરના કિલ્લામા મારી નાખ્યો અને તેઓ ચઢાઈ કરી આવતા હતા અત્યાર સુધી આ બધા બનાવની સુલતાનને કંઇ ખબર પડી નહોતી સુલતાન અહમદે મલિક મહમૂદ અને મખલિસુલ મુલ્કને લશ્કર આપી સોરઠના બળવા ખોરોને શ

નહોતી. એક જણે જવાબ દીધો કે સુલતાન પાસે જવાનો રસ્તો છે, પરંતુ તે સુલતાન હોશંગના લશ્કરની પાછળ થઈને જવાનો છે. ફરાદે કહ્યું કે એથી વધારે મારું બીજું શું છે. રસ્તો બતાવનાર માણસની પાછળ ઉતાવળથી ચાલ્યો અને જે વખતે બન્ને લશ્કરો લડાઈમાં સામાસામી મચ્યાં હતાં તેજ વખતે જાણે અદ્રશ્યમાંથી અથવા આકાશમાંથી એકદમ ઉતરી આવ્યો હોય તેમ સુલતાન. હોશંગના લશ્કર પાછળ બરોબર મધ્યમાં આવી ઉભો અને " અલ્લા, અલ્લા " કરતો એક સિંહ તૂટી પડે તેમ હેશંગના લશ્કર ઉપર તુટી પડયો. તેજ વખતે હોશંગનું આગળ વધેલું લશ્કર પાછુ હઠયું. હોશંગ જો કે ઘણી બહાદૂરીથી લડયો, પરંતુ આખરે સુલતાનના પક્ષનું બળ વધી પડવાથી તે તદન હારી ગયો. સુલતાન અહમદની ખરેખરી જીત થઇ હોશંગ નાસી જઇ મંદૂના કિલ્લામાં ભરાયો અને તેનો સઘળો સરંજામ સુલતાન અહમદના લશ્કરના હાથમાં આવ્યો. સુલતાન અહમદ કિલ્લાના દરવાજા સુધી તેની પાછળ પડયો મંદૂની નજીકમા મુકામ રાખી માળવાનો પ્રદેશ ઉજ્જડ કરવા તે તરફ લશ્કર મોકલ્યુ. થોડી વખત પછી રાજધાનીમાં આવવા નીકળ્યો અને ઘણી ખુશી ખુશાલીથી નગરમા પ્રવેશ કર્યો.

હિ. સ ૮૨૧ ના ઝીલકૂદહ માસની શરૂઆતમાં રાજા ત્ર્યંબકદાસને પાંશરો કરવા સુલતાન અહમદ ચાપાનેરના કિલ્લા ઉપર ચઢાઇ કરી. પરંતુ આ વખતે દૃઢતાથી ઘેરો જારી રાખ્યો નહીં, કારણ કે તેના મનમાં ગમે તેમ કરી મંદૂનો કિલ્લો સર કરવાની વાત વસી હતી એ પ્રગણામા આવેલી કેટલીક જગાઓ તેણે લૂટી અને તારાજ કરી, પરંતુ આખરે સહેજસાજ ભેટ લઇ પાછો ફર્યો. હિ. સ. ૮૨૨ ના સફર માસની ઓગણીસમી તારીખે સુલતાન અહમદ સંખેડા બહાદરપુર ઉપર ચઢાઇ કરી. સંખેડા બહાદરપુરની જીત વિષે કવિ હલ્વી શીરાઝીએ નીચેની મતલબની કવિતા લખીછે.:—

" દુનીઆના પાદશાહ ચાપાનેરથી સંખેડાના કિલ્લા તરફ રવાના થયા. આ જગા ઇસ્લામ ધર્મનો દ્વેશ કરનારા ખોટી ચાલના હિંદુઓની હતી. પાદશાહ સંખેડે પહોચ્યા અને એ દેશમા પોતાનું લશ્કર તૈયાર કર્યુંકે એ ભૂમિના તમામ લોકો એકદમ ઉપર નીચે થઇ ગયા. ઘોડેસવાર તેમ પ્યાદલ, નજદીક અને દૂરથી સોનું રૂપું તથા માલ, જોર જુલમથી બાધી લાવ્યા. દરેક ખુણામાંથી દરેક જણ બેશુમાર માલમતા પોતાને માટે લેઇ આવ્યો. કોઇએ હીરા વિગેરેથી ખડીઆ ભરી લીધા, કોઇએ ઘોડાના તંગ કસી લીધા, કોઇ મોતી અને સોનાથી તવંગર

ગયો, કોઇ લૂંટવાથી નસીબદાર થઇ ગયો. સોના રૂપાથી લદાઇ જયારે તેમણે પાછા ફરવાની તૈયારી કરી ત્યારે તેમની સાથે હરેક ખૂણામાંથી ઘણા ગુલામોને પોતાની સાથે લઈ ગયાં. મોરનાં પીછાં જેવી ઘણીક સુંદર સ્ત્રીઓને દરેક જણ લૂંટની સાથે લઇ ગયા. ચંદ્ર અને બૃહસ્પતિના જેવા ગુલામો, અને પરીઓના જેવાં દાસીઓ તથા અનેક ખૂબસુરત જુવાનીઆઓને દુનીઆમાં મોતીઓ વિંધાઇને એકઠાં થાયછે તેમ એકત્ર ગુલામો કરવામાં આવ્યા."

ટુંકામાં એટલુંજ કે સંખેડા પ્રદેશને હિ. સ. ૮૨૨ના સફર માસની બાવીસમી તારીખે તારાજ કર્યો. વળી એજ મહીનામાં સંખેડાના કિલ્લાનો પાયો નાંખ્યો, તેમજ સારાં મકાનો અને મસજીદ બંધાવી મહમ્મદી ધર્મ ચાલૂ કરી ત્યાં કાઝી અને ખતીબ ઇસ્લામ ધર્મના બોધ વાસ્તે નિમાણ કર્યા. તેજ વર્ષમાં સંખેડા તાબાના માંકણી ગામે કિલ્લાનો પાયો નાંખ્યો અને એ તરફના દેશની બંદોબસ્તી વાસ્તે ત્યાં લશ્કર મૂકી પાદશાહ લશ્કર લઇ મહી તરફ ગયો. જે વખતે ધારના કસ્બામાં પહોંચ્યો તે વખતે સુલતાન હોશંગ તરફના બે એલચીઓ મઉલાના મૂસા તથા અલી જમદાર જે તેના મંત્રીઓ હતા તે મુલાકાતને વાસ્તે આવી મળ્યા. તે દરેક જણે સુલતાન હોશંગના ગુજરેલા ગુન્હા બાબત ક્ષમા માગી. સુલતાન અહમદશાહના ડાહ્યા તથા વિશ્વાસૂ પ્રધાનોએ સલાહશાંતીને માટે પુષ્ટી આપી. સુલતાને તેમની અરજ સ્વીકારી અને દિલમાંથી તમામ દ્વેશ કાઢી નાંખી ત્યાંથી તે પાછો ફર્યો. જયારે આકાશ સમાન તંબૂની કમાનો ચાંપાનેરની સરહદ ઉપર ઝળકી કે ધર્મરક્ષક પાદશાહે તે દેશ તારાજ કરવા લશ્કરને હુકમ કર્યો. ત્યાંથી રબીઉલ્ આખર માસમાં અહમદાબાદ આવી પહોંચ્યો.

ત્યાર પછી હિ. સ. ૮૨૩ માં પોતાના રાજ્યમાં બંદોબસ્તીને સારૂ તે નીકળ્યો. જ્યાં જ્યાં લોકો સામાં હતા ત્યાં ત્યાં પાયમાલી કરી, મૂર્તિનાં મંદિરો તોડી નાંખ્યાં અને ત્યાં આગળ મસજીદો તથા ઈમારતો બંધાવી. કિલ્લાઓના પાયા નંખાવ્યા અને દેશમાં થાણાં નક્કી કર્યાં. પ્રથમ વારકો સિનોર તાબાના ઝનોર ( ચિતોર )નો કિલ્લો બંધાવ્યો અને ત્યાર પછી ડુંગરી પ્રદેશમાં ધામોદ ગામ વસાવી ત્યાં પણ કિલ્લો બંધાવ્યો. વળી સુલતાન અલાઉદીનના સમયમાં અલપખાને હિ. સ. ૭૦૪ માં વસાવેલા કારઠા ગામનો કિલ્લો મરામત કરાવ્યો તથા ભાગ્યો તૂટ્યો ભાગ નવો કરાવી તેનું નામ સુલતાનાબાદ રાખ્યું. ત્યાંથી પાછા ફરી અહમદાબાદ આવી પહોંચ્યો. બાદ હિ. સ. ૮૨૪ માં અહમદાબાદથી લશ્કર લઈ ચાંપાનેર તર-

ફ ગયો ત્યાથી સ ખેડે આવીને મંદની સરહદમા આવેલા ચોળી માહેશ્વર આ- ગળ આવી પહોચ્યો અને હિ સ ૮૨૫ ના રબીઉલ્ અવ્વલ માસની બીજી તારીખે મ હેશ્વર કિલ્લાની નજીક પડાવ નાખ્યો અને કિલ્લાને ઘેરો ઘાલ્યો તે વખતે સુલ- તાન હોશ ગ હાથીના શિકાર વાસ્તે જાજ નગર તરફ ગયો હતો અને કિલ્લાના લો- કોને કુમકની આશા રહી નહીં તેથી સુલતાનને આવી નમ્યા અને કિલ્લાની કુ ચી- ઓ સુલતાનને સાપી દીધી સુલતાને ત્યા થાણા તરીકે કેટલુ ક લશ્કર મુકયુ પછી તેજ માસની ૧૨ મી તારીખે મ ડુના કિલ્લાની નજદીક પડાવ નાખી ઘેરો ઘાલ્યો અને માળવા દેશને કબજે કરવાના હેતુથી ફોજની ટુકડીઓ તે તરફ મોકલી મંડુ- ના કિલ્લાને ઘેરો એક માસને અરાઢ દિવસ જારી રહ્યો તે દરમ્યાન ઘણીક લ- ડાઇઓ થઈ પછી વરસાદની મોસમ જાગી થઈ તેથી ત્યાથી કુચ કરી મ ડુ પ્રદેશની બરોબર મધ્યમા આવેલા ઉજ્જન નગરમા આવી પહોચ્યો ત્યા મુકામ રાખ્યો અ ને માળવાનો ઘણો ભાગ પોતાને કબજે કરી લીધો વરસાદની મોસમ વીત્યા બાદ સુલતાને મ ડુને પાછો ઘેરો ઘાલ્યો એટલામા હોશ ગ જાજ નગરથી મારા સાર હા થીઓ લઈને બાજૂને રસ્તે ફેર ખાઇ આવ્યો અને તારાપુર દરવાજે થઇ મ ડુમા દાખલ થઈ ગયો તેણે કિલ્લાને મજબૂત કરવામા સારો પ્રયત્ન કર્યો સુલતાન અહમદે એ કિલ્લો સર કરવો મુશ્કલ ધારીને સાર ગપુર તરફ કુચ કરી; તેમા એની મતલબ એવી હતીકે સુલતાન હોશ ગ કિલ્લામા ત ગી પડશે તેથી અકળાઇ બહા- ર આવી લડાઇ કરશે અથવા નહીં કરે તો તેના દેશનો ઘણો ભાગ કબજે લઈ લેવાશે એટલે તે બહાર આવશે આમ વિચાર કરી સુલતાને આવી સાર ગપુરને ઘેરો ઘાલ્યો અહીં આગળ સુલતાન હોશ ગના એલચીઓએ વફાદારીના પોષાકમા કપટને ઢાકીને સુલતાનને અરજ કરીકે સુલતાન જેવો ધર્મધુર ધર અનેપરમે- શ્વરનો આસ્તિક હોઇ એક જણની( સુલતાન હોશ ગની ) ભૂલને માટે આખા ઇ સ્લામના દેશને તારાજ કરછે અને તેના તરફની કોઇ અરજ સાભળતા નથી તે- થી સુલતાન હોશ ગ આશ્ચર્ય પામે છે અને અરજ કરેછે કે હવેથી તેના તરફથી વ ફાદારી તથા તાબેદારીથી વર્તન કરવામા આવશે,અને સુલતાન અહમદ તેની ભૂલના ક્ષમા આપી પોતાને દેશ પાછો ફરશે, તથા દેશના તમામ વિચાર છોડી દેશે સુ લતાનનુ દિલ વૈરના વિચારથી ક્ષમા તરફ વળ્યુ, તેમજ તેના વઝીરો તથા પાસે રહેનારા પુરૂષોએ વચન ચાતુર્યથી પુષ્ટી આપી, તેથી સુલતાને ક્ષમા-તથા સમાધાનના દરવાજા ખુલ્લા કરી પોતાની રાજ્યધાની તરફ પાછા ફરવાનો હુક- મ કર્યો પરંતુ જે દિવસે સુલતાન અહમદે સુલતાન હોશ ગના કપટથી ગફલ્લા

રહી આવી સલાહ કરી. તેજ દિવસે હિ. સ ૮૨૬ ના મોહુર્રમ માસની બારમી તારીખની રાત્રે સુલતાન અહમદ ઉપર હુમલો કર્યો. ચારે તરફ શોર બકોર હડયો અને રાત્રીમાં એવો કોલાહલ થયો કે માણસોએ એમજ જાણ્યું કે કયામતનો દિવસ આવ્યો; કેટલાકોએ એમ શક લીધો કે કંઈ હાથી છૂટયો છે. આખરે માલમ પડયું કે રાત્રીના સમયમાં દુશ્મને હલ્લો કર્યો છે. મલિક સુનીરે સુલતાનને નિદ્રામાંથી જગાડયો. સુલતાન શયનગૃહમાંથી બહાર આવ્યો અને પહેરેગીરના બે ઘોડા હાજર હતા તેમાંથી એક ઉપર પોતે સવાર થયો અને બીજા ઉપર પોતાનો રિકાબદાર મલિક ખુબાન સવાર થયો. બન્ને જણા બહાર આવીને છાવણીની એક બાજૂ ઉપર આવી ઉભા રહ્યા. પહેલ વારકું સુલતાન હોશંગે દગાનું વિષ દંદાહાના ગરાસીઆ તથા સામંત રજપૂત, જે છાવણીને મોખરે આવી પહોંચ્યો હતો તેમના ઉપર રેડર્યું. પાંચસેં રજપૂત સવાર સાથે સામંત માર્યો ગયો. ત્યાર પછી તેઓ બીજી તરફ આવ્યા. આ વખતે સુલતાન અહમદના લશ્કરનાં ઘણાં માણસો માર્યાં ગયાં. સુલતાને મલિક ખુબાનને કહ્યું કે તું ફરીદ સુલતાન અને મલિક મુકરરબની ખબર લાવી શકશે! મલિક ખુબાન એકદમ ઘોડો દોડાવી છાવણી તરફ ગયો અને ત્યાં સદરહુ બન્ને અમીરને પોતાનું લશ્કર સજ કરી પોતાના તંબૂમાંથી પાદશાહના તંબૂ તરફ આવતા દીઠા. ખુબાને કહ્યું કે તમે કયાં જાઓ છો, પાદશાહ તમને બોલાવેછે. તેમણે કહ્યું કે દુશ્મન માણસ બેગાં કરી ચઢી આવેછે માટે ચાલો પ્રથમ તેને હાથ દેખાડીએ. મલિકે કહ્યું કે સુલતાન એકલા છાવણીની એક બાજૂએ ઉભાછે અને તમને મળવાને ઈન્તેજારછે, માટે પ્રથમ સુલતાન પાસે જવું અને પછી તે જે હુકમ કરે તે પ્રમાણે વર્તવું. એ બન્ને જણ, જે પાદશાહીના દરિયાના મહાન મગર મચ્છ જેવા હતા તેઓ, લગભગ એક હજાર સવાર સુલતાનની પાસે લાવ્યા. સુલતાને બન્ને જણને હલકા શબ્દો કહ્યા, અને વધારે કહ્યું કે તમારી હુશીઆરી ઉપર આધાર રાખીને હું ગફલતમાં રહ્યો, અને તમે તો મારા કરતાં વધારે ગફલતમાં રહ્યા. તેમણે કહ્યું કે ઇશ્વરે ધાર્યું હતું તેમ થયું, પરંતુ હવે આપ હુકમ કરો કે દુશ્મન ઉપર હલ્લો કરી તેના કપટનો બદલો આપીએ, જે પરમેશ્વરની મહેરબાનીથી બની શકશે એમ અમને આશાછે. સુલતાને થોડોક વખત સબૂર કરવાને કહ્યું, કારણ કે સવાર થવા આવ્યો હતો તેથી દુશ્મનો લૂંટમાં રોકાતાં સહેજ પકડાઇજશે.

સુલતાને મલિક ખૂબાનને દુશ્મનની બાતમી લેવાને મોકલ્યો. મલિક ખૂબાને ઘોડો દોડાવી મૂકયો અને છાવણીમાં આવ્યો. ત્યાં જોયું તો દીઠું કે "સુલતાન હોશંગ પોતાનાં થોડાંક માણસો સાથે સુલતાન અહમદના તંબૂના મ્હો આગળ ઉભો હતો અને એનાં માણસો રાજ રક્ષકના ઘોડા તથા લડાઇના હાથી તેની તપાસને માટે લાવતા હતા, તથા લશ્કરના સિપાઇઓ લૂંટ ચલાવવામાં મશગુલ થયા હતા. ખૂબાન પાછો ફર્યો અને સર્વ હકીકત પાદશાહને કહી. આ વખતે પ્હો ફાટયો. સુલતાન બોલ્યો " મારા બહાદૂર સિપાઇઓ! મરદાનગી કરવાને આ ખરો સમય છે." એક હજાર પુરૂષ, જેમાંનો પ્રત્યેક સિંહ સમાન બળવાન હતો તેમને સાથે લઇને સુલતાન આગળ વધ્યો, અને સુલતાન હોશંગની ફોજ દેખાવા લાગી કે તલવારે હાથમાં પકડી, અલ્લા અલ્લાનો પોકાર કરી, હુમલો કર્યો. બન્ને પાદશાહોએ પોતાની આબરૂ તથા પોતાના હોદ્દા માટે બન્ને હાથે તલવાર એવી ચલાવી કે જેની કલ્પના થઇ શકે નહીં. બન્ને જણ જખમી થયા. જ્યારે સ્હવારનું પાકું પાકું અજવાળું થયું ત્યારે સુલતાન અહમદશાહના હાથીના મહાવતોની નજર તેના ઉપર પડી. તેમણે હાથીઓને ફેરવી દઇ સુલતાન હોશંગ ઉપર હુમલો કર્યો. સુલતાન હોશંગ, આ હલ્લાનો મારકો નહીં જીરવાયાથી નાસી ગયો અને ફતેહના દરવાજા સુલતાન અહમદના નિશાન ઉપર ઉઘડયા. સુલતાન હોશંગના સિપાઇઓ લૂંટની ચોજો પડતી મૂકી જીવલઇ નાસી છૂટયા અહમદશાહનું લશ્કર ચારે તરફથી એકઠું થયું અને મુબારકબાદી આપી સુલતાનને પગે પોતાનાં મસ્તક નમાવ્યા સુલતાને પરમેશ્વરનો આભાર માન્યો સુલતાન હોશંગે પોતાના છૂટા છવાયા સિપાઇઓ લઇને સારંગપુરના કિલ્લામા આશ્રય લીધો સુલતાન અહમદે રબી ઉલ્ આખર માસની ૨૪મી તારીખે ગુજરાત તરફ જવાની તૈયારી કરી, એટલામા સુલતાન હોશંગ પોતાનું લશ્કર એકઠું કરી લડાઇ માટે તૈયાર થઇ આવ્યો આ ખબર સાંભળીને સુલતાને કુચ મોકૂફ રાખી એટલામાં દુશ્મન એકદમ આવી પહોંચ્યો અને ઉગ્ર યુધ્ધ થયુ તેમા હોશંગ ફરીવારે હાર્યો એવું કહેવામાં આવે છે કે આ લડાઇમાં સુલતાન હોશંગના ચાર હજાર સિપાઇઓ લડાઇના મેદાનમાં પડયા અને જાજ નગરથી જે હાથીઓ એણે આણ્યા હતા તે તમામ સુલતાન અહમદના હાથમાં આવ્યા આ પ્રમાણે જીત પામીને તથા કીર્તિવંત થઇને સુલતાને પોતાની રાજ્યધાની તરફ કુચ કરી અને હી.સ ૮૨૬ ના જમાદીઉલ આખર માસની ૪થી તારીખે અહમદાબાદમા આવી પહોંચ્યો અને ખુશ બખ્તીમા

મરાગુલ થયો શહેરના લોકોએ ઉપરની સર્વે ખુશખબર બાબત સુલતાનનાં વખાણ કર્યાં તથા મુબારકબાદી આપી. એવું કહેવાય છે કે સુલતાન અહમદશાહે આ બનાવ બન્યો ત્યાર પહેલાં બે મહીના ઉપર શેખ અહમદ ખટ્ટને સારંગપુરથી ભવિષ્ય લખી પૂછ્યું હતું કે હજૂ તે દેશમાં કેટલા દિવસ તેને રહેવું પડશે. હજરતે જવાબ લખ્યો હતો કે તે હિ-સ- ૮૨૬માં ફતેહ કરી પોતાની રાજ્યધાનીમાં આવી પહોંચશે. ઇશ્વરેચ્છાથી તેમજ બન્યું. આ મુબારક સમય, ધર્મનાસ્વરૂપ, પરમેશ્વરના માર્ગ દર્શક અને ધર્મના પ્રણેતા સૈયદ બુરહાનુદ્દીન તથા તેમના બીજા ધર્મબંધુઓ, જે પ્રત્યેક તે વખતના કુતુબ જેવા હતા તેમનાથી શણગારાયલો હતો.

આ પછી ત્રણ વર્ષ સુધી કોઈ તરફ લશ્કર મોકલ્યું નહીં. સર્વે સમય સુખ ચૈનમાં ગાળ્યો. ત્યાર પછી હિ.સ. ૮૨૯ માં ઇડર ઉપર સવારી કરી. ઇડરનો રાજા નાસી ડુંગરોમાં ભરાઇ ગયો. સુલતાને તેનો દેશ તારાજ કર્યો. હિ-સ- ૮૩૦માં ગુજરાતની સરહદ ઉપર ઇડરથી અઢાર કોસને અંતરે આવેલી હાથમતી નદીના કિનારા ઉપર અહમદનગર નામે શહેર વસાવ્યું અને શહેરની આસપાસ પથ્થરનો મજબૂત કોટ બંધાવ્યો. આ જગાએ પોતાનો નિવાસ રાખવાની ઈચ્છા સુલતાને બતાવી હતી. સને ૮૩૧માં સુલતાનનું લશ્કર ઘાસ ઉધરાવવાને ગયું હતું તેવામાં ઇડરનો રાજા પૂંજો છુપાં રહ્યો હતો. તે એકદમ આવી તૂટી પડ્યો અને તેના સરદારને ઠાર ખપાવી. તે લશ્કર સાથે એક હાથી હતો તેને પકડી પૂંજો ચાલતો થયો. પરંતુ છેવટે લશ્કરનાં માણસો છૂટાં છવાયાં થઇ ગયાં હતાં તે પાછાં એકઠાં થયાં અને પૂંજાની પાછળ પડયાં. તેવામાં તેઓ એક કરાડ આગળ આવી પહોચ્યાં, જેની એક બાજૂએ આકાશ લગી ઉંચો પહાડ હતો અને બીજી બાજૂએ પાતાળ જેટલી ઉંડી ખો હતી અને તે વચમાં રસ્તો એટલો સાંકડો હતો કે એક ઘોડે સવાર મોટી મુસીબતે પાર જઇ શકે. પૂંજો આ સાંકડી જગામાં આવ્યો અને પાદશાહી લશ્કર પાછળથી એકદમ આવી પહોચ્યું તે વખતે હાથીવાનોએ હાથીનું મ્હોં ફેરવ્યું અને હાથી પૂંજાના ઉપર હાંક્યો. પૂંજાનો ઘોડો ભડકી ફર્યો. પૂંજો ખોમાં પડ્યો અને પ્રાણ ત્યાંને ત્યાં યમરાજ ને સોંપીદીધો. બાદશાહી લશ્કર હાથીને લઇને પાછું ફર્યું. પરંતુ પૂંજાની ખબર કોઇને પડી નહીં. બીજે દિવસે એક કડીઆરાએ પૂંજાનું માથું કાપીને દરબારમાં આણ્યું. સુલતાન આશ્ચર્ય પામ્યો. એ માથું પૂંજાનું હશે એમ ખાત્રી થઇ નહીં તેથી પૂછ્યું કે પૂંજાને ઓળખે એવો કોઇ પુરુષ અહીંયાં છે? સુલતાનના લશ્કરમાંનો એક જણ પૂંજાનો કેટલાક વખત સુધી નોકર હતો તે આ-

વખત બોલી ઉઠયો કે "એ માથું રાવજીનું છે. દરબારમાં હાજર હતા તેમણે આ કાફરનું નામ આવા માનથી બોલવા માટે આ સિપાઇ તરફ આગુળીઓ બતાવી. તે ઉપરથી સુલતાને કહ્યું કે એને કંઈ પણ કહેશો નહીં; એણે પોતાનું લૂણ હલાલ કર્યું છે. કહ્યું છે કે:—

"તારા ખૂન કરવાથી જે જખ્મ થયોછે તે બોલી ઉઠેછે, પરંતુ જ્યારે તે તારૂ લુણ ખાયછે ત્યારે તે મ્હોં બંધ કરેછે;

આ પછી બે વરસ સુધી સુલતાન રાજ્યધાનીમાં રહ્યો અને બીજા કોઈ પણ દેશની તરફ નજર ન કરતાં પોતાના મુલકના બંદોબસ્તમાં રોકાયો. વળી મુલકના બંદોબસ્ત વાસ્તે તથા લશ્કરની રચના માટે પ્રમાણિક પ્રધાનો અને શાણા અમીરોની સલાહ લઇ નીચે પ્રમાણે રચના કરી.:—

લશ્કરી સિપાઈઓનો પગાર અડધો જાગીરી આપીને તથા અડધો બાદશાહી ત્રીજોરીમાંથી નગદ આપીને ચુકવવો. તેનું કારણ એ હતું કે જો તમામ પગાર નગદ આપવામાં આવે તો તે લોકો બગબર સાચવી શકશે નહીં અને લશ્કરી સામાન પણ બરાબર રાખશે નહીં તથા પોતાના દેશનું રક્ષણ કરશે નહીં; માટે જો અડધો પગાર જાગીરથી આપવામાં આવે તો પોતાની જાગીરથી ઘાસ, બાકડું, દૂધ, દહીં વિગેરે તેમને મળી શકે. વળી ત્યાં ખેતી કરાવવા તથા મકાનો બંધાવવાની તજવીજ કરે અને આ પ્રમાણે તેમને ફાયદા થવાથી દેશનું રક્ષણ કરવામાં પોતાના દિલોજાનથી તત્પર રહે. બાકી રહેલો અડધનો નગદ પગાર દરેક મહીને કંઇ પણ ઢીલ અથવા હરકત શિવાય ચુકાવી આપવામાં આવતો હતો. પગાર ચુકવવાની જગાએ પગાર લેનારને હાજર થવું પડતું હતું. આનું કારણ એ હતું કે લશ્કરને લડાઇ ઉપર મોકલવાની તૈયારી કરવામાં આવે તે વખતે તેઓ તંગીમાં ન રહેતાં તેમને ગમેતો દૂર કે ગમે તો નજીક કામગરી ઉપર જવાનું હોય તો પણ તૈયાર રહે. વળી જ્યારે સિપાઇઓને કામગરી ઉપર ઘણું દૂર જવું પડે અથવા તેમનો ખોરાક વિગેરે ઘેરથી રસ્તાની અગવડતાને લીધે મોકલવાનું મુશ્કેલ થઇ પડે એવુ હોય ત્યારે તેનો અડધો નગદ પગાર લશ્કરની ચાલૂ ત્રીજોરીમાંથી આપવામાં આવે એવો ઠરાવ કર્યો, જેથી તેમને જરૂરીઆતી ચીજોની લડાઇના વખતમાં હરકત ન પડે તથા તેઓ કરજદાર થાય નહીં, તેમજ તેઓ પોતાના ઘર તરફથી પણ નિશ્ચિંત રહે કે કુંટુંબનાં માણસોનું ખરચ જાગીરમાંથી નભશે.

મહેસૂલા અધિકારીઓ બાબત એવું ઠરાવવામાં આવ્યું હતું કે તેમાંના એક જાણુ પાદશાહી ગુલામો પૈકીનો જોઇયે તથાબીજો ખાનદાન કુટુંબનો જોઇએ. તેનું કારણ કે જો બન્ને ખાનદાન કુટુંબના હોય તો તેઓ પરસ્પર દોસ્તીની ગાંઠ બાંધી પોતાના સ્વાર્થની લાલચ કરશે અને જોર જુલમ કરશે " અને જો બન્ને હલકા નોકર પૈકીના હશે તો તેથી પણ વધારે ખોટું થશે; કહ્યું છે કે:—

" જાતિએ જાતિમાં મૈત્રી થાયછે; કબૂતર સાથે કબૂતર અને બાજ બાજની સાથે મળેછે."

પરગણાના વહીવટદાર વિગેરેની નીમનોકો પણ આજ પ્રમાણે કરવાની હતી. આ બંદોબસ્ત સુલતાન મહમૂદ બેગડાનાપુત્ર સુલતાન મુઝફ્ફરના સમય સુધી ચાલુ રહ્યો, પરંતુ સુલતાન બહાદૂરના સમયમા જ્યારે લશ્કર ઘણુંજ વધી પડયું ત્યારે કરકસરના હુશિઆર પ્રધાનોએ દેશની ઉપજ સંબંધી તપાસ કરી. કેટલાક મહાલ દશગણા નવગણા અને આઠ ગણા ઉપજમાં વધી ગયા હતા અને કોઇ પણ ઠેકાણે બેવડાથી ઓછો વધારો તો હતોજ નહીં. તેથી ફેરફારો એના મળે થયા અને બંદોબસ્તીના ધારા તથા રૂઢીઓ બાજૂ ઉપર રહ્યા, અને ત્યારબાદ દેશમાં ગરબડ ઉત્પન્ન થઇ તથા આગળ કહેવામા આવશે તેમ બંડખોર ટોળીઓ ઉભી થઇ.

હિ. સ.૮૩૫ માં ખબર આવીકે દક્ષિણના બ્રાહ્મણી વંશનો પાદશાહ ફીરોઝ વિજાનગરના હિંદુઓ ઉપર લશ્કર લઈ ચડયો હતો તેમાં તેણે હાર ખાધી છે. સુલતાન અહમદ અને તેની વચ્ચે દોસ્તી મજબૂત હતી તથા સલાહ હતી તેથી સુલતાન અહમદે તેની કુમકે લશ્કર મોકલ્યું. જ્યારે લશ્કર ભાંડેર જિલ્લાના નજીક જઇ પહોંચ્યું તે વખતે દૈવ ઇચ્છાથી સુલતાન ફીરોઝ મરણ પામ્યો અને તેનો છોકરો સુલતાન અહમદ બ્રાહ્મણી તખ્ત ઉપર બેઠો. તેણે ઘણી કીમતી બેટો સુલતાનની હજૂરમાં મોકલી અને આવેલું લશ્કર પાછું મોકલ્યું. ત્યારબાદ હિ. સ. ૮૪૫ સુધી પ્રત્યેક વર્ષે સુલતાન અહમદ કોઈ વખત ઇડરના પ્રદેશ લૂંટવાને, કોઈ વખતે આસીરના હાકેમ રાજાના પુત્ર નસીરખાનને પાંશરો કરવાને, કોઈ વખત સુલતાન અહમદ બ્રાહ્મણીને સજા આપવાને, અને કોઇ વખત મોડાસાના પ્રદેશ તારાજ કરવાને લશ્કર મોકલવાનું જારી રાખ્યું, તેમજ કોઇ વખત પોતે તે જાતેજ લશ્કર લઇ ચડતો, જેમાં એ હમેશ ફતેહમંદ નીવડયો હતો. એણે જેટલો

## CONTENTS



## PHOTO-LITHOS

Nuruddın Jehangır—Toozek ı-Jehangirı

### ☞ ગ્રાહકોને ખાસ લાભ.

અમારા હિંદુ ગ્રાહકો પોતે કયા વર્ગમા ગણવાને પાત્ર છે તથા નામ દાખલ કરાવેછે તે અમને જણાવવામા નહીં આવે તો અમે તે પૂરા લવાજમના ગ્રાહક છે તેમ સમજીશુ

અમારા ગ્રાહકો સહજ બાબત વાસ્તે અસત્ય બોલી અમને ઠગવા પ્રયત્ન નહીં કરે એવો અમને સરસ્વતિને નામે પૂરો ભરૂસો છે, ગ્રાહક પોતેજ અમને લખી સૂચવશે તો બસ છે બીજી ચોકશીની જરૂર નથી

### વાર્ષિક લવાજમના દર.

| | |
|---|---|
| કોઇપણ મુસલમાન રૂ ૩) | રૂ ૫૦) થી રૂ ૧૦૦) એજન રૂ ૯ |
| કોઇપણ વિદ્યાર્થી રૂ ૩) | રૂ ૧૦૦) ઉપરાંત એજન રૂ ૧૨) |
| રૂ ૨૫) ની દરમાસે આવક વાળાપાસે વર્ષના રૂ ૩) | ટપાલખર્ચ જુદુ |
| રૂ ૨૫) થી રૂ ૫૦) સુધી એજન રૂ ૬) | છુટક નકલ રૂ ૧-૮-૦ |

વ્યવસ્થાપકો.

### વેચવાનાં ચિત્રો

| | |
|---|---|
| ૧ મહમ્મદ અકબર પાદશાહની છબી | |
| જાડા કાર્ડ ઉપર ચોઢેલી | રૂ ૦-૬-૦ |
| ફક્ત કાગળ ઉપરની | રૂ ૦-૪-૦ |
| ૨ નૂરૂદીન જહાંગીર પાદશાહ | એજન. |

વ્યવસ્થાપકો ઇતિહાસમાલા.

## ગ્રંથાનુક્રમ.



## વિદ્વાનોને વિનતિ.

ઇતિહાસમાલા માસિક રૂપે પ્રથમ બહાર પાડવાનો ઉદ્દેશ એટલોજ છે કે અસને મળેલી મતોમાં ફેરફાર હોય, ક્વચિત અમારીજ ભૂલો હોય, ક્વચિત વધારે અને નવી ખબર બહારના વિદ્વાનો પાસે હોય તો તે ફેરફારની તથા ભૂલની વિશુદ્ધિ થાય તથા નવી સામગ્રી મળે, વળી જગાઓના નકશા, શિલા કે તામ્ર લેખોની તથા સિક્કાની નકલો વીગેરે આ પત્રમાં આપવામાં આવેછે. માટે જે વિદ્વાનોને નાન ઠામ વિગેરેમાં અમારી ભૂલ થઇ જણાય અગર તેમની પાસેની મતોમાં કંઇ અન્ય હોય તો અમને લખી મોકલવા કૃપા કરવી. ભૂલ મુદ્દાની હોવી જોઇએ. ભાષાના શબ્દોના રૂપાંતરની કે વ્યાકરણની ભૂલ જણાવવાની જરૂર નથી, પરંતુ ઐતિહાસિક વિશુદ્ધિમાં ખામી આવતી હોય તેજ ભૂલ ઉપર પત્રવ્યવહાર ચલાવવો. વિદ્વાનોને વધારે વિનતિ કરવામાં આવેછે કે શિલા અથવા તામ્ર લેખ, છબીઓ, સિક્કા વિગેરે જે તેમની પાસે હોય તે અમને પૂરા પાડવાની કૃપા કરશે. સિક્કા જેવી વસ્તુઓ કીંમત લઈ આપવાની મરજી હશે તો તે ખરીદ કરી લઇશું. આ કામમાં સર્વે વિદ્વાનો સહાય કરશે એવી આશાછે.

વ્યવસ્થાપકો—ઇતિહાસમાલા.

## ઇતિહાસમાલા સંબંધી અભિપ્રાયો.



નીચેના અભિપ્રાયો જે ગૃહસ્થો તરફથી આવ્યા છે તેમનો અમે મોટો આભાર સ્વીકારીએ છીએ. અમે આ અભિપ્રાયો કંઈ અમારૂં અભિમાન દર્શાવવાના હેતુથી વાંચનાર સમક્ષ મૂકતા નથી, પરંતુ અમારા મુરબ્બી નામદાર જૂનાગઢના નવાબ સાહેબ તથા સાહાયકોને અમે સંતોષકારક કામ કરવા પ્રયત્ન કરીએ છીએ તે જણાવવાના હેતુથી અત્રે પ્રસિધ્ધ કરવામાં આવેછે.

બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા.

---

૧

અમારા મુરબ્બી ( પેટ્રન ) નામદાર નવાબસાહેબ જૂનાગઢનો ઠરાવ

નકલ. શા. મો. ઑ. આ. નંબર ર૭

દી. ૬. જા. નંબર તા. ર૭–૭–૯૬

૨૧૭૮
—
૫૨

ઠરાવ.

રા. રા. બાળાશંકર ઉલ્લાસરામ તરફથી હાલમાં "ઇતિહાસમાલા" નામનું માસિકપત્ર પ્રસિદ્ધ કરવામાં આવેછે. તેમાં આયીન અકબરી, મિરાતિ સિકન્દરી વિગેરે પ્રખ્યાત ફારસી ગ્રંથોના ગુજરાતી ભાષાન્તર દ્વારા હિંદુસ્તાન અને ગુજરાતના પ્રાચીન મુસલમાનં રાજાઓનો ઇતિહાસ આપવામા આવેછે. રા. રા. બાળાશંકર કવિત્વ શક્તિની સાથે ફારસી ભાષાનું સારૂ જ્ઞાન ધરાવેછે. તેથી તેઓ આ લોકોપયોગી કામ સંતોષકારક કરશે એવી આશા રહેછે અને તેમણે પ્રગટ કરેલા પેહેલા અંક ઉપર અપાએલા અભિપ્રાય જોતાં એ વિચારને પુષ્ટિ મળે છે.

આ માસિકપત્ર ખાસ કરીને મુસલમાન ઇતિહાસકર્તાઓના ગ્રંથો ઉપરથીજ લખાતું અને પૂર્વના મુસલમાન પાદશાહોની તવારીખને સંબંધ ધરાવનાર હોઇને ખુ. નવાબ સાહેબે પોતાનું નામ તેની સાથે જોડવાની રા. રા. બાળાશંકરને ખુશીની સાથે પરવાનગી આપી છે, અને તેની——પ્રતો સસ્થાન તરફથી ઉત્તેજન દાખલ રાખવા ઠરાવ્યું છે. સ. ૧૯૫૨ ના અશાડ સુદ ૧૨ મંગળવાર તા. ૨૧ મી જુલાઇ સ. ૧૮૯૬

સહી. બેહેચરદાસ વિહારીદાસ.
આ. દીવાન.

આની ખરી નકલ જાણીતા થવા રા. રા. બાળાશંકર ઉલ્લાસરામ તરફ મોકલવી

સહી બેહેચરદાસ વિહારીદાસ

આ દીવાન

અસલ સાથે મેળવ્યુ દા ફુલશંકર રીવશંકર દીવાની દફતરખાનાના કારકુન

દી ૬ ઠ્ઠો નંબર

$\frac{૨૦૮૮}{૫૨\ ૫૩}$

ખરી નકલ જાણીતા થવા રા રા બાળાશંકર ઉલ્લાસરામ તરફ રવાના તા ૨૫ મી જુલાઇ સ. ૧૮૮૬

પરવાનગીથી

જાદવરાય હરીશંકર.

અ મુ ગા

---

૨

દીવાન બહાદુર મણીભાઈ જસભાઈ લખે છે કેઃ—

રામલાલની વાડી, તાડદેવ. મુંબઇ.

તા ૫-૮-૧૮૯૬

મી બાળાશંકર ઉલ્લાસરામે ઇતિહાસમાળા નામે માસીક પુસ્તક દ્વારા મુસલમાન ગ્રંથકર્તાઓ જે ઐતિહાસીક નોંધ લખી ગયાછે તેનુ ગુજરાતી ભાષાંતરરૂપે પ્રજા સન્મુખ મુકવાનુ મહત્કાર્ય આરંભેનુ છે તે કાર્ય અતિ સ્તુત્ય છે તેના ઉપરથી ગુજરાતના ઇતિહાસ, મુખ્યત્વે કરીને મુસલમાની વખતના ઇતિહાસ ઉપર બહુ પ્રકાશ પડશે એ નિસ્સંશય છે. આ કાર્યમા દ્રવ્ય તથા કાલનો વ્યય ઘણો છે તેથી એ ખરેખરા આશ્રયને પાત્ર છે. તેના પ્રથમ અંકમા ચાર મુખ્ય અને પ્રશસ્ય પુસ્તકોના કાંઇક પૃષ્ઠો આપેલા છે ભાષા સરળ અને સુગમ છે આ કામ ફતેહમંદીથી પડે એમ હુ ઇચ્છુછુ

મણીભાઇ જસભાઈ.

---

મહેરબાન ખાનસાહેબ કરમઅલી રહીમ નાનજીઆણી બી. એ. ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેક્ટર પંચમહાલ લખેછે કેઃ—

ગોધરા, તા ૧૬-૮-૯૬

ઇતિહાસમાળાના તંત્રી બાળાશંકર ઉલ્લાસરામ કંથારીયા.

વડોદરા.

પ્યારા સાહેબ.

આપના તરફથી ઇતિહાસમાળાનો અંક પહેલો નમુના તરીકે આવ્યો તેની પહોંચ ઉપકાર સહિત સ્વીકારૂં છું એ માળા ફેરવી જોતાં મને બહુ આનંદ ઉપજ્યો છે. આઈન અકબરી, મિરાતિ સીકંદરી, તવારીખિ ફરિસ્તા ઇત્યાદિ ઉમદા ફારસી કિતાબોનો તરજુમો કરવા આપે કોશીશ કરી છે તે બહુ તારીફ લાયક છે. પદ્યનું ભાષાંતર પદ્યમાં કરવા પ્રયત્ન કરેલો છે તે પણ સ્તુતિપાત્ર છે. ઇતિહાસ એ ભૂતકાળની આરશી છે. તેમજ બીજી રીતે જોતાં કેટલેક દરજ્જે ભવિષ્યનો ભોમીયો છે, કેમકે જે સંજોગોમાંથી અમુક પરિણામ નીપજે તેજ સંજોગો ફરાથી જો એકઠા થવા પામે તો બરાબર તેજ પરિણામ નીપજવું જોઇએ. આ ચોપાનિયાનું કદ બીજા સાધારણ માસિક કરતાં જરા મોટું છેતોપણ મારા મત પ્રમાણે એનું લવાજમ વરસના રૂ. ૧૨ છે તે બહુ ભારે છે. એમાં ચીતરેલું અકબર બાદશાહનું ચિત્ર સફાઇ વાળું છે ભાષા બહુધા શુદ્ધ, સરળ અને પસંદ પડતી થાય એવી છે. **** **** એકંદર આ પ્રયત્ન ઉતેજન આપવા લાયક છે. એમા કંઇ સંદેહ નથી. તા. ૧૬-૮-૯૬

સેવક.

કરમઅલી રહીમ નાનજીઆણીની સલામ.

મી. નર્મદાશંકર દેવશંકર બી. એ. ગુજરાત કૉલેજના માજી ફેલો લખેછે કેઃ—

I read the first No. of your Itihas Mala, and I heartily congratulate you for this literary undertaking which is the first of its kind.

Gujarati litrature, which is yet in its childhood, looks up to parental classical literature for its thorough development. Now Sanskrit with all its multifarious literature has to bend her head to her sister Persian, for want of works of authentic history.

Our Gujarati lnguage, therefore, which chiefly depends upon

Sanskrit for its healthy growth, presents a meagre picture in real historical works. A few that are found are translations of elementary Indian history written by Englishmen like Sir W. Hunter. They are admirable so far as their utility with respect to school boys is concerned. But they can give no idea of native zeal for historical investigation and penmanship. The only way in which the merit of native historians can be judged is to read the original persian works or their faithful translations. The versions of well known Persian histories that have been hitherto made by Englishman and have been utilized in the Mahomedan period of Gujarati school histories are declared by recognized native Persian Scholars as lacking faithfulness partly because of European ignorance of native customs and associations and partly because of the elementary state of Persian study at the time of their composition.

Your translations will, I hope, be serviceable to the Gujarati public in three ways.

1st. The field of Gujarati literature will be extended by your versions in which the beauty of Persian idioms and figures has been retained without marring the native purity of Gujarati style.

2ndly. They will add to the poor existing stock of Gujarati historical books.

3rdly. They will suggest new landmarks to future native historians.

The first number contains, Ain i Akbari, two histories of Gujarat under Mahomedan rule and history of the reign of Jahangir. The notes that are given afford useful information to the student.

I wish all success to your patriotic and literary effort. I should like to see native princes with whom the subject is in direct connection patronize you with their usual munificence.

Narmdashanker Devshanker,

Bhuka 16th August 96 Mehta,

૩

રાવબહાદૂર મોતીલાલ લાલભાઈ દીવાન સાહેબ કચ્છ લખે છે કેઃ—

ભુજ. તા. ૫-૮-૯૬.

રાજેશ્રી ભાઈ બાળાશંકર.

મુ. વડોદરા.

વિનતિ કે તમારો પત્ર ગયા મહીનામાં પહોંચ્યો હતો. ઘણા કામને લીધે ઉત્તર જલદી લખાયો નહી તે માટે ક્ષમા કરશો. તમે મુસલમાની સમયની ઇતિહાસમાળા કહાડવાનું શીરૂ કર્યુંછે તે સ્તુતિ પાત્રછે. તેની હું ખુશીથી પાંચ નકલો રાખીશ.

એજ. લી. શુભેચ્છક મોતીલાલ લાલભાઈના નમસ્કાર.

---

૪

નામદાર લખતરના દરબાર સાહેબ લખે છે કેઃ—

શા. આ નંબર. ૧૯

સંસ્થાન લખતર. મુખ્ય કારભારીની ઑફીસ.

લખતર. તા. ૮-૭-૯૬.

લખતર. સં. ના. નંબર ૧૦૯૫

રા. રા. બાલાશંકર ઉલ્લાસરામ, કંથારિયા.

વિશેષ આપના તરફથી ઇતિહાસમાળા પ્રથમ અંક નામદાર ઠાકોર સાહેબના નામ ઉપર આવ્યો તે પોચ્યો છે. એવા ઐતિહાસીક ગ્રંથ પ્રસિદ્ધ થવાની પુરી અગત્ય છે અને તેની——પ્રતો નામદાર ઠાકોર સાહેબના નામ ઉપર મોકલાવતા રહેશો. અમે ઇચ્છીએ છીએ કે આ મહત્વનું કામ સંપૂર્ણ રીતે પાર ઉતારવાની આપને જગતકર્તા જીંદગી અને શક્તિ સંપૂર્ણ બક્ષીસ કરે એજ.

મગનલાલ ત્રીભોવનદાસ.
મુખ્ય કારભારી.

---

પ્રોફેસર મણિલાલ નભુભાઇ. બી. એ. લખે છે કેઃ—

NADIAD
4–5–96

**MY DEAR BALASHANKER.**

I have just gone over the first No of your intended periodical containing translation of important historical works from the Persian, bearing on the history of Guzarat in particular and on the history of India in General Though I have no knowledge of the Persian language and I am, therefore, unable to pronounce on the merits of your translation, I dare say your labours will be of considerable use to the future historian- I am affraid the translations we have in English are far too meagre and not always what they ought to be, and your work will no doubt meet a very long felt want Our people may perhaps learn to understand their part better than at present, through your labours and I, for one, shall be sincerly glad to know you have found support enough to carry out your labour to its proper legitimate conclusion

I am, yours sincerely

**MANILAL.**

---

૬

રા. રા. મણિશંકર રતનજી ભટ્ટ બી. એ. વાઇસ પ્રિન્સિપાલ કલાભવન વડોદરાના લખે છે કે —

કલાભવન, વડોદરા.

તા ૪-૮-૯૬.

પ્રિયભાઈ બાળાશંકર,

આપે મુસલમાની વખતમાં લખાયેલા ઇતિહાસોના ભાષાંતર પ્રકટ કરવાનું મામ આદર્યું તે જોઇને મને સંતોષ થયો છે આપણી ભાષામાં ઇતિહાસોની બિલકુલ ખોટ છે,

### શિખરિણી.

ગિરા વીરા તારી, સરસ રસવાળી અતિ દિમે
વરી પૂરા પ્રેમે, રસિક ઉરમાથી નવ ખસે
ગણે નાહિ કોને, તવ કલમમાથી ઝરિ મદે
પુરા ભાગ્યે પ્યારા સુજન મન તેનો રસ ચહે ૧

લી તમારો સ્નેહાધીન
તા. ૩-૮-૯૫ સાંકળચંદ મગનલાલના
પ્રણામ સ્વીકારશો

---

૮

**નામદાર મહારાણા હરિસિંહજી ફતેહસિંહજી આમોદથી લખે છે કે:—**
**રા. રા. બાળાશંકરભાઇ ઉલ્લાસરામ.**

લી મહારાણા શ્રી હરીસિંગજી ફતેસિંગજી આમોદનાની સલામ દીગર આપનું અતિ ઉત્તમ પુસ્તક વાચી મને જે સતોષ ઉપજ્યો છે તેથી એ બાબતમા માહારા વિચાર નીચે મુજબ દર્શાવુછુ —

આ ઐતિહાસિક વાર્તામાલાનુ પ્રથમ ચોપાનીયુ તેના ભાષાતર કર્તા નડીઆદના રા રા બાલાશંકર ઉલ્લાસરામ તરફથી ફારસીમાથી ભાષાતર કરેલુ મળ્યુ છે તે ઉપકાર સાથસ્વીકારીએ છીએ એ ચોપાનીઆમા બાબીને અકબરી વગેરેનો ઇતિહાસ છે, તેમા તેનો ખરો તરજૂમો કરેલો નજરે પડે છે અને કાઇ ફેરફાર કરેલો જણાતો નથી હાલના વખતને અનુસરીને ભાષાન્તર કર્તાઓ તરજૂમો કરતી વખતે મતલબ લેઇ ન્યુનાધિક કરી કર્તાની ખૂબીમા ફેરફાર કરે છે તેથી પુસ્તક બનાવનારની ખરી ચાતુર્યતા નજરે પડતી નથી ફારસી વિદ્યાના પુસ્તકો આજના કાળમા આ દેશના ઘણા ભાગથી અજાણ્યા રહેલા છે. તેથી તેની ખરી ખુબી જાણવામા આવવાને સાધન નથી આ ચોપાનીઆથી ફારસી નહીં જાણનારને પુરાતન તારીખો હેવાલ જાણવાને ઘણુંજ સુગમ પડશે અને ઘણુ ઉપયોગી પુસ્તક થઇ પડશે કર્તાએ સારો શ્રમ લીધેલો જણાય છે પુસ્તકની ભાષા સેહેલી અને સરળ ગુજરાતી છે નવાબ સાહેબો, રાજા સાહેબો, અને ઠાકોર સાહેબોને પુરાતન તવારીખ જાણવાની જેઓને ફારસીનો અભ્યાસ થોડો હોય તેમને ઘણુ ઉપયોગી પુસ્તક થઇ પડશે તા ૫ મે સન ૧૮૯૫

Maharana Harisingji Fatehsingji.
AMOD.

---

بر ضمیر منیر اصحاب و ارباب دانش و فهم مخفی و محتجب نماند که در بین ایام
فضیلت التیام المسمی بالاشنکر ابن اولاسرام در قصبه نڈیاد که متعلق ضلع
احمد آباد است سکونت دارند بالاشنکر موصوف از تاریخ فرشته و از تاریخ مرات
سکندری و از تاریخ تزک جهانگیری وغیره ترجمه از قصاید و بلاغت کبیر در زبان
گجراتی در هر ماه می نمایند و این بنده خدا فقط بزبان گجراتی میدارد گویا از زبان
دان گجراتی همعصر گوئی سبقت ربوده است و صنف ترجمه موصوف الصدر
مردمان گجراتی این ازمنه میگویند که لسان ما بای در توصیف ترجمه موصوف
الصدر لاتحصی است و از علم عروض بالاشنکر وقفیت کامل دارند و هر جا که بیت
و اشعار فارسی با شعر همین محل اشعار بزبان گجراتی میگویند و ارقام
نمایند کتبه العبد منشی سید بڑا صاحب ابن سید میان صاحب
مرحوم مغفور مورخه ۲۴ شهر اپریل سنه ۱۸۹۶ عیسوی

گجراتی زبان میں ترجمہ چند صفحات فارسی تواریخ یعنی تاریخ فرشتہ
و تزک جہانگیری و آئین اکبری و مرات سکندری کا جو مسٹر بالا شنکر
خلف الصدق مسٹر اولارام مرحوم نے کیا ہے میرے دیکھنے میں آیا اور
اسی گجراتی ترجمہ کو فارسی اصل کے ساتھ مقابل کیا تو اسکے عرایٔلے
گجراتی زبان میں ایسی خوبی سے بیان کیئے ہوئے پائے کہ میری رائے
ناقص میں بہت ہی کم شخص فارسی و گجراتی دان مل سکینگے جو
ایسے احسن وجہ سے ایسے اعلی درجہ کے روزمرہ کی فارسی کتابوں کا
ایسے عمدہ طور کے گجراتی روزمرہ میں ترجمہ کر سکیں اس ترجمہ میں فارسی
اور عربی اصطلاحات گجراتی زبان کی اصطلاحات ایسے حسن طور سے
بیان کیا ہے کہ گجراتی خوان مشکل سے امتیاز کر سکے کہ یہ کسی
فارسی کتاب کا ترجمہ ہے علاوہ ان خوبیوں کے دوسرے
منافع عامہ جو مختلف خلق اللہ یعنی ہندو و مسلمانوں کو
حاصل ہونگے اگر خدا جل جلالہ ان مترجم خیرخواہ خلائق
کو انکے ارادے میں فتحیاب کرے سویلے میں ہندوستان میں مدت
دراز سے ہندو و مسلمانوں میں جو باہم اتفاق ہمدردی اور
غمخواری چلی آئی اور جاری تھی فقط تھوڑی مدت سے
بسبب غلط اور کم فہمی مطالب فارسی تواریخ مفقود ہوئی
جاتی ہے واپس آجائیگی اور انشاء اللہ تعالی رفاہ عام ہوگا
بتاریخ ۲۴ ماہ اپریل سنہ ۱۸۹۶ء
منشی سید عبداللہ عفی اللہ عنہ

* मुनशी अवदुल्ला अल् उरेद्री–गुजरात कॉलेजना माजी फारसी प्रोफेसर लखेछे के —

गुजराती ज़बानमें तरजुमए चहर मकाहाते फारसी तवारीख यानि तारीखे फरिश्ता व तज़ोके जहांगीरी व आयीने अकबरी व मिराते सिकन्दरीका जो मि. बाळाशंकर खलिकुल सिद्दुक मिस्टर उल्लासराम भरहुमने कीया है मेरे देखनेमें आया, और उस गुजराती तरजुमेको फारसी असलके साथ मुकाबला कीया तो उसके तरजुमेको गुजराती ज़बानमें ऐसी खूबीसे बयान कीये हुवे पाये कि मेरी राय नाकिसमें बहुतही कम शख्स फारसी व गुजरातीदा मिल सकेंगे कि ऐसी एहसन वजेहसे ऐसी आला दरजेकी रोज़मर्रीकी फारसी किताबोंका ऐसी उम्दा तोरसे गुजराती रोज़मर्रीमें तरजुमा कर सकें- इस तरजुमेमें फारसी और अरबी इस्तिलाहात गुजराती ज़बानकी इस्तिलाहात अहि हुस्न तौरसे बयान कीया है कि गुजरातीदा मुश्किलसे इम्तियाज़ कर सके कि यह किसी फारसी किताबका तरजुमा है.

अलावा इन खूबीयोंके दूसरे मुनाफए आम्मा जो मुख्तलिफ खल्के अहला यानि हिंदु मुसल्मानोंको हासिल होंगे अगर खुदा मिल्लनवाल्लहु इ मुतरजिम्मे बिरस्ताहे स्वायकका उनके इरादेमें फतेहयाब करे–सो ये हैं- हिंदुस्तानमें मुद्दत दराज़ीसे हिंदु मुसल्मानोमें जो बाहम इत्तिफाके हमदरदी और गमख्वारी इर्ग आई और जारीथी सो फक थोडी मुद्दतसे बसबबे चलने व कमकदमीए मुतालिये फारसी तवारीखके मफकूद होती जातीहै वापस आ जायगी, और इन्शा अल्ला तआला रिफाहे आम होगा. ब तारीख ३० माह अप्रेल सन १८९६ इसवी

मुनशी अवदुल्ला अल् उरेद्री.

---

* फारसी टाइपो ईपावेदी छुड छापीछु तेमा उपयोगमा लयछु

૧૦

* मुनशी सैयद बडासाहब मीरांसाहब फारसीमां नीचे मुजब लखेछेः—

वर जमीरे मुनीरे असहाबे इल्म व अरबाबे दानिश व फहीम मख्फी व मुतहज्जिब न मानद् कि दरीं अय्यामे फ़जीलत इस्तियाम अल् मुसम्मे बालाशंकर इब्ने उल्लासराम दर कस्बए नडियाद कि मुत्आल्लुके ज़ैनुल् बिलाद शहर अहमदाबादस्त सिकूनत दारन्द. बालाशंकर मौसूफ अज़ तारीखे फरिश्ता व अज़ तारीखे मिराते सिकंदरी व अज़ तारीखे आलमगीरी वगैरह तरजुमा अज़ फसाहत व बलाघत कसीर दर ज़बाने गुजराती दर हर माह मीनुमायंद. व ईं बंदे खुदा वकफीयत बर ज़बान गुजराती मीदारद गोया अज़ ज़बानदाने गुजराती हम असरगुई सबकत रूबदा अस्त.* व सिफते तरजुमए मौसूफुल् सदर मरदुमाने गुजराती ईं अमेना मीगूयंद कि लिसाने मायां दर तौसीफे तरजुमए मौसूफुल् सदर लालेहसी अस्त. व अज़ इल्मे उरुज बालाशंकर वकफीयत कमाल दारद व हर जाये कि बयत् व अशआरे फारसी बाशद बर हमीं महले अशआर ब ज़बाने गुजराती मीगूयंद व अरकाम नुमायंद.

मुनशी सैयद बडा साहब इब्ने सैयद.
मीरां साहब मरहूम मघफूर.

मोरुखए ३० शुहरे अप्रेल सन १८९६ इसवी.

---

૧૧

અમદાવાદ હાઇસ્કુલના ફારસી પ્રોફેસર મુનશી અમીરઅલી મશહુદી લખેછે કેઃ—

અમદાવાદ તા ૩૦–૪–૯૬

રા. રા. ભાઈ બાલાશંકર ઉલ્લાસરામ.

મુ. વડોદરા.

સલામબાદ-આપનો ઇતિહાસમાલાનો અંક પેહેલો મારા ઉપર આવ્યો તે વાંચી તેમાના કેટલાક ભાગો અસલ ફારસી પુસ્તકો સાથે મેળવી જોતાં તરજુમો શુદ્ધ થએલો

---

* અભિપ્રાયની બુદી બુક કહાડતી વખતે ફારસી ટાઇપો ઉપયોગમાં લઇશું.

માલમ પડયો. વળી ફારસી ભાષા જેવી છટાદાર રસીક અને અલંકારી છે તેજ પ્રમાણે તરજુમાની ભાષામાં પણ બનતા લગી ઉપરના ગુણો લાવવાને તમે પ્રયત્ન કરેલો માલમ પડે છે.

મેશર્સ એલ્ફિનસ્ટન, બેલી અને ફાર્બસ વગેરેના ફારસીના અંગ્રેજી ને ગુજરાતી તરજુમા મેં વાંચેલા છે, તેમ અસલ ફારસી પણ વાંચેલો છે, પણ અંગ્રેજી ગ્રંથકારોએ મુસલમાનોની નીતિ રીતીના સાધારણ અજ્ઞાનથી ફારસીનો અર્થ બરાબર નહિં સમજવાથી—મતાભિમાનથી અને હસ્તદોષથી ઘણે ઠેકાણે ભુલો કરેલી છે ને તે ઉપરથી તેવાજ અભિપ્રાય આપેલા છે. એવા અંગ્રેજી ગુજરાતી ગ્રંથો વાંચીને સાંપ્રત કાળના ગુજરાતના ઇતિહાસકર્તા ને વાર્તા લખનારા ( કરણ ઘેલો—પ્રતાપ નાટક વગેરે ) તેવાજ ધોરણ ઉપર પોતાના ગ્રંથો લખીને હિંદુ મુસલમાનમાં છર્યા ભાવ ઉત્પન્ન કરતા આવેલા છે એ ઘણુંજ ખેદકારક છે. એની સાબીતી માટે મેં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની માગણીથી એ હેમદશાહના અંગ્રેજી ઇતિહાસનો ફારસીની સાથે મુકાબલો કરીને તેનો આર્ટીકલ સોસાઇટીને લખી મોકલ્યો હતો તે આપે ભારતી ભૂષણના અંકમાં પ્રસિદ્ધ પણ કરેલો છે. સારાંશ કે આ ખોટો ભિન્નભાવ મટવાને ઇતિહાસના અસલ ફારસી પુસ્તકોના ગુજરાતીમાં તરજુમા કરવાનો વિચાર કેટલાક વરસથી મારા મનમાં રમ્યા કરતો હતો. પણ અવકાશ અને સાધન નહીં મળવાથી એ વિચાર બહાર પાડી શકયો નહીં, આ કામ આપે ઉઠાવી લીધેલું જોઇને મને અત્યંત આનંદ થયો છે.

આ કામ જેટલું જોખમ ભરેલું ને ગંભીર છે તેટલુંજ ઉપયોગી અને સ્તુતિપાત્ર છે. સ્વાભાવિક છે કે જે કામ ઉપર જોઇતા લક્ષથી મનન કરવામાં આવે તે કામ વધારે ખરૂં અને સુંદર થાય માટે આશા છે કે ઉપરના મેથકારો કરતાં આપ વધારે કાળજી રાખી આ કામ પાર પાડશો તો ગુજરાતી પ્રજાને ઘણો લાભ થયા વિના રહેશે નહીં



સી. શુભેચ્છક

સૈયદ અબ્બાસઅલી મશહદી.

ફારસી શિક્ષક ગવર્નમેન્ટ હાઇસ્કુલ

અમદાવાદ.

વડોદરા આર્ટસ્કુલના ફારશી ભાષાના પ્રોફેસર મુનશી ફરીદુદ્દીન લખે-છે —

**The college.**
Baroda

*MY DEAR BALASHÂNKER*

Having gone through the first No of your Itihas Mala and the other papers you sent me in connection with the same, I am happy to say that the aims and objects with which you have undertaken the work are indeed laudable, and worth-encouragement Should you follow the same course in all the subsequent numbers of your translation series, I need scarcely say that you will be doing a real service to the country You will be obliging the Mehomedans by a faithfully representation, in the language accessible to the masses of the country, of the history of their rule in India and removing the numerous misrepresentation of their character as the paramount power of old and of their government In my humble opinion the misrepresentations so common in the current English or Vernacular histories of the day have wrought a deal of mischief upon the minds of the education of the present day It matters not whether they may have [illegible] through an ignorance of the language of Meho[illegible]an h st[illegible]s through careless or the political motives of [illegible] writters the fact, however remains patent that these have played no small a part in disturbing the enmity and harmony of centuries between the two great factor of the Indian population and that to them as far as I think, may be traced the presents undesirable disunion between the two communities—a state equally lamented by the enlightened of both

You will be rendering a service to the Hindoos also by picturing to them the fair side as well of Mehomedan history and thus leading them to form a more correct estimate of the man when an intimate association of centuries has turned into brethern of not more and in unison with whom may be said to lie the future welfare and well being of India as a whole

I feel, therefore, a great pleasure in letting you know that I have my entire sympathy with your work and that I shall always watch with interest the praiseworthy enterprise which you have so opportunely undertaken Wishing you all success

I remain your's sincerely.

**FARIDUDDIN AHMED.**

૧૬

શાહપુર શાળાના હેડમાસ્તર કવિ નનામીઆં રસુલમીઆં લખે છે કે:—

અમદાવાદ શાહપુર તા ૨૯ ૪-૯૬

રા. રા. બાળાશંકરભાઈ ઉલ્લાસરામજી.

વડોદરા.

વિનતિ કે, ઇતિહાસમાળાનો અંક ૧ લો આપે મોકલ્યો તે મેં વાંચ્યો છે અને તે વિષે હું કામા મારો અભિપ્રાય નીચે મુજબ છે.—

જે ફારસી ગ્રંથો ઉપરથી આપે આ ભાષાન્તર કરવા માંડેલું છે તે વિષે તપાસ કરતાં જણાય છે કે અસલ ગ્રંથો પ્રમાણે ભાષાન્તરમાં પૂરો અર્થ બરાબર આવેલો છે. એટલુંજ નહિ પણ ફારસી પંડિતોની ચમત્કારીક રીત ભાષા છતાં ભાષાન્તર મનમાનતું અસરકારક થએલું છે અને મૂળના ચાતુરતાને રસીકતામાં ચતના સુધી ખામી આવવા દીધી નથી ભાષા સરળ, રસીક, રૂઢ અને શુધ્ધ છે તેથી વાચનારને એવી અસર થયા વિના રહેતી નથી કે આ પુસ્તક જાણે ભાષાન્તર નથી, પણ ગુજરાતીમાં રચાએલો અસલ ગ્રંથ છે

આપ ગુજરાતી, અંગ્રેજી અને ફારસી ભાષામાં પ્રવીણ છો, એટલુંજ નહિ પણ ગુજરાતીમાં ગદ્ય પદ્યાત્મક ગ્રંથ લખવામાં પ્રસિધ્ધ થએલા છો, અને ભાષાનુંજ નહી પણ રસનું ભાષાન્તર કરવાની આપનામાં શક્તિ છે. તેથી પરાઇ ભાષાનો રસ આપના જેવા અનુભવી અને વિદ્વાન લેખકના ભાષાન્તરમાં તાદૃશ્ય આવે એમાં નવાઇ નર-વળી ફારસી ઇતિહાસોના પોતાની ભાષામાં પરદેશીઓએ ઘણાંક ભાષાન્તર કરેલા પણ ઘણા પ્રકારના અજ્ઞાનથી તેમાં દોષ આવેલા દેખાય છે તેથી આપનો નરજુમો શુધ્ધ હોય એમાં પણ આશ્ચર્ય જેવું નથી કેમકે આપને માહીતી મેળવવાની સંપૂર્ણ જોગવાઈ છે માટે ગુજરાતી ભાષાના ભંડોળમાં આ પુસ્તકને હું એક અમૂલ્યનો વધારો થએલો માનુ છું.

આપે જે કામ આરંભેલું છે તે ઘણું લોકોપયોગી અને વખાણવા લાયકછે તેમાં હું આપની સંપૂર્ણ ફતેહ ચાહું છું. આશા છે કે ગુજરાતી પ્રજાના તરફથી આ કામમાં આપને સંપૂર્ણ આશ્રય મળશે.

લી. સેવક

નનામિયાં રસુલમિયાંની સલામ.

---

૧૪

શ્રી. મહુમદ કાસમ આબકારી ઈન્સ્પેક્ટર ચીખલીથી લખે છે કેઃ—

રા. રા. બાળાશંકરભાઈ

તમારૂં ચોપાન્યું ઇતિહાસમાળા તથા પ્રસિદ્ધ પત્ર પોહોચ્યું. વાંચી આનંદ થયો છે.

અત્યાર સુધીમા મુસલમાનોના લખાયલા ઇતિહાસ સારરૂપે કે એક તરફી સુરણીનાજ થએલા કદાચ કહી શકાય. ગુજરાતી ભાષામા મુસલમાની ઇતિહાસ સારરૂપે પહેલેથીજ લખવા માડયો હશે હુ મુસલમાન તરીકે એમાં લખાતી ગુજરાતી ભાષા સબધી કાંઇપણ બોલી શકીશ નહીં, પણ એમાં જે રીતે અસલ ફારસી લખાણને આધારે બીના આપી છે તે ઘણી સારી છે મૂળ લેખકોનો ઉદ્દેશ જે હોય તે આધારે લખાણ થવાથી ઐતિહાસિક બીનાની ખરી ખૂબી જણાય વળી હિંદુસ્તાનમાં ફારસી, હિંદુસ્તાની કે અરબી લેખકોએ મુસલમાન પાદશાહોનો અને તે વખતની સ્થિતિનો ઇતિહાસ જુદે જુદે રૂપે અને જુદી જુદી જગાએ જુદા જુદા શખ્સોએ લખેલો છે. માટે જ્યારે મુસલમાની ઇતિહાસનુ સપૂર્ણ ચિત્ર આપવામા આવે ત્યારે એ બીના ભુલવી નહીં જોઇએ કે જેટલે દરજ્જે વધારે સત્ય અને મૂળ બાબત ઉપર ઉતરાય અને અસલ તવારીખ નવીસના લખાણને વાજબી ઇનસાફ મળે એવા પાયા ઉપર ઇતિહાસો લખાવા જોઈએ.

તમારૂં લખાણ પણ તેજ આધારે થતું જોવામા આવે છે ચોપાન્યાની કૃતિ, અગત્ય તથા કદ જોતા કીંમત ઘણી નથી પણ હાલના જમાનામાં ગુજરાતી પ્રજામાં તમારાજ લખવા પ્રમાણે વાચનનો શોખ નથી તો તેવા વાંચકોને કદાચ ભારે લાગશે. પણ જ્યારે મોહોમેડન ભાઇઓને વાસ્તે રૂ ૩) રાખી છે તે વધારે નથી. ઇતિહાસના જીજ્ઞાસુઓને એ કાળનું સપૂર્ણ ચિત્ર જાણવાને તમારૂં ચોપાન્યું સાધન રૂપ થઇ પડશે. આજ સુધીની કેળવણીના પ્રતાપથી હિંદુ તરીકે મુસલમાન ભાઇઓ ઉપર મોટો લાભ તથા મહેનતનો ઉપભોગ આપી મોટો ઉપકાર કર્યો કહીએ તો બીલકુલ ખોટું નથી મુસલમાન ભાઇઓ પણ રફતે રફતે તમારા કામની બુજ જાણશે અને તમારા અંતર્ગત ઉદ્દેશને એથી પુષ્ટી મળશેજ.

Mahomed Kasim.

---

૧૫

મી. મુલ્લાં મહમદ હુસેન પંચાસી લખેછેઃ—

સદર બજાર રાજકોટ.

મેહેરબાન સાહેબ, તા. ૨૬ જુલાઇ ૧૮૯૬

* * * આપનું કામ અતિશય વખાણવા જોગ છે. જેમ અંગ્રેજી ભાષામાં લખાયેલા ઇતિહાસના વાંચનારાઓ પર એલિયટે ઉપકાર કર્યો છે તેમ આપે ઇતિહાસના શોકીન ગુર્જર વાસીઓ પર કર્યો છે અને તે સ્તુતિ પાત્ર છે.

લી. સેવક મુલ્લાં મહમદ હુસેન પંચાસી.

---

૧૬

કવિ કહાનજી ધર્મસિંહ લખે છે કેઃ—

સ્વ. રા. રા. કવિરાજ શ્રી. બાળાશંકરભાઈ

વિ. વિ. કે. આપનો કૃપા પત્ર મળ્યો "ઇતિહાસમાળા" ના બે અંકો પણ પહોંચ્યા. +++++ "ઇતિહાસ માળા" નો લેખ ખરેખર અપ્રતિમ અને આશ્ચર્યકારક છે. આપના એ ભગીરથ યત્નમા આપ ફતેહમંદ થાઓ એવી અમારી પ્રાર્થનાછે. આપની પ્રકૃતિ હવે સુધરી હશે. અસ્વસ્થ સ્થિતિમાં છતાં વિદ્યામાં અને કાવ્યવિનોદમાં મસ્ત રહી જે પ્રેમભાવ દર્શાવી આભાર કરોછો તે "માને આપને સ્તુતિ લખવી એ યોગ્ય નથી" આપની ઉદાર બુદ્ધિ એક લેખક દાખલ તેમજ એક ગૃહસ્થ દાખલ ખરેખર અનુકરણીય છે" એમ તેટલું છતાં પણ કહ્યાવિના રેહેવાતુ નથી. × × ×

લી. સેવક કહાનજી ધર્મસિંહના પ્રણામ.

---

૧૭

મોઢ શુભેચ્છક પત્રિકાના તંત્રી રા. પો. હં. શેઠ લખે છે કેઃ—

મોઢ શુભેચ્છક પત્રિકા ઓફીસ.
જામનગર. તા. ૬—૮—૯૬.

મેહેરબાન મુરબ્બી શ્રી સાક્ષરોત્તમ

રા. રા. બાળાશંકરભાઈ.

આપ તરફથી મોકલેલો ઇતિહાસમાળાનો અંક ૧ મળ્યો, વાંચ્યો, તપાસ્યો. ઘણોજ આનંદ થયો છે. આવા માસિકની ખરેખરી ખોટ હતી તે આપે પૂર્ણ કરી છે. ખરેખર ગુર્જરભાષાની મોટી ખોટ પૂર્ણ કરી છે. + + + +

લી. સેવક પોપટલાલ. વિ. હંસરાજ
શેઠ

---

**શ્રી સયાજીવિજય.**
તા૦ ૮-૭-૯૬

## ઈતિહાસમાળા.

ગુર્જર ભાષાના એક જાણીતા ( સાહિત્ય ) લેખક રા. રા બાગાશંકર ઊદેનાસરામ કથારીયાએ હાલ હિંદુ અને મુસલમાન એ બન્ને કોમના હિત માટે એક સાહસ કામ માથે લીધુ છે મુસલમાન કોમ જો કે મુળ પરદેશી કોમ છે, છતાં હાલ સેકડો વરસથી હિંદુસ્તાનમાં આવેલી હોવાથી આખા હિંદુસ્તાનની મુળ વસ્તીના ખરા એ ભાગ જોઇયે તો હિંદુ ને મુસલમાનછે હિંદુસ્તાનમા રજપુત રાજાઓ નિર્બળ થઈ ગયા બાદ મુસલમાન રાજ્યકર્તાઓએ વિશેષ કરીને અગ્રેજો આવતા સુધી રાજ્ય કર્યું હતુ આ ઉપરથી મુસલમાન રાજ્યકર્તાઓના પ્રાચિન વખતનો એટલે છેલ્લા સો બસો વરસથી જુનો અને તેમની શરૂઆતની કારકિર્દી સુધીના બનાવોનો ઇતિહાસ ઘણો જાણવાજોગ અને કાંઈક સાહિત્ય ઉપર વધુ તેજ પાડનાર થઈ પડે જાણીતા યુવાન પારસી સાહિત્ય સંશોધક મી કથારીયાએ પણ તેવી અસલી બનાવોની અને ઇતિહાસોની શોધ કરવા માંડી છે આવા કાયા પાછળ "હામ-દામ અને કામ" ત્રણે જોઇએ છીએ અમને જણાવવાને ઘણી ખુશી ઉત્પન્ન થાય છે કે મી કથારીયાએ હાલમા મુસલમાન ભાઇઓના રાજના ફારસી ભાષામા લખાયેલા ઇતિહાસો તુ મુળ ઉપરથી ભાષાન્તર, ઘણા ગ્રંથો મેળવી ટીપણુ અને વિવેચન સાથે કરવા માંડયુ છે હાલ તેઓએ તેનુ "ઇતિહાસમાળા" એ નામથી માસિક તરીકે કાઢવા માંડયુ છે જે બાદ વધુ કાંઇ જડી આવે છેવટે પુસ્તક રૂપે છાપશે મી. કથારીયાએ સહાયકો તરીકે ઘણા શાસ્ત્રીઓ, જાણીતા મુસલમાન મુનસીઓ અને જુના લેખો અને છબીઓ માટે ફોટોગ્રાફરો તથા લીથોગ્રાફરો વિગેરેની પણ મદદ લીધી છે "ઇતિહાસ માળા" નો પેહેલો અંક અમને મળ્યો છે, જેમાં હાલ "આઇને અકબરી —સિકંદરકૃત ગુજરાતના સુલતાનનો ઇતિહાસ, ફરિસ્તાકૃત ગુજરાતના મુસલમાનો સમયના ઇતિહાસ અને જહાંગીર પાદશાહનો ઇતિહાસ" એ ચાર વિષય લેવામા આવ્યા છે ઉપર જણાવ્યા પ્રમાણે આ કાર્ય સાહસ કરવા જેવુ છે અને ઘણી જુની શોધ કરવાની છે હામ તથા કામ કરવાની હિમત મી કથારીયા અને તેના સહાયકો ધરાવે છે પણ દ્રવ્યની મદદ પ્રજા તરફથી થવી જોઇએ જુનાગઢના નવાબ સાહેબે ઘણો આશ્રય આપેલો છે અને તે પ્રમાણે બીજા રાજ્યકર્તાઓએ તથા વિદ્વાનોએ યોગ્ય મદદ અને ઉત્તેજન આપવાની જરૂર છે મી કથારીયાની અમે આ મહાન કામમા ફતેહ ઇચ્છીએ છીએ

---

૧૯ વડોદરા વત્સલ.
તા. ૧૨-૭-૯૧

## ઇતિહાસમાળા.

આ નામનું એક માસિક ચોપાનિયું રા૦ રા૦ બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા તરફથી અમને ભેટ મળ્યું છે તેનો અત્રે આભાર સાથે સ્વીકાર કરીએ છીએ. અમારા ગુજરાત દેશના ગ્રંથના ભંડોળમાં વધારો થવાની વિશેષ જરૂર છે, અને તે માટે આ દેશના કેટલાક પંડિતોનો પ્રયત્ન ધમધોકાર ચાલી રહ્યો છે. એ જોઇ સંતોષ માનવો વિશેષ ઘટીત છે. આજે અમારા ટેબલ ઉપર જે ચોપાનિયાનો પહેલો અંક આવી પડ્યો છે તે જોતાં અમને મોટો આનંદ ઉપજે છે. સદર માસિક પુસ્તકની રચના એવી સારા પાયા ઉપર હોવાનું જણાય છે કે આજદીન સુધી અંગ્રેજી ગ્રંથ ભંડોળમાંથીજ ભાષાંતર રૂપે ગ્રંથો દેશી ભાષામાં પસાર થતા હતા, મુસલમાની અને ફારશી ગ્રંથકારોએ પણ આ દેશનો જે ઇતિહાસ બાદશાહી વખતમાં લખેલો છે, તેનો લાભ ગુર્જર ભાષા પ્રિય વાંચક વર્ગને થવાનો સુયોગ રા૦ બાળાશંકરભાઇએ મહા પ્રયાસથી લાવ્યો, તેથી તેમના ગુજરાતી વાંચકો ઉપર મોટાં આભાર થયો છે. સરસ્વતી મંદીરની સંપતી જેથી કરીને વધે અને તેથી થતા ફાયદા દેશી લોકોને મળે એવી ગોઠવણ પંડિત વર્ગ તરફથી થવાની વિશેષ જરૂર છે.

સદર માસિક પુસ્તકનો જે પહેલો અંક પ્રગટ થયો છે તેમાં નીચે પ્રમાણે મહત્વના વિષયો હાલ દાખલ કરવામાં આવ્યા છે (૧) અકબરની રાજ્ય વ્યવસ્થા એટલે આઇન અકબરી, (૨) ગુજરાતના સુલતાનોનો ઇતિહાસ અર્થાત મિરાતી સિકંદરી (૩) ગુજરાતના મુસલમાની સમયનો ઇતિહાસ એટલે તવારીખે ફરિસ્તા અને (૪) જહાંગીર પાદશાહનો ઇતિહાસ (તુજકી જહાંગીરી) આ ચાર મહત્વના મુસલમાની ગ્રંથોનું ભાષાંતર વિસ્તૃત વિવેચન પુર્વક આવ્યું છે. ભાષાતરની છટા ઘણીજ સરસ છે. રા૦ બાળાશંકરભાઈ જેવા ગુજરાતી ભાષાના પંકાયલા લેખકના હાથે એ કામ થયુ છે તેથી તેમાં ગુણનો અંશ વધારે છે.

સદર માસીક પુસ્તકનું વાર્ષીક લવાજમ રૂ. ૧૨) પોષ્ટેજ સિવાય રાખવામાં આવ્યું છે. તેથી તેનો લાભ સાધારણ માણસ ભાગ્યેજ લઇ શકે, પણ તે વાત તરફ પ્રસિદ્ધ કરનાર મંડળીએ ધ્યાન આપી જેની વાર્ષિક ઉપજ રૂ. ૨૫) કરતાં વધારે નથી એવા લોકોને રૂ. ૩) માં આપવાનો હેતુ મલપૃષ્ઠના પછવાડેની બાજુએ જણાવેલો છે તે ખરેખર સ્તુત્ય છે આવા મહત્વના પુસ્તકને રાજ્યાશ્રય મળવાની વિશેષ જરૂર છે. કારણ આવું મોટું ભાષાંતરનું કામ પૈસાની મદત વગર થઈ શકવું એ વાત ઘણી મુશ્કેલીની છે. એ મદત વગર તેનું નિયમીતપણું સાચવવાને હરકત છે. ગુજરાતી વાંચક વર્ગે એ બાબત ઉપર

ધ્યાન રાખી રા૦ બાળાશંકરે જે લાભ આપવાનો હેતુ આ 'ઇતિહાસમાળા' રૂપે પ્રદર્શિત કર્યો છે તે મદદ કરવાની ખટપટ કરશી એ અમો યકીન ધારીએ છીએ

હાલના જમાનામાં માસિક ચોપાનિયાં ઘણાં નિકળે છે અને કેટલાક લોકો પૈસા ખાઈ જઈ વાચક વર્ગને છેતરવાનો પ્રયત્ન પણ કરે છે તેવા પ્રગટકારોને ઉત્તેજન આપવા કરતાં, આવા મહત્વના પુસ્તકનું આયુષ્ય જેથી ટકીને વધે એવી ગોઠવણ ગુજરાત દેશના પંડિતોએ અને સંસ્થાનિક લોકોએ કરવાની વિધિ. જરૂર છે ઇશ્વર આ નુતન ઇતિહાસમાળા ચોપાનિયાને દીર્ઘાયુષ્ય આપશે એમાંજ અમને સંતોષ છે.

---

૨૦

વિચાર સાગર.

તા. ૩-૭-૯૬

ઇતિહાસમાળા:—આ નામનું એક અતિ ઉપયુક્ત માસિક પુસ્તકનો પહેલો અંક રા. રા. બાળાશંકર ઉલ્લાસરામ તરફથી અમને ભેટ મળી તેનો અમે આભાર સ્વીકાર કરીએ છીએ આજ અમારા આગળ સદર પુસ્તકનો જે અંક છે, તેમાં ઐતિહાસિક મહત્વના ઉત્તમ ગ્રંથોનું એમાં ભાષાંતર સરળ અને શુદ્ધ ભાષામાં થયેલું જોવામાં આવે છે સદર માસિક પુસ્તકનું વાર્ષિક લવાજમ રૂ ૧ાા વગર પોસ્ટેજ છતાં જેની માસિક આવક રૂ ૨૫) ઉપર નથી એવા લોકોને પાકિ મતે એટલે રૂ ૧ાા માટે આપવાનો વિચાર જોઈ સંતોષ માનવો ઘટીત છે આવા મોટા મહત્વના ગ્રંથોનો લાભ વાચકવર્ગને આપવાનો સ્તુત્ય હેતુ પ્રદર્શિત કર્યો છે તે પ્રયોજક પ્રશંસાપાત્ર છે સદર માસિકના આયુષ્યમાં વધારો થઇ તે નિમેશી મુદતે પ્રકાશિત થાય એવું અમો ઇચ્છીએ છીએ

# ઇતિહાસમાળા.

## ગ્રંથાભિનિવેષ.

ઇતિહાસમાળામાં હાલ ચાર ગ્રંથો શરૂ કરવામાં આવેલા છે. ૧ આયીન અકબરી. ૨ તવારીખિ ફિરિશ્તા. ૩ મિરાતિ સિકંદરી. ૪ તુઝ્કિ જહાંગીરી. આ ગ્રંથોના લેખકોનાં જીવનચરિત્ર તથા ગ્રંથોના ગુણ દોષનું વિવેચન ગ્રંથ સમાપ્તિએ આપવું ઉચિત ધાર્યું છે, કારણ એકવાર ગ્રંથનો અભિગમ વાંચનારને થયા શિવાય આગળથી ગુણ દોષનું વિવેચન વાચનારના મન ઉપર બરાબર ઠરી શકતું નથી. પરંતુ સદરહુ ગ્રંથોનો વિષયાનુબંધ તથા તેમની પ્રમાણ સામગ્રી વિષે પ્રથમ વાંચનારને જાણવાની અગત્ય છે. માટે હાલ શરૂ કરેલા ગ્રંથોનો અનુબંધ સૂચન કરીએ છીએ. નવા ગ્રંથો જેમ દાખલ થશે તેમ તેમનો અભિનિવેષ આપતા જઇશું.

આ ગ્રંથોની જુદી જુદી પ્રતોમા તથા જે કંઇ અપૂર્ણ ભાષાંતર મળી આવ્યા છે તેમાં જે જે તફાવતો માલમ પડયા છે તથા ભાષાંતર કર્તાઓએ જે જે ભાગો છોડી દીધા છે, તથા અણમાહીતીને લીધે ગામ તથા પુરૂષોનાં નામો નિર્દિષ્ટ કરવામાં ભૂલો કરી છે તે અમો ગ્રંથ સમાપ્તિએ પરિશિષ્ટ આપીશું તેમાં સરખાવીશું અને બીજા અનેક ગ્રંથકારો સરખાવી જે દશનો જે સમય વિવક્ષિત કર્યો હશે તેની તમામ સામગ્રી એક ઠેકાણે મૂકીશું. હાલ ચાલુ ગ્રંથોના અનુબંધ સૂચિત કરવાની અગત્ય છે. આ ભાષાંતર સમયે અમે જે પ્રત ઉપયોગમાં લીધી છે તેનુંજ ભાષાંતર આપ્યુંછે અને નામ ઠામ તે પ્રમાણે નિર્દિષ્ટ કર્યાં છે, જોકે અમને પણ કોઇક સ્થળે શંકા રહે છે તથાપિ તેનું નિવારણ પરિશિષ્ટ ચર્ચામાં કરીશું:—

### ૧. આયીન અકબરી.

આ ગ્રંથનું નામ લગભગ પાંચમી ચોપડી શીખતી વખતે દરેક વિદ્યાર્થીને થાય છે. પરંતુ ગુજરાતી ઇતિહાસ લેખકોએ જ્યાં ત્યાં તરજૂમાન કરવા, ના

સમજાય ત્યાં વાત ઉડાવી દેવી, શંકા નિસ્સમાધાન રાખવી અને જે વિષયનું ભાષાંતર કરે છે તે વિષયના અભ્યાસી નહીં હોઇને અનેક અનર્થ ઉપજાવ્યા છે,* ત્યાર આગળ આઇન અકબરીના ગ્રંથકર્તાનું તથા ગ્રંથનું તથા ગ્રંથના નાયક અકબરશાહનું વાસ્તવિક મહત્વ તથા મુસલમાન અને હિંદુઓનું ઐક્ય કેવું પ્રદર્શિત કરવા મુસલમાન રાજ્ય કર્તાઓ તથા ગ્રંથ કર્તાઓએ કેવા કેવા ઉત્તમ પ્રયાસ કર્યા છે તે યથા સ્વરૂપ ગુજરાતી પ્રજામા જાણીતા થયા નથી, એટલુંજ નહીં પરંતુ જે સારી ભાવના મુસલમાન ભાઇઓને વાસ્તે ઉભરી જોઇએ તેની છાયા પણ નથી

---

*મૂળ ભાષાના સંપૂર્ણ જ્ઞાન, ઇતિહાસ વિષયના નિરંતર અભ્યાસ, તથા શોધક બુદ્ધિવાળા મગજ શિવાય ઐતિહાસિક વિશુદ્ધિ કોઇ દિવસ આવતી નથી. ગુજરાતી ઇતિહાસ લેખકોમાં ઐતિહાસિક શોધક બુદ્ધિની છાયા માત્ર એક લેખક મી મગનલાલ વખતચંદમાંજ અને તે ભાસી છે બાકીના ગ્રંથકારો જો કે તેમના ગ્રંથ સરકારી કેળવણી ખાતામા પણ ચાલેછે છતા લખનારથી તે ડાઇરેક્ટર સાહેબ સુધી કોઇને પણ મૂળ ભાષાનો કિંચિત પણ પરિચય ન હતાં અને મુસલમાની ભાઇઓને ગુજરાતીનું તદન અજ્ઞાન હોઇને ઐતિહાસિક વિશુદ્ધિને બદલે અશુદ્ધિ છેક કેળવણી ખાતાના પુસ્તકો સુધી છાઇ રહી છે આવા અનેક દાખલા પરિશિષ્ટ ટિપ્પણમા આપીશું. છતા અત્રે એક રમૂજ દાખલ બે ત્રણ દાખલા ટાંકવાની રજા લઉંછુ —

૧—કેળવણી ખાતાના તમામ ઇતિહાસો ઉપરથી એવો ગ્રાહ થાયછે અને સરકારની કેળવણી ખાતાની બુકો ચાલૂ થયા પછી નવી પ્રજામા સર્વત્ર એવુંજ સમજવામા છે કે " ફીરંગી એટલે પોરચ્યુગીઝ " લોકો છોકરા અમારા ઘરમા પાઠ ગોખેછે તો ગોખેછે કે " ફીરંગી એટલે પોરચ્યુગીઝ લોકો હિંદુસ્તાનમા કોઠી સ્થાપી " આવુ ક્યાંથી લાવ્યા તે આધાર પૂછીએ તો કોઇપણ કેળવણી ખાતામા ચાલતા ઇતિહાસોના લેખકને ખબરજ નથી ફીરંગી શબ્દનો ગુજરાતી ભાષામા પ્રવેશ થવાનો ઇતિહાસ ખોળવા તેને શી જરૂર હતી ? તે માત્ર પોતાની અટકળ ઉપરજ બેસી માર્યા જાયછે ફીરંગી શબ્દ હિંદુસ્તાનમાં ઇસ્લામ રાજ્ય સ્થાપિત થયા પછી હિંદી અને ગુજરાતીમા દાખલ થયો મુસલમાન ઇતિહાસ લેખકો અને ભૂગોળ સબંધી લેખકોએ ખંડ, દેશ, કટિબંધ ઇત્યાદિ વિભાગો પાડ્યા છે ત્યા આખા યુરોપનું નામ " ફીરંગીસ્તાન " રાખેલુ છે અને આખા યુરોપ પૈકી કોઇ પણ દેશનો માણસ હોય પણ તે " ફીરંગી " એટલે યુરોપીઅન આ શબ્દનો અર્થ આપણી ભાષામા શુદ્ધ સમજા-

ઇસ્લામ સમંધનું અમે ગ્રંથોની પ્રસ્તાવના તથા ટિપ્પણ રૂપે શુદ્ધ દર્શન કરાવીશુંજ, પરંતુ અત્રે તે ગ્રંથમાં વાંચનારાનો આગળ અભિનિવેષ થાય માટે તે વિષે સહજ સૂચના કરીએ છીએ.

એના કર્તા અકબરશાહનો મુખ્ય દીવાન અબુલ્ફઝલ મુબારક છે. એના જન્મ ચરિત્રનો કેટલોક ભાગ મૂળ ગ્રંથમાં આપેલો છે. પરંતુ તે ગ્રંથ પૂરો થયા પછી ગ્રંથના ગુણ દોષ સબંધી વિવેચન સમજતાં વાચનારને અને અભ્યાસીને ઠીક પડે માટે ત્યાં આપીશું. સદરહુ ગ્રંથ અબુલફઝલે લખેલા અકબરશાહના આખા ઇતિહાસનો ત્રીજો વિભાગ છે. પ્રથમ વિભાગમાં અકબરશાહના

---

ચસો ઘણાં થોડાં વર્ષ ઉપર ખુલ્લો હતો. જુવો કડી પ્રગણું ગાયકવાડની મદદે મેજર વોકરે સર કર્યું તે વખતનો રાસડો:—

" ફરતી ફીરંગીની ફોજરે મલાવરાવ શહેરનો સુબો ક્યારે આવશેરે. "

અહીં કંઇ કેળવણી ખાતાનાં પુસ્તકોના લખવા પ્રમાણે " ફીરંગી એટલે પોર્ત્યુગીઝ લોકો નહોતા. " સબબ ફીરંગીસ્તાન એટલે યુરોપના દરેક રેહેનારને ફીરંગી કહેતા એ વિશુદ્ધિ હતી તે બદલાઇને અશુદ્ધિ અને ભૂગોળનું તથા બાહ્ય વિજ્ઞાનનું અંધકારજ કેમ નહીં કહેવાય ? આ કંઇ દૂષિત દ્રષ્ટિથી લખવામાં આવતું નથી પરંતુ માત્ર મૂળ વિષયના કેટલા બધા અજ્ઞાન છતા મોટા મોટા ઇતિહાસોનું બાળકોને કેવું તરેહ રોતીનું શિક્ષણ આપવામાં આવેછે એટલુંજ સાબીત કરવાને લખવાની જરૂર જણાય છે

૨ બીજો એક દાખલો કેળવણી ખાતામાં ચાલતી અથવા ઇનામોમાં અપાતી ચોપડી અકબર ચરિત્ર નામની છે તેમાં " ફતેહપુર " ( સીકરી ) ને બદલે " ફાથપુર " લખ્યું છે. અને આ ભૂલ મૂળ ભાષાના તથા ઇતિહાસ અને ભૂગોળના પરિવિજ્ઞાનની શૂન્યતા બતાવેછે. ઇંગ્રેજીમાં જોડણીના નિયમ પ્રમાણે Fathpoor=ફતહપુર લખેછે. પણ અહીં તો " એફ, એ, ટી, એચ, ફાથ " એટલુંજ જાણવામાં હોવાથી ફાથપુર ઠોકી દીધું. અને હજૂ સુધી કોઇ મહેતાજી—છોકરો—ડેપ્યુડી—કે ઇન્સપેક્ટરને એટલી પણ ઇચ્છા થઇ નથી કે કોઇપણ નકશામાં ફાથપુર છે તે જોઇએ?

૩. હવે મી ખેલી, વિગ્સ, ઇત્યાદિ એ આપણા દેશના ઉચ્ચારો તથા ગામનાં નામ ઠામ વગેરે સાંભળેલાં નહીં હોવાથી જો કે તેમનું ભાષાંતરનું કે સારગ્રહણનું કામ ઉત્કૃષ્ટ છે છતાં એવીજ ભૂલો કરવાથી ઇતિહાસના લેખકને પોતાની વિચાર સંકળ-

રની તલવારથી ડરતા નહોતા તેટલા તે લોકો અબુલફઝલની કલમથી લખાએલી એક લીટીથી ડરતા હતા." આ ગ્રંથનું અખિલ મહત્વ ગ્રંથના સમાલોચનમાં વધારે દર્શાવીશું.

ગ્રંથ પાંચ વિભાગમાં લખ્યો છે, તે વિભાગ તથા દરેકમાં શું શું વિષય સમાયલો છે તેની ટુંકામાં યાદી નીચે આપીછે, જેમાં હિંદુધર્મ અને વ્યવહાર શાસ્ત્ર તથા હિંદુ વિદ્યાઓનો શોધ એક મુસલમાનને હાથે આટલો બધો થએલો જોઈ ચકિત થયા શિવાય રહેવાતુ નથી. એણે એમાં એટલો શોધ કર્યો છે કે સારા સારા પંડિતો પણ તે વિષે જાણતા નથી. જાણે તે મુસલમાનોના મોનીઅરવુલીઅમ્સ કે હિંદુઓના સર્વદર્શનસંગ્રહના કર્તા માધવાચાર્ય જેવો દેખાવ દેછે. સર્વત્ર એનું આર્ય અને અનાર્ય શાસ્ત્ર તથા કલાઓનું વિજ્ઞાન ચકિત કરે તેવુંજ છે.

આ ઠેકાણે મુસલમાન અને હિંદુઓના સબંધમાં એક ચમત્કાર જેવો પ્રયોગ અબુલ ફજલે કર્યોછે. જોકે ઈસ્લામ રાજ્યની શરૂઆતના ગ્રંથોમાં હિંદુઓ માટે કોઇક કોઈક ઠેકાણે તુચ્છકારક શબ્દ વપરાયલા જોવામાં આવેછે, તથાપિ જેમ જેમ હિંદુઓનું મહત્વ મુસલમાનોમાં જાણીતુ થતુ ગયુંછે તેમ તેમ ગ્રંથકારોમાં ફક્ત નાહીત ઇતિહાસ કર્તા તરીકેજ ગ્રંથની વાણી સ્પષ્ટ થતી જોવામાં આવેછે, અને આ ગ્રંથમાં તો વળી એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે બન્ને પ્રજામાં પરસ્પર ભાવના વધે અને સર્વત્ર ગ્રંથમાં હિંદુઓ વાસ્તે આદર પૂર્વક વિવેક વાપર્યોછે. આખા ગ્રંથમાં મુસલમાન ગ્રંથકર્તાને કે રાજાને કે મુસલમાન પ્રજાને હિંદુવાસ્તે તુચ્છકારની લાગણી થાય એવો એક શબ્દ પણ વાપર્યો નથી. હિંદુ પ્રજાને હિંદુશાસ્ત્ર મુજબ ઈન્સાફ અપાય તે હેતુથી હિંદુશાસ્ત્ર સંબંધી શોધ કર્તાએ કરી, મહેસૂલ અને સેના વ્યવસ્થા તથા ગૃહવ્યવસ્થા બાબત ચોકસી કરી અકબરશાહનું રાજ્ય નિર્જીવી કર્યું, જે લેખક અને તેના માલિકના અપ્રતિમ પ્રયાસથી હિંદુ અને મુસલમાન પ્રજામાં એટલી મૈત્રી વધીકે સામા સામી વર્તન વ્યવહાર થઇ સગાઇઓ થઇ, જે સગાઇઓના અને સ્નેહના સંબંધે રાજા માનસિંહ અને જસવંતસિંહ જેવા અનેક હિંદુરાજાઓ સ્વામી ભક્તિથી મુસલમાન પાદશાહના વેરીઓ જોડે સંગ્રામ કરી રણક્ષેત્રમાં રગદોળાયા. આવો ઐક્ય સંબંધ થવાનો પ્રયત્ન કરનાર અબુલ ફજલ અને તેના માલિક અકબરશાહની અમે શી સ્તુતિ કરીએ! અને પાછળથી ઈસ્લામ રાજ્યની દેર ગતિથી પડતી થયે પાછળના ગ્રંથકારોએ અને રાજાઓએ બે પ્રજામાં જુદાઇની લાગણી અજ્ઞાનથી કે ઇરાદાથી કરેલા પ્રયત્ન બાબત તેમની નિંદા કરીએ કે ધિક્કાર બતાવીએ તેના

વિચાર વાંચનાર કરી લેશે. સદરહુ ગ્રંથનાં બે ભાષાંતરો થયાં છે. એક મી. ગ્લેડવીને કર્યું છે જેમાં છેલ્લા બે વિભાગ તો તદન મૂકીજ દીધા, છે. અને બાકીનામાં ઘણોજ ભાગ અગત્યનો મૂકી દીધો છે. તેનો હેતુ તે વખતમાં હિંદુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યની સ્થાપના થતી હતી તેને માટે રાજ્ય નિયમો જાણવાનો કોઈ હેતુ નેટલોજ ભાગ લીધો હોય તેમ જણાય છે. બીજું મી. બ્લૉકમેનનું છે. ઇંગ્રેજી ભાષાંતરોમાં મૂળ લેખકની શબ્દ યોજના તથા વાક્ય રચના અને અલંકાર પદ્ધતિ ઘણે ભાગે નષ્ટ પામે છે અમે અમારા ભાષાંતરમાં બનતે શ્રમે તે કાયમ રાખવા પ્રયત્ન કર્યો છે તે ત્રણે ભાષાનો સંપૂર્ણ વિદ્વાન અનુભવ કરી લેશે.

## આઈન અકબરીનો વિષયાનુક્રમ.

### વિભાગ. ૧

ભૂમિકા—સામાન્ય રીતે રાજ્યનીતિનું નિદર્શન કર્યું છે.

## વિભાગ ૨ બીજો.

## વિભાગ ૩ ત્રીજો



## વિભાગ ચોથો

## વિભાગ ૫ પાંચમો.

## ૨-૩. મિરાતિ સિકંદરી તથા ફરિશ્તા.

ગુજરાતના અથવા જેને હાલ મુંબાઇ ઇલાકો કહે છે તેના ઇતિહાસો ફારસીમાં મુખ્ય ૧૪ લખાએલા મારા જાણવામાં છે. એમનાં નામ ઇત્યાદિ નીચે પ્રમાણેઃ—

૧. **મુઝફ્ફરશાહી**—એમાં ઝફરખાન નામના ગુજરાતના પહેલા સ્વતંત્ર હાકેમના વખતનું વર્ણન ઈ. સ. ૧૩૯૧ થી ૧૪૧૧ સુધીનું લખેલું છે. એ પુસ્તક મારા જોવામાં આવ્યું નથી.

૨. **અહમદશાહી**—એમાં મજકૂર ઝફરખાનના પૌત્ર સુલતાન અહમદશાહના અમલનું વર્ણન પદ્યમાં ઇ. સ. ૧૪૧૧ થી ૧૪૪૧ સુધીનું લખેલું છે. એનો પત્તો પણ હજી સુધી લાગ્યો નથી

૩. **તબકાતિ મહમૂદશાહી**—એમા મજકૂર બે પુસ્તકોના સારાંશ ઉપરાંત, સુલતાન મહમૂદ બેગડાના વખતનું વર્ણન ઈ. સ. ૧૫૧૩ સુધીનું લખેલું છે. એ પુસ્તક આ દેશમાં જોવામાં આવતું નથી; પણ મરહૂમ સર સાલારજંગે મોકલેલી એક પ્રત લંડનના બ્રિટિશ મ્યુઝીઅમમાં મૂકેલી છે

૪. **મુઝફ્ફરશાહી ( બીજી )**.એમા મુઝફ્ફરશાહ બીજાના સમયનો એટલે ઇ. સ. ૧૫૨૬ સુધીનો ઇતિહાસ આવેલો છે. એનો કેટલોક ભાગ લંડનના બ્રિટિશ મ્યુઝિઅમમાં પડેલો છે.

૫ **બહાદૂરશાહી**—એમાં ઉપલા ઇતિહાસના સાર ઉપરાંત સુલતાન બહાદુરશાહના આખર વખત સુધી એટલે ઇ. સ ૧૫૩૬ સુધીનો ઇતિહાસ વર્ણવેલો છે. એનો પત્તો હજી સુધી જણાયો નથી.

૬. **તુહફ્એ સઆદત**—એ પુસ્તક આરામ નામના એક કાશ્મીરી વિદ્વાને સુલતાન આકિબત મહમૂદના અમલની શરૂઆતમાં રચ્યો છે. એનો એક પ્રત લંડનમાં છે.

૭. **કિતાબુલ મઆસિરિ મહમૂદશાહી**—એમાં ઇ. સ ૧૫૫૪ સુધીનો એટલે સુલતાન આકિબત મહમૂદના આખર વખત સુધીનો ઇતિહાસ દર્શાવેલો છે. એ મારા જોવામાં આવ્યો નથી.

૮ **મુઝફ્ફરશાહી ( ત્રીજો )** અથવા **તારીખિ ગુજરાત** એમા મન્ઝૂર બહાદૂરશાહથી તે ગુજરાતના છેલ્ના સુલતાન મુઝફ્ફરશાહ ત્રીજાના અત સુધીનો એટલે અકબર બાદશાહએ ઇ સ ૧૫૭૩ મા ગુજરાત લીધુ ત્યા સુધીનો વૃતાત લખેલો છે એનો એક પ્રત બ્રિટિશ મ્યુઝિઅમમા મૂકેલી છે

૯ **મિરાતિ અહમદી** અમદાવાદ મધ્યે ૧૫ખડના વાસી જાગીરદાર મીરઝાઅલી મુહમદખા બાદશાહી દીવાને, દિલ્હીના છેલ્લા રાજકર્તા શહનશાહ શાહેઆલમ ( બીજા ) ના વખતમા ઈ સ ૧૭૬૦—૬૧ મા, સેક્રેટરી મીઠાલાલ કાયસ્થની કેટલીક સહાયતાથી એ પુસ્તક અમદાવાદમા લખ્યુ છે રૉયલ એશિયાટિક સાસૈટીની લાઇબ્રિરીમા એની પ્રત મૂકેલી છે એમા સમાવેલી બાબતો નીચે પ્રમાણે છે

૧ ગુજરાતનુ સામાન્ય વર્ણન તથા તેના રાજકીય વિભાગોનુ અને સરકારી આવકનુ વર્ણન

૨ હિંદુ રાજાઓ—ચોરા ( ચાવડા ) સોલકી તથા વાઘેલાનુ વર્ણન ઇ સ ૧૨૯૬ સુધી સક્ષિપ્ત ( આ વર્ણન ઉપર ટીપમા લખેલી **તબકાતિ અકબરી** માથી લીધેલુ છે )

૩, મુસલમાની રાજ ઈ સ ૧૨૯૬ થી ૧૩૯૧ સુધી—દિલ્લી તાબે સક્ષિપ્ત

૪ ગુજરાતના સ્વતત્ર બાદશાહો સક્ષિપ્ત ( આ સક્ષિપ્ત વર્ણન ઉપર કહેલી **મિકન્દરી**માથી એવુ કહીને લીધુ છે કે " અકમરના વખતથી તે આજ સુધી ( ૧૭૬૧ સુધી ) નો ગુજરાતનો ઇતિહાસ કોઇએ યથાસ્થિત લખ્યો નથી માટે મારે તે વિશેષ લખવાનો છે વાસ્તે લબાણ ન થાય એના સારુ **મિકન્દરી**માથી જોઇએ તેટલુ લઇ શકયો નથી જેને જુનો ઉત્તર ઇતિહાસ જોવા હાય તેણે **મિકન્દરી** જોવી )

૫ ૧૭૬૦ સુધીના દિલ્હીના મુગલ બાદશાહોનુ સક્ષિપ્ત વર્ણન

૬ અકબર બાદશાહથી તે શાહઆલમ સુધી ૧૪ શાહનશાહોના સમયનો ઈ સ ૧૫૭૩ થી તે ૧૭૬૧ સુધીનો ૧૮૮ વર્ષનો ગુજરાતનો

ઇતિહાસ વિગતવાર. એ સિવાય એ પુસ્તકના બીજા ભાગમાં નીચે પ્રમાણે હકીકતો આપેલી છે.

૧ શેહેર અમદાવાદની બાંધણી, ૩૮૦ પરાં, ૫૦૦ પત્થરની મસીદો, ૩૬૦ કિલ્લા ( ગુજરાતમાં ), ઇત્યાદિ.

૨ પરાક્રમી સાધુ, સંતો, તથા વિદ્વાનોનું વર્ણન,

૩ ગુજરાતના લોકો, બ્રાહ્મણ વગેરેની જ્ઞાતિઓ. વોહોરાઓનું મૂળ ઇત્યાદિ.

૪ હિંદુ તીર્થનાં સ્થળો.

૫ તોલ માપ. પોલીસ સ્ટેશનો, ટપાલ વગેરે.

૬ ગુજરાતનાં પરગણાં, ખનીજ વગેરે પદાર્થો. અદ્ભુત જગાઓનું વર્ણન.

મજકૂર પુસ્તકનો તરજુમો કિંવા ઇન્તિખાબ અંગ્રેજી રાજ્યની શરૂઆતમાં થયો હશે એવું રાસમાળા ઉપરથી જણાયછે. પણ આજ સુધી જોવામાં આવ્યો નથી. એ ફારસી ગ્રંથ હાલ મળવો પણ મુશ્કેલ છે. અમદાવાદમાં એક બે ગૃહસ્થની પાસે છે, પણ તે આપે એમ નથી. મુંબાઇમાં પાયધોણી આગળ " ફત્હુલ્લ કરીમ " નામના છાપખાનામાં થોડાંક વર્ષ ઉપર એ ગ્રંથ છપાયો છે ખરો, પણ તે અપૂર્ણ છપાયો છે, એટલે દિલ્લીના શાહનશાહ ફરૂખશિયરથી તે શાહેઆલમ ( બીજા ) ના વખત સુધીનો આશરે ૫૦ વર્ષનો ગુજરાતનો ઇતિહાસ એમાં છપાયો નથી. બલકે પાકી તપાસ કરતાં જણાયું કે એ છાપેલી મત અસલ મત કરતાં કદમાં અર્ધીજ છે. વળી વધારે અફસોસની વાત આ છે કે નકલ કરનારે વધારે ભૂલો કીધી છે.

**૧૦ મિરાતિ સિકન્દરી.** એ પુસ્તક મહમૂદાબાદ ( મેહેમદાબાદ ) ના વાસી એક વિદ્વાન જાગીરદાર શેખ સિકન્દર જે ગુજરાતમાં અકબર બાદશાહની લશ્કરી ચાકરીમાં હતો તેણે ઇ.સ. ૧૬૧૧ માં લખેલુંછે. એ ગૃહસ્થે ઇ.સ. ૧૫૫૪ સુધીનો મુસલમાની ઇતિહાસ ઉપર કહેલા અંક ૧ થી ૭ સુધીના પુસ્તકોને આધારે લખ્યો છે. અને ઇ. સ. ૧૫૫૪ થી ૧૬૧૧ સુધી ૫૭ વરસનો ઇતિહાસ પોતાના અનુભવ ઉપરથી લખેલો છે. એ પુસ્તકમાં ઇ. સ. ૧૩૯૧ થી ૧૬૧૧ સુધી, ૨૨૦ વરસનો ગુજરાતની સ્વતંત્ર બાદશાહી વગેરેનો ઇતિહાસ શુદ્ધ તથા સંક્ષિપ્ત સમાવેલો છે. મુંબાઈમાં કપતાન જ્યોર્જ જરવીસે ૧૮૩૧ માં એ પુસ્તક મૂળ ફાર-

સીમા છપાવ્યુ. હવુ બીજીવારછપાયુ નથી એની છાપેલી તથા લખેલી પ્રતો કોઈ કોઇ ગ્રહસ્થની પાસે જોવામા આવે છે છાપેલી પ્રતના પૃષ્ટ ફુલસકેપ જેવડી ત ક્તીના ૪૫૭ છે એનુ અંગ્રેજી ભાષાતર કિવા ઇન્તીખાબ અ ગ્રેજી ગજ્યના આર ભમા થયુ હશે ખરૂ, જેની સાબીતી રાસમાળા ઉપરથી મળે છે પણ તે કહીં મ ળી શકે છે કે નહીં તેની મને ખબર નથી તથાપિ હાલમા ઇ સ ૧૮૮૯ મા એનુ એક નવુ અગ્રેજી ભાષાતર લ ડનમા " ડબ યુ એચ એલેન એન્ડ ક ની" ના છાપખાનામા છપાયુ છે એ વાચી જોવાથી માલમ પડયુ કે " સરહેનરી ઇ લિઅટ" ની ઇચ્છા હતી તે પ્રમાણે " પ્રોફેસર ડૉસને ' મિરાતે સિકન્દરીનો તરજૂમો અગ્રેજીમા કર્યો, પણ પુરુ થતા પહેલા એ પ્રોફેસરનો કાળ થવાથી એ કામ ૧૮૫૩ મા "સરએડવર્ડ કલાઇવ બેલી" ને સોપવામા આવ્યુ બેલી સાહેબ પ્રસ્તાવના મા લખેછે કે " ડૉસને કરેલો તરજૂમો ઘણો ખરો છપાયો હતો, પાણ તે ઘણુ કરી- ને તે બધો ખોટો હતો, તેથી મે શુદ્ધ કરીને આ નવોજ તરજૂમો છપાવ્યો છે " હવે મે બેલી સાહેબના તરજૂમાનો અસલ મિરાતે સિકન્દરી સાથે મુકાબલો કર્યો તો જણાયુ કે તે સાહેબે અર્થ નહી સમજવાથી ઘણીજ ભૂલો કીધી છે એ ભૂલો આ પ્રસ ગે ટાકવાની જરૂર નહીં હોવાથી માત્ર એટલુ જ કહેવાનુ બાકી છે કે આ તર જૂમો પણ સ પૂર્ણ નથી, અપૂર્ણ છે એટલે કે આખી સિકન્દરીનો નથી સિકન્દ રીમા ૪૫૭ પૃષ્ઠ છે, તેમાથી ૩૫૬ નો તરજૂમો એમા કીધેલો છે બાકીના ૧૦૧ પૃષ્ટનો તરજૂમો ( ૨૦ વરસ પછી ) ૧૮૮૪ મા એ સાહેબનુ મૃત્યુ થવાથી બા કી રહી ગયો શિવાય જગા તથા પુરૂષોના નામો નિર્દિષ્ટ કરવામા અનેક ભૂલો થઇ છે તે અમારા પરિશિષ્ટથી જણાશે ગ્રથ સમાપ્તિએ કર્તાનુ જીવન ચરિત્ર ગ્રથ આપવામા આવશે

ઉપર પ્રમાણે ખાસ ઇતિહાસો ગુજરાતના ૧૦ લખાયા છે તે શિવાય ચાર ઇતિહાસો આખા હિંદુસ્તાનના મુસલમાન લેખકોએ રચ્યા છે, તેના પેટા વિભાગ તરીકે લખાયા છે તે નીચે મુજબ —

૧ તબકાતિ અકબરીમા છે
૨ તારીખિ અલફીમા છે
૩ આઇને અકબરીમા ઘણોજ સ ક્ષિપ્ત છે
૪ તવારીખિ ફિરિશ્તામા ચોથો વિભાગ પાડી આખો ગુજરાતનો ઇતિહાસ આપેલો છે

આ પ્રમાણે તવારીખ્ફિરિશ્તાનો ગુજરાતનો ભાગ અમે પ્રથમ આપવો શરૂ કર્યો છે. કેમકે સિકંદરી સાથે મુકાબલો કરતાંજવાનું ઠીક પડે. પછી માળવાનો ભાગ આપીશું, કારણ માળવાનો ઇતિહાસ જાણ્યા શિવાય ગુજરાતની સલ્તનતની સીમા ઠારવી મુશ્કેલ છે. વિજાપુર અને દક્ષિણ અહમદનગરના રહેનાર મહમ્મદ કાસમ હિંદુશાહ ઉર્ફે ફરીશ્તા આસ્ત્રાબાદીએ તવારીખ્ફિરિશ્તા નામે ગ્રંથ ઘણોજ મોટો લખ્યો છે. અમે તેનું ભાષાંતર આદર્યું છે. દિલ્હી અને હિંદુસ્તાનમાં બીજાં મુસલમાની રાજ્યો સ્થપાયાં તેનો ઇતિહાસ છે ઇંગ્રેજીમાં અલેકઝાંડરોએ તે ઉપરથી ઘણોજ સંક્ષિપ્ત સાર લીધો છે, અને તે પણ માત્ર દિલ્હીની સલતનતનોજ ભાગ લીધો છે. એટલે એ વિષે કહેવાનું નથી. મિ. બ્રીગ્ગે તરજૂમો કર્યો છે તેમાં અમે આગળ ફુટનોટમાં જણાવ્યા પ્રમાણે ભૂલો રહેલી છે, કંઇક કંઇક મૂકીદીધું છે અને બારમું પ્રકરણ જે ઘણુંજ અગત્યનું છે તે મૂકી દીધું છે. આ ગ્રંથના નીચે મુજબ વિભાગ પાડયા છે:—

ભૂમિકા—હિંદુ રાજવંશીઓ તથા હિંદુઓ સંબંધી સહજ હેવાલ આપ્યો છે, જે મુસલમાનોના સંસ્કૃતના અજ્ઞાનને લીધે ઘણોજ ઢંગઢાળ વગરનો છે. પછી હિંદુસ્તાનમાં ઇસ્લામનો ઉદય શી રીતે થયો તે વિષે સંપૂર્ણ વર્ણન આપ્યું છે.

વિભાગ—૧ લાહોરના સુલતાનોનો ઇતિહાસ.
" —૨ દિલ્લીના પાદશાહોનો ઇતિહાસ.
" —૩ દક્ષિણનાં પાદશાહોનો ઇતિહાસ.
" —૪ ગુજરાતના સુલતાનોનો ઇતિહાસ.
" —૫ માળવાના સુલતાનોનો ઇતિહાસ.
" —૬ ખાનદેશના પાદશાહોનો ઇતિહાસ.
" —૭ બંગાળાના પાદશાહોનો ઇતિહાસ.
" —૮ મુલતાનના પાદશાહોનો ઇતિહાસ.
" —૯ સિંધના પાદશાહોનો ઇતિહાસ.
"—૧૦ કાશ્મીરના પાદશાહોનો ઇતિહાસ.
"—૧૧ મલેબાર ( મલબાર ) ના રાજ્ય કર્તાઓનો ઇતિહાસ.

"—૧૨ હિંદુસ્તાનના નામાંકિત સાધુસંત મહાપુરૂષોનો ઇતિહાસ.

છેવટનો ભાગ "ગ્રંથ સમાપ્તિ" એ નામ આપીને હિંદુસ્તાનની ભૂગોળ તથા હવાનું સહજ વર્ણન કર્યું છે.

સદરહુ ગ્રંથ "તવારીખિ ફરિશ્તા લખતી વખતે તેના કર્તાએ નીચેના ઐતિહાસિક ગ્રંથો ઉપયોગમાં લીધા છેઃ—

( ૧ ) તરજૂમએયમની.
( ૨ ) ઝેનુલ્ અખબાર.
( ૩ ) તારીખ ઉલ્ માસિર.
( ૪ ) તબકાતિ નાસિરી.
( ૫ ) મખલુકાતિ શેખ ઐનુદ્દીન વીજાપુરી
( ૬ ) તારીખિ ફીરોઝશાહી.
( ૭ ) ફિતૂહાતિ ફીરોઝશાહી.
( ૮ ) વાકેઆતિ બાબરી.
( ૯ ) વાકેઆતિ હુમાયુંની.
( ૧૦ ) તારીખિ બિનાય ગેતી.
( ૧૧ ) તારીખિ મુબારકશાહી
( ૧૨ ) શેખ ઐઝીનું કવીતામાં બહમન નામુ.
( ૧૩ ) સિરાજ ઉત્ તવારીખિ બહમની મુલ્લા મહમ્મદ લારી વિરચિત.
( ૧૪ ) મુલ્લા દાઉદબેદરીકૃત તુહફએ સલાતીન બહમની
( ૧૫ ) તારીખિ અલફી.
( ૧૬ ) તારીખિ ઇસ્તાઝી—મુલ્લા અહમદ તનવી વિરચિત.
( ૧૭ ) રોઝતુલ્ સફા.
( ૧૮ ) હબીબુસ્સએર.
( ૧૯ ) મહમ્મદ કંદહારીકૃત તારીખિ જામી
( ૨૦ ) તબકાતિ મહમૂદી ગુજરાતી.
( ૨૧ ) કિતાબુલ્ માસિર મહમૂદ-શાહી ગુજરાતી
( ૨૨ ) તારીખિ બહાદુરશાહી ગુજરાતી.
( ૨૩ ) તારીખિ મુઝફ્ફરશાહી ગુજરાતી.
( ૨૪ ) તારીખિ મહમૂદ શાહી બુજુર્ગઅંદી. ( મોટી. )
( ૨૫ ) તારીખિ મહમૂદશાહી ખુર્દમંદી ( નહાની )
( ૨૬ ) તારીખિ નિઝામુદ્દીન અહમદ બક્ષી.

( ૨૭ ) તારીખિ બંગાલા. ( ૨૮ ) તારીખિ સિંદ.

( ૨૯ ) તારીખિ કશ્મીર. ( ૩૦ ) તુસ્ખયે ફવાયદુંસ ફવાદ.

( ૩૧ ) તુસ્ખએ ઐરૂલ્ મજાલીસ. ( ૩૨ ) તુસ્ખએ કુતુબી.

( ૩૩ ) તુસ્ખયે ઉલ્ આરફીન કરિ શેખ જમાલી કૃત.

ઉપર પ્રમાણે તેત્રીસ ગ્રંથોના તો મૂળ આધાર લઈ ફરિશ્તાએ આખો ગ્રંથ લખ્યો છે. આ ગ્રંથો શિવાય નીચેના ગ્રંથોના ઉતારા કરેલા તથા અનુસંધાન કરેલાં ગ્રંથમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે.:—

( ૧ ) સાકી નામા. ( ૨ ) તવારીખિ અહમદુલ્લા મસ્તૌફી.

( ૩ ) તવારીખિ મરિહુજ ઉસ્સિયરાજ જુરજાની. ( ૪ ) જમાઉલ હિકાયત.

( ૫ ) માસિરઉલ્ મુલ્ક. ( ૬ ) ફ્તૂહુલ્ બિલાદ.

( ૭ ) અબુલનસ્ર મશ્કતીની મુસાફરી. ( ૮ ) અબુલ્ફઝલની મુસાફરી.

( ૯ ) ફતૂહઉસ્ સલાતીન. ( ૧૦ ) ફખરૂદીન મુબારકશાહ મોદીકૃત તવારીખિ ઘૂરી ( ગોરી વંશનો ઇતિહાસ. )

( ૧૧ ) તવારીખિ શેખ ફરીદુદ્દીન અત્તાર. ( ૧૨ ) ઐનુલ્ માસિર. *

( ૧૩ ) સાદી કવિકૃત ગુલિસ્તાન ( ૧૪ ) તવારીખિ ગુઝીદા.

( ૧૫ ) મખઝનુલ્ અસરાર—શેખ નિઝામીકૃત. ( ૧૬ ) કલીલા વ દમના અથવા અન્વારિ સુહેલી. ( પંચ તંત્રનું ભાષાંતર )

( ૧૭ ) કાઝી અહમદ ગુફારી કૃત તવારીખિ જહાંઆરા. ( ૧૮ ) હજ નામા.

---

* નંબર. ૧૧—૧૨ નાં પુસ્તકો સોમનાથની ચઢાઇઓનાં હેવાલ આપે છે.

( ૧૯ ) ખુલાસ તુલ્ ઇનશ.     ( ૨૦ ) રોઝતુલ્ ઇનશા.

( ૨૧ ) કુરાને શરીફ.

ઉપર પ્રમાણે ફરિશ્તાના ગ્રંથો ઘણા ગ્રંથોનું દોહન હોવાથી અમે તેનું ભાષાંતર કર્યું છે. તે વધારે ઉપયોગી થશે એમ આશા છે.

## ( ૪ ) તુજકિ જહાંગીરી.

આ ગ્રંથમા જહાંગીર પાદશાહના રાજ્ય સમયનું વર્ણન છે. રાજ્યના ઓગણીસમા વર્ષ સુધીનો ઇતિહાસ જહાંગીરે પોતે લખેલા છે, અને બાકીનો ભાગ મોઅતમદખાને સંપૂર્ણ કર્યો છે. આ વિષે કંઈ વધારે વિવેચન કરવાની હાલ જરૂર નથી ભાષા ઘણીજ દિલ પસંદ વાપરી છે.

ફારસી શબ્દોની જોડણીનો નિયમ અમે નવો યોજ્યો ધાર્યો છે. તે ગ્રંથ છપાવતી વખત ખાસ ટાઇપો તૈયાર કરાવી જાળવવામાં આવશે.

બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા

— તંત્રી.



માણસોના પગ બાંધી લઇ ક્રોધના અગ્નિના ચિણગારાને યુક્તિના વર્ષાદથી નીચે બેસાડી દેછે. રાજ્યના અંગમાં આ વર્ગ જલ તત્વને ઠેકાણે છે. આ વર્ગજ જ્યારે શાંત હોય છે ત્યારે દુઃખની ધૂળ ચિત્તની હરીઆળી ઉપરથી ધોઈ નાખે છે તથા મનુષ્ય મંડળી રૂપી બાગને તાજો અને તર બનાવી દેછે. તેમજ જ્યારે તે પોતાની મર્યાદા છોડે છે ત્યારે દુનીઆને દુઃખના તોફાનમાં ગરક કરી દે છે તથા અનેક લોકો વિનાશનાં ગરગડતાં મોજાંમાં તણાઇ જાય છે. આ વર્ગમાં સર્વનો ઉપરી હકીમ છે,[1] જે ડહાપણ તથા સદ્કાર્યની સહાયથી સારી કેળવણી પામી દુનિયામાં શાન્તિ પ્રસારવા માટે કમર બાંધી તત્પર રહે છે. સદ્ર,[2] મીર અદલ,[3] કાઝી,[4] તબીબ,[5] મુનજ્જિમ,[6] શાયર,[7] રમ્માલ[8] અને એવા બીજા આ વર્ગમાં આવે છે.

(૪) દાસ વર્ગ, જે પાદશાહની હજૂરમાં તેની ખિદમત ઉઠાવનાર છે. તે રાજ્ય અંગમાં પૃથ્વી તત્વ રૂપે છે. તે દાસત્વના રસ્તામાં પડી રહેનાર તથા પાદશાહના ક્રોધ રૂપી જગાની રજ જેવા છે. જ્યારે તે મળ વિના શુદ્ધ હોય છે ત્યારે તે એક માત્રા રૂપ થાય છે અને તેમ ના હોય તો તે ઇચ્છિત કાર્યના ચહેરાને રજથી છાઇ નાંખે છે. ખવાસ,[9] ફરચી,[10] શરબતદાર, આબદાર,[11] તોશકચી,[12] કરકરાક[13] અને એવા બીજાનો આ વર્ગમાં સમાસ થાય છે. સારા મારબધે જો આ વર્ગમાં એક સંપ હોય છે તો તે રાજ્ય રૂપી વાટિકાના એક પુષ્પ ગુચ્છ જેવો દેખાવ દેછે. રાજ્યકર્તાએ, જેવી રીતે ચાર જાતિયોની સારી વ્યવસ્થા કરી દુનિયાના અંગની વ્યવસ્થા રાખવી જોઇએ તેવીજ રીતે રાજ્યના અંગની વ્યવસ્થા આ ચાર વર્ગની યોગ્ય રચના કરી રાખવી જોઇએ.

ભૂત સમયના મેઘ્ઞ પુરુષોએ રાજ્યનો આધાર ચાર સ્તંભ ઉપર છે એમ ગણેલો છે :—

(૧) આમિલ,[14] જે પ્રમાણિક પણે વર્તનાર, દેશોની દેખરેખ રાખનાર, રૈયતનું રક્ષણ કરનાર, દેશને આબાદ કરનાર, તથા રાજ્યની તીજોરીમાં વધારો કરનાર હોવો જોઇએ.

(૨) સેનાધિપતી જે કોઇને નમ્યું આપ્યા શિવાય પોતાનુ કાર્ય બરાબર સાધે છે.

(૩) મીરદાદ,[15] જે લોભ તથા ગરજથી સ્વતંત્ર હોઇ દીર્ઘ વિચાર તથા દીર્ઘ દ્રષ્ટિના ઉચ્ચ સ્થાનપર બેઠેલો હોવો જોઇએ. ને બધો આધાર સાક્ષી તથા

૧. તત્વજ્ઞાની વિદ્વાન પુરુષ ૨. મઝહબમાં મુખ્ય આગેવાન. ૩. ન્યાયખાતાનો સર્વથી ઉપરી અધિકારી. ૪. ઇન્સાફ આપનાર. ૫. વૈદ. ૬. જ્યોતિષી ૭ કવિ. ૮. રમળવિદ્યા જાણનાર. ૯. હજૂરી ખિદમત ઉઠાવનાર. ૧૦ પોશાકની સંભાળ રાખનાર તથા પહેરાવનાર ૧૧. પાણી પાનાર. ૧૨. બીછાયતની સંભાળ રાખનાર. ૧૩. જમવાની સોઇ કરનાર (?). ૧૪ મહેસૂલખાતાનો કામદાર. ૧૫. ન્યાયાધીશ.

સોગદ ઉપર રાખી અનેક પ્રકારની પૂછ પરછ કરી ખરૂ તત્વ શોધી કાઢનાર હોવો જોઇએ

( ૪ ) જાસૂસ, જે દુનિયાની જગ પણ વધઘટ શિવાય ખબર અ તર આપનાર હોવો જોઇએ તેણે વિચારનુ સૂત્ર હાથમાથી છોડવુ જોઇએ નહીં

વળી ન્યાયી રાજાને માટે અગત્યનુ એ છે કે તેણે પરીક્ષાના તખ્ત ઉપર બેશી પાચ પ્રકારના મનુષ્યો ( જેમા આખી સૃષ્ટિના મનુષ્યનો સમાસ થાય છે ) ને ઓળખી ડહાપણને અમલમા મૂકવા રૂપી પ્રકાશ આપવો જોઇએ —

( ૧ ) સર્વથી સ્પૃહણીય વિદ્વાન પુરૂષ છે જે પ્રત્યેક કાર્ય પ્રમાણે સમય વર્તીને કાર્યને સ પૂર્ણતાએ પહોચાડે છે તેની સદ્વૃત્તિનુ ઝરણ કદાપિ ઓછુ નહીં થતા બીજાના કાર્યને તેજ આવે છે રાજ્યકર્તાએ પોતાના કામોમા સલાહ કરવા લાયક આવોજ પુરૂષ રાખવો જોઇએ

( ૨ ) ઉપરનાથી ઉતરતો પુરૂષ શાન્ત પ્રકૃતિવાળો છે, જેના સત્કાર્યનુ ઝરણ પોતાના ક્ષેત્રથી સૂકાતુ નથી તેમ તેનાથી કો ના નસીબને ફાયદા પણ થતો નથી આ પુરૂષને માયા તથા માન બતાવવા એ ઠીક છે પર તુ એ પુરૂષ વિશ્વાસ કરવાને પાત્ર નથી

( ૩ ) એથી ઉતરતો ભોળા દિલનો માણસ છે, જે સદ્કાર્યની બાહ્ય ઉપર એકનિષ્ઠાની ડિનાગી ધારણ કરતો નથી, તેમજ પોતાના વસ્ત્રનો પાલવ દુષ્ટ કાર્યના વ ટોળથી મલિન થવા દેતો નથી આ પુરૂષ મહત્વ આપવાને પાત્ર નથી, તથાપિ એ અમનચેનમા બેશી રહેવા દેવાને પાત્ર છે

( ૪ ) એથી ઉતરતો અવિચારી પુરૂષ છે જે પોતાનેજ નુકસાન પહોચાડવા શિવાય બીજુ કઇ કરી શકતો નથી, પર તુ દુનિયાના લોકોને એનાથી કઇ હરકત થતી નથી રાજ્યકર્તા પુરૂષોએ આવા પુરૂષોને તેમની ઇચ્છામા નિષ્ફળ કરવા જોઇએ, અને સારી શિખામણો તથા સખત ઠપકાથી તેમને સદ્ગુણના રસ્તામા લાવવા જોઇએ

( ૫ ) સર્વથી ઉતરતો દુર્બુદ્ધી પુરૂષ છે, કારણકે તેના કાળા કૃત્ય બીજાઓને ઇજા પહોચાડે છે, અને તેને પામરો નહીં કરવામા દુનિયાને હરકત થાય છે જો

શિખામણના ઉપાયથી કંઇ ફાયદો થાય નહીં તો તેને દુનિયાથી કેવળ અલગ રાખી લોકોની સાથે તેને ભળવા દેવો નહી જોઇએ. આમ કરવા છતાં પણ કસૂરની નિદ્રાથી તે જાગૃત થાય નહીં તો તેને સખત દિલગીરીના કેદખાનામાં બંધ રાખી સૃષ્ટિના વ્યવહારમાં ભળવા દેવો નહીં જોઇએ આ ઉપાયથી પણ એના નીચ સ્વભાવથી તે સુધરે નહીં તો તેને દેશનિકાલ કરી જંગલમાં ભટકતો કરવો. આમ કરતાં પણ જો તે સુધારાના રસ્તા ઉપર ના આવી શકે તો તેનાં અસ્તુ' તેજ લઇ લેવુ' જોઇએ તથા તેના હાથ પગ કાપી નખાવવા જોઇએ, પરંતુ તેની જીદગીનો તાણોવાણો તોડી નાખવો ન જોઇએ, કારણકે અનુભવી ડાહ્યા માણસોએ મનુષ્યનું શરીર પરમેશ્વરની કૃતી જાણીને તેનો નાશ કરવાની રજા આપી નથી.

માટે તખ્ત ઉપર બિરાજનાર પાદશાહોને અગત્યનુ છે કે અનુભવ તથા દીર્ઘ દૃષ્ટિના પ્રકાશ વડે મનુષ્યની પંક્તિઓને ઓળખીને સત્કાર્યને દિપ્તિમાન કરવુ. તેથીજ જૂના વખતના ડાહ્યા માણસો કહી ગયા છે કે જે પાદશાહ ડાહ્યા હોય તેમણે દરેક ક્ષત્રીને નોકરોના ભરૂસાદાર ગણવો નહીં જોઇએ, તેમજ દરેકજણ હમેશ મુલાકાતને વાસ્તે લાયક છે તથા દરેક જણ એકજ સરખા ભાવથી વર્તવાને તથા હજૂરના બિછાનાની કોર ઉપર બેસવાને પાત્ર છે, એમ ગણવુ નહીં જોઇએ. તેમ દરેકજણ જે આવી બેઠકમાં બેસવાના ઉચ્ચ પ્રારબ્ધના તેજથી પ્રકાશિત થાય છે તે દરેક જણ ગુપ્ત વાત કરવાને પાત્ર નથી. તેમજ જે ગુપ્ત વાત કહેવાને લાયક છે તે રાજ્ય સભામાં બેસવાને લાયક નથી, અને જે સભામા બેસવાને લાયક છે તે રાજ્યના કાર્યભાર કરનારો મંડળીને યોગ્ય નથી.

પરમેશ્વરનો મોટો આભાર માનવો જોઇએ કે આપણા સમયના પાદશાહ એવા તો ઉત્તમ ગુણવાળા છે કે એમને તે સર્વ ગુણોનુ દષ્ટાંત કહીએ તો તે અતિશયોક્તિ નહીં કહેવાય તે ડહાપણના પ્રકાશ વડે માણસોનો પાયરીઓ ઓળખીને સત્કાર્યનો દીપક પ્રગટે છે, અને આનંદિત ચહેરાથી પોતાના ઉત્તમ જ્ઞાનને ઉપયોગમાં મૂકવાના સૌંદર્યથી શોભિત કરે છે એમના આધ્યાત્મિક ગુણો તથા સૃષ્ટિના કાર્યોના અનુભવ તથા એની પવિત્રતાની અધિકતા વાણીરૂપી ઓળખાણથી

કોણ માપી શકશે ! કદાપિ કોઇ તે ગુણો દર્શાવીને તેમાંથી થોડા ઘણાને કથનની ઉચ્ચતા ઉપર મુકે તોપણ સાંભળનારની સાંભળવાની તથા સમજવાની શકિત ક્યાંથી લાવશે ! તેથી વધારે સારૂં એજ છે કે તે સર્વ ગુણોનું વર્ણન કરવું રહેવા દઇ તેમનાં કેટલાંક રાજ્યકાર્યોનું વર્ણન આપવું અને તેમની ગૃહવ્યવસ્થા, સેનાવ્યવસ્થા, તથા દેશવ્યવસ્થા, જેમાં રાજાઓનાં સર્વ કાર્યોનો સમાસ થાય છે તે વાણી રૂપે પ્રદર્શિત કરવી, જેથી અનુભવ મેળવવાને ઇચ્છા રાખનારની જીજ્ઞાસા એવું જાણીને તૃપ્ત થશે કે આ પ્રયત્ન સહેલી વસ્તુને મુશ્કેલ તરીકે બતાવવાનો નથી પરંતુ મુશ્કેલ વસ્તુને સહેલી કરવાનો છે.

અનુભવ તથા ભૂત સમયનું રહસ્ય સમજનાર પુરૂષો આશ્ચર્ય પામે છે કે આગળના પાદશાહોએ આવી નીતિના જ્ઞાનના પ્રકાશ શિવાય રાજ્યનાં કાર્યોનો શી રીતે બંદોબસ્ત કર્યો હશે તથા રાજ્ય રૂપી વાટિકા આવા જ્ઞાન રૂપી ઝરણના જળ સેચન શિવાય શીરીતે તર થઇ હશે! તેથી અને આ પુસ્તક ઉપર કહેલી ત્રણ વ્યવસ્થાઓથી શણગારવામા આવ્યું છે, અને મારા ઉપર જે કૃપા દર્શાવવામાં આવી છે તેનો આભાર માનવામા આવે છે. *



* આ પછી એક પેરેગ્રાફ્ હિંદી નામોની જોડણીઓ ફારસી અક્ષરોમાં શીરીતે આપવા ગ્રંથમાં રાખવામા આવી છે તે સમજૂતીનો લખ્યો છે પરંતુ તે ફારસી કે ઉર્દુ વાંચનારનેજ ઉપયોગનો છે, માટે ભાષાન્તરમા મે તે મૂકી દીધો છે

# ( આયીન અકબરી. )

## ૧. ગૃહ વ્યવસ્થા

મોટામા મોટું ડહાપણ તથા ઉત્તમ વિચાર તો એ છે કે સૃષ્ટિની તમામ ચીજોને કંઈ પણ ઓછા વધતી ગણ્યા શિવાય પરમેશ્વરની અદ્દભૂત ચમત્કૃતિનું સ્થાન માનવી, અને તે આધારે અંતરની તેમજ બહારની વર્તણુંકની છટા રાખવી, તથા પોતાના તેમજ પારકા માણસોને અનુભવ વડે ઓળખી તેમની તુલના કરવી, અને જો એ પ્રમાણે બની ન શકે તો અવશ્ય એવી ખટપટમા ના બગવુ અને શાંતિનો સીધો રસ્તો પકડવો. વળી શાંતિ પસંદ કરવામા આવે તો ઉત્તમ ગુણોથી પોતે શણગારાએલા થવું અને મોહ વિકારવાળા અંતઃકરણના અનુચરોને બંદોબસ્તમા રાખવા તથા અંતઃકરણને નિર્મળ રાખવા પ્રયત્ન કરવો.

અંતરની તેમજ બાહ્યની મહત્તા નહાના તેમજ મોટા કામોની વ્યવસ્થા કરે છે, અને સૃષ્ટિના ઉત્પન્ન કરનાર પરમેશ્વરની ભક્તિને સર્વથી ઉત્તમ ગણે છે. જે પુરૂષ આવી રીતે કામકાજોની દેખરેખ રાખી શકતો નથી તેને માટે ઉત્તમ રસ્તો એ છે કે તેણે એક બે બુદ્ધિવાન, પ્રજ્ઞ, સ્થિર વૃત્તિવાળા તથા કામના પૂર્ણ અનુભવી પુરૂષોને મેળવી લેવા અને તેનની અનુભવી શિખામણ પ્રમાણે વર્તન રાખવું જે રાજ્યકર્તા માત્ર મોટા કામો શિવાય બીજામા ધ્યાન આપતો નથી તેને અનુભવી ડાહ્યા માણસો, જો કે એવા દુનિયાના મોહ પામેલાઓને ઇન્સાફના અનુભવી કંઈ ક્ષમા આપે છે, તથાપિ તેને રાજા તરીકે ગણતા નથી, કારણ કે ખુશામતખોરા માણસો, જે પોતાના છળકપટમા સારા માણસોને લાવી નાખે છે તેઓ રાજાને આધી પાછી વાતો કહી કહીને આડી વાતો તેની નજરમા લાવે છે, અને વસ્તુના ખરા સ્વરૂપને નિદ્રામા નાખે છે તેમની મતલબનું પરિણામ હમેશા એ હોનછે કે પોતે દાદ અને જુલમની દુકાન માંડનાર થાય છે અને પોતાના ઘરને આબાદ કરે છે. પ્રારબ્ધવાન રાજ્યકર્તાઓ કોઈપણ ચીજ પોતાના લક્ષમાથી જવા દેતા નથી અને ઇશ્વરી સહાયના બળવડે બધો દુનિયાનો ભાર પોતાના વિચારના સ્કંધ ઉપર ધારણ કરે છે અને પોતાના મન તથા સ્કંધને હલકા ગણે છે, જેવું દ્રષ્ટાંત

હાલના આપણા પાદશાહ છે, જે ઉપર પ્રમાણેની અનુભવી ચાલાકીથી તમામ ખાતાં, જે સૃષ્ટિ સંરક્ષણનું મૂળ છે તથા જે પ્રમાણે આગળના પાદશાહો બરાબર વર્તતા નહોતા, તેમની બગબર દેખરેખ રાખે છે તથા જે દરેક ઠેકાણાની યોગ્ય વ્યવસ્થા રાખવા ચૂકતા નથી અને જે એ રીતને પોતાનાં કામકાજેને અમલમાં લાવવાનો ઇશ્વરી દસ્તાવેજ ગણે છે.

આ મહદ્ કાર્યનું સંરક્ષણ બે વસ્તુ ઉપર આધાર રાખેછે. એકતો દીર્ઘ દૃષ્ટિ અને અનુભવ વડે દુનિયાને શણગારે એવી વ્યવસ્થાઓ પોતાના અંતઃકરણ રૂપી પવિત્ર મંદિરમાંથી દુનિઆના ક્ષેત્ર ઉપર આણવી; અને બીજી, તે વ્યવસ્થાઓ પ્રમાણિક બુદ્ધિવાળા અનુભવી પુરૂષોને સોંપી તેમના ઉપર દેખરેખ રાખવી. જો કે ગૃહવ્યવસ્થાના નોકરોના ઘણા ભાગને સેનાખાતામાં ખર્ચ લખાઈ પગાર મળે છે તોપણ આ વર્ષ એટલે ઇલાહી વર્ષ ૩૯ માં આ ખાતે ત્રીસ કરોડ એકાણુંલાખ છઠ્ઠી હઝાર સાતસે પંચાણું. ( ૩૦૯૧૮૬૭૯૫ ) દામ ખર્ચ થયું હતું અને ત્યાર પછી રોજને રોજ વધતું ગયું છે આ બંદોબસ્ત રાખવાને સો કચેરીઓ છે, જે પ્રત્યેક એક શહેર બલકે એક દેશ જેવડી છે; અને જેમના ઉપર પાદશાહની નિરંતર દેખરેખ રહે છે તથા વખતો વખત તેમની ખૂબી વધતી જાય છે. વળી સારા પ્રારબ્ધે તથા સારા ગૃહયોગે હમેશાં દોલત વધતી જાય છે અને તે બાબત મહેનત તથા તેમની સંભાળ પણ દિનપરદિન વધતીજાયછે. આ ગૃહ વ્યવસ્થાની કેટલીક બાબતો સત્ય શોધક આવતી પ્રજાના વિજ્ઞાનને માટે અહીં લખી અનુભવ અને વહીવટનો દીપક પ્રકટ કરવામાં આવે છે અને તેમાંની કેટલીકના ચહેરા ઉપર સમજૂતી રૂપી સૌંદર્ય લેપ લગાડવામાં આવે છે.

ત્રણે વ્યવસ્થાઓમા ગૃહવ્યવસ્થા મુખ્ય છે તેથી તેનું વર્ણન પ્રથમ કરવામાં આવ્યું છે.

---

## ૨. કોશ ( ખજાનો ).

તીક્ષ્ણ દૃષ્ટિ તથા અનુભવી ચિત્તવાળો પુરૂષ જાણે છે કે પરમેશ્વરની મોટામાં મોટી કૃપા દુનિયાની અવ્યવસ્થતાની વ્યવસ્થા કરવી અને મનુષ્યોની ભિન્નતાને એકત્ર કરવી તેમાં રહેલી છે. અને આ કાર્ય થવું તે જમીનની આબાદી, જુદી જુદી કચેરીઓની સારી વ્યવસ્થા, ધર્મના વીર પુરૂષોના પોષણ અને સેનાની ઉત્તમ વ્યવસ્થા ઉપર આધાર રાખે છે, અને આ ચારે વસ્તુઓ ઉત્તમ વિચાર, મનુષ્ય જાતિ ઉપર હકુમત ઉપજનો બરાબર વસૂલાત અને

આવકના પ્રમાણમાં થતા ખર્ચ ઉપર આધાર રાખેછે. નગર કે અરણ્ય આ નિયમ ઉપરથીજ કહેવાયછે અને એ બન્નેની શાંતિ ઉપર કહેલી વ્યવસ્થામાં રહેલી છે. અનુભવી રાજ્યકર્તાએ આ વિચારમાં અવશ્ય રહેવું જોઇએ અને તેમને અવશ્ય અમલમાં મૂકવા જોઇએ.

એકાંત વાસમાં સ્વતંત્ર રહેનારાઓ ( અરણ્યવાસીઓ ) ની ઇચ્છાઓ પૂરી પાડવી તથા તેમની બરદાસ્ત કરવી અગત્યની છે. એ વિચાર શહેર બાંધીને રહેલા લોકોને વિરૂદ્ધ લાગેછે, પરન્તુ આ તેમનો બોલ ટુંકી દૃષ્ટિનો છે; કારણ કે ખરૂ જોતાં બન્ને પ્રકારનાં મનુષ્યો ( શહેરવાસી અને અરણ્યવાસી ) ઉપયોગમાં આવે છે. ખાલી હાથ વાળાં ગરીબ માણસો અરણ્યવાસીઓના ખોરાક તથા પોશાકથી ધન પેદા કરેછે; અને તે વડે તાપ તથા ટાઢથી સુરક્ષિત રહેછે અને શહેર બાંધી રહેનારા માણસોની કરકસર તે રાજ્યનો મોટો ખજાનો થઈ રહે છે; અને બીજાં કામો પણ તેથીજ થાય છે.

આવા વિચારથી જ્યારે દુનિયાના માલિક પાદશાહે પડદો ખસેડી નાંખી રાજ્યના કારભારનો બંદોબસ્ત કરવાનું હાથમાં લીધું તે વખતે રાજ્યમહેલમાં બંદોબસ્ત રાખનાર ઉપરી અધિકારી અયતમાદખાનને તેના ખેતાબના* નામ

* આ ઠેકાણે મી. ગ્લેડવીને ઇંગ્રેજી ભાષાંતર કરતાં ઘણોજ ભાગ મૂકી દીધો છે એટલુંજ નહી પણ ઘણી વખતે ભાષાંતરમાં આશરા પડતી વાતો લખવામાં કેટલીક ભૂલો કરીછે, જે ઐતિહાસીક સૂત્રને આડે રસ્તે દોરવે છે, તે કહેવાની જરૂર જણાય છે. અકબરશાહે અયતમાદખાનને રાજ્ય વ્યવસ્થા સુધારવાને નીમ્યો તે વખતે કંઇનવો ખેતાબ તેને આપવામાં આવ્યો નહોતો, પરંતુ મી. ગ્લેડવીને તરજુમો આપતાં અબુલ ફઝલના આલંકારિક રહસ્ય ઉપર લક્ષ ન રાખતાં ભૂલ કરી ભાષાંતર આપ્યુ છે કેઃ—

"When his Majesty first began to give a little attention to these weighty concerns Ayatmad Khan******* was dignified with beffitting titles = જ્યારે પાદશાહે આ અગત્યની બાબતો ઉપર ધ્યાન આપ્યું ત્યારે અયતમાદખાનને એને યોગ્ય નવા ખેતાબો બક્ષીસ કર્યા. " આ વાત ખોટી છે. અયતમાદ શબ્દનો અર્થ 'વિશ્વાસ' થાય છે, અર્થાત એને ખેતાબનો પાત્ર જાણીને એટલે પોતાનો વિશ્વાસુ જાણીને આ કામની સુપ્રત કરવામાં આવી એવું સીધે સીધુ અબુલ ફઝલનું લખવું છે. તે રહસ્ય ન સમજાતાં આ ભૂલ થઇ છે. આ ભૂલ સહજ છે પણ ઇંગ્રેજી ઉપરથી ઇતિહાસનો સંગ્રહ કર્તા તો એમજ ધારે કે તેને બીજા ખેતાબો આપવામાં આવ્યા હશે. મી. ગ્લેડવીને ભાષાંતર કરતાં ઘણાજ અગત્યના ભાગ મૂકી દીધા છે તેથી ઘણે ઠેકાણે વિષયનો ચાલતો તર્ક પણ નષ્ટ થાય છે.

પ્રમાણે લાયકજ જાણીને પોતાના દિલની ગુપ્ત વાત તેને જાહેર કરી, જેથી તેના અત્યંત અનુભવ વડે પાદશાહના કેટલાક ઈરાદા અમલમાં આવ્યા અને પછી ધીરે ધીરે સ્વરૂપ બંધાઇ તે સારા શોભિતા થયા

દરેક પ્રકારની જમીનની મહેસૂલમાં તપાસણી ચાલી, અને પ્રમાણિક અને અનુભવી માણસોના જ્ઞાન વડે તે સર્વને સંપૂર્ણતાનું સાદર્ય આવ્યું જાગીર અને ખાલસા જમીનોને જુદી પાડવામા આવી, અને એકેક કરોડ દામની ઉપજ ઉપર એક અનુભવી મહેસૂલ વસૂલ કરનાર અધિકારી નીમ્યો અને તે અધિકારીને એકેકો હુશીઆર ટેપકચી*આપવામા આવ્યો વળી એના દરેક અધિકારીને માટે એકેકો ખજાનચી નીમવામા આવ્યો

વળી દેશનું સંરક્ષણ કરવાના ઇરાદાથી ઘણી બુદ્ધિ વાપરીને હુકમ કરવામા આવ્યો કે ખેડુનો પાસેથી ચલણી સિક્કા સિવાય બીજો અવેજ લેવામા હરકત કરવી નહીં, અને જે અવેજ લેવામા આવે તે દફતરે દાખલ થઈ તેનો હિસાબ રાખવો આ ઉત્તમ નિયમ વડે કરીને જે અસ્વસ્થતા હતી તે દૂર થઈ રૈયત અને ક પ્રકારના જુલમમાથી મુક્ત થઈ, અને સર્વેની ઈચ્છાઓ હાસલ થઈ તથા રાજ્ય સમૃદ્ધીની પાણ બઢતી થઇ આ પ્રમાણે ઉપજ સંબંધી જ્યારે બધી સ્વસ્થતા થઇ ત્યારે સર્વના ઉપરી કરકસર હાથવાળો એક ખજાનચી નીમવામા આવ્યો, અને તેના તાબામા દારોગા તથા લખનાર કારકુનો નીમવામા આવ્યા વળી આ બંદોબસ્ત સારી રીતે થયો એટલે એવો નિયમ ઘડવામા આવ્યો કે જ્યારે દરેક ખજાનામા બે લાખ દામ જમા થાય એટલે તે દરબારમા આણી મુખ્ય ખજાનચીને સોપવા તથા તની સાથે તે સંબંધી તમામ હિસાબ પણ સોપવો વળી ખંડણી વસૂલ કરવાને એક જુદો ખજાનચી નીમ્યો તથા નવારસી મિલકત સોપવાને જુના વિશ્વાસુ અધિકારીઓ ઠરાવ્યા વળી આ પ્રમાણે જે જે વાતો તેમની નજરમા લાવવામા આવી તેનો બંદોબસ્ત કરવામા આવ્યો રાજતુલાનું તથા ધર્મદાનનું દ્રવ્ય સંભાળવાને માટે પણ એક ધર્મિષ્ઠ પુરૂષ નીમવામા આવ્યો વળી જુદા જુદા ખર્ચને માટે ઉત્તમ નિયમો બાધવામા આવ્યા અને તેમના ઉપર પ્રમાણિક દેખરેખ રાખનાર અધિકારીઓ તથા તેના તાબામા લાયક દારોગા તથા વિદ્વાન ટેપકચીઓ નીમવામા આવ્યા જુદા જુદા ખર્ચ સંબંધી અધિકારીઓને દરબારી મુખ્ય ખજાનામાથી દ્રવ્ય પૂરૂ પાડવામા આવતુ હતુ તથા યોગ્ય રીતે તે ખર્ચ લખવામા આવતુ હતુ આથી હિસાબ રાખનારા કારકુનને કામની ઘણી

* મહેસૂલ સંબંધી હિસાબ રાખનાર અધિકારી આ અધિકારીના લક્ષણ તથા તેના કામ સંબંધી દેશ વ્યવસ્થાના વિભાગમા વધારે ખુલાસાથી પ્રથમાજ કહ્યુ છે



नूरुद्दीन जहांगीर पादशाह.

तूजकि जहांगीर-पृष्ट १.

LITHO BY B P MALEGAMWALLA, GRANT ROAD, BOMBAY.

પછી કોઈ સારી ઘડી પળમાં મેં હુકમ ફરમાવ્યો કે ચલણી નાણા ઉપર સિક્કા હોવા જોઇએ. તેથી જેટલા વજનના સિક્કા પાડવાના હતા તેના પ્રમાણમાં તેટલા વજનનું સોનું તથા રૂપું લઇ તેના ઉપર સિક્કા પડાવ્યા. આવા દરેક પ્રકારના સિક્કા વાળા નાણાનાં જુદાં જુદાં નામ પાડવામાં આવ્યાં, જેમકે:—

| | |
|---|---|
| સો તોલાની મોહોરનું = નૂરશાહી[1] | પચાસ તોલાનીતું... નૂરસુલતાની[2] |
| વીસ તોલાનીતું......નૂર દોલત[3] | દસ તોલાનીતું.........નૂર કરમ[4] |
| પાંચ તોલાનીતું......નૂર મહર[5] | એક તોલાનીતુ.........નૂર જહાની[6] |
| અડધા તોલાનીતું......નૂરાની[7] | પા તોલાનીતું..................રવાજી[8] |

વળી આ પ્રમાણે રૂપાનાં નાણાં સિક્કા પાડી ચલાવવામાં આવ્યાં તેનાં પણ જુદાં જુદાં નામ પાડવામાં આવ્યાં હતા જેમકે: –

| | |
|---|---|
| સો તોલાનું......કવકિકબિ તાલુએ,[9] | પચાસ તોલાનું = કવકિકબિ અકબાલ[10] |
| વીસ તોલાનું......કવકિકબિ મુરાદ[11] | દસતોલાનું.........કવકિકબિ બખ્ત.[12] |
| પાંચ તોલાનું...કવકિકબિ સઆદ.[13] | એક તોલાનું......—...જહાંગીરી[14] |
| અડધા તોલાનું.........સુલતાની.[15] | પા તોલાનું...............નિસારી.[16] |
| 1/10 તોલાનું......"...ખૈર કબૂલ[17] | |

આજ પ્રમાણે તાંબાનાણાં ઉપર પણ સિક્કા પાડવામાં આવ્યા, અને તેમના જુદા જુદા વિભાગનાં જુદાં જુદાં નામ પાડવામાં આવ્યાં. વળી સો, પચાસ,

૧, શહનશાહી તેજ, ૨ સુલતાનનું તેજ—૩. રાજ્યનું તેજ. ૪ બક્ષીસનું તેજ. ૫ સૂર્યનું તેજ. ૬ સૃષ્ટિનું તેજ. આ નામથી કોઇને ભ્રમ થવાનો સંભવ છે. કારણ જહાંગીરે પોતાની પ્રિયા નૂરજહાંના નામથી સિક્કા પડાવ્યા હતા. પરન્તુ તે સિક્કાતો બન્નેનાં લગ્ન થયા પછી અને નૂરજહાંનો મહારાણી તરીકે પૂરો અમલ બેઠા પછી ઘણા મોડા પડાવ્યા હતા. નૂરજહાંના નામથી સિક્કો પડાવ્યો હતો તેના ઉપર નીચે પ્રમાણે છાપ હતી:—

બ હુકમે શાહ જહાંગીર, યાફત સદ જેવર
બ નામે નૂરજહાં, બાદશાહે બેગમ જર.

૭. તેજવાળી. ૮. ચાલુ. ૯ પ્રારબ્ધનું ધ્રુવ મંડળ. ૧૦ નસીબનું ધ્રુવ મંડળ. ૧૧ આશાનું ધ્રુવમંડળ. ૧૨ ભવિષ્યનું ધ્રુવ મંડળ. ૧૩. સુખનું ધ્રુવ મંડળ. ૧૪ દુનિયાને જીતનાર સંબંધી ૧૫ સુલતાન સંબંધી ૧૬ નોછાવર કરવા સંબંધી. ૧૭ સુખ સંબંધી.

લોગ, અને હુમ તોલાની મોહોરો ઉપર આસિફખાનની રચેલી કવિતા છાપવી એમ ફરમાવ્યુ આ મોહોરોના એક પાસા ઉપર નીચેની કવિતા* છાપવામાં આવી હતી —

બખતે નૂર બર જરે ક્રિ કે હ્રકદીર
રકમ જદ શાહ નૂરદ્દીન જહાંગીર

ઈશ્વરી પ્રકાશના અક્ષરોથી નસીબની કલમના સુવર્ણ ઉપર એવા શબ્દો લખાયા કે " શાહ નુરદ્દીન જહાંગીર "

ઉપરની કવિતાના ચરણોની વચગાળાની ખાલી જગોમા કલમો ( લાઇલા ઇલિલના ) લખવામા આવ્યો હતો, અને આ સિક્કાની બીજી બાજૂએ નીચેની કવિતા છાપી હતી જેમાથી સિક્કા પડાવ્યાની સાલ નીકળે છે —

શુદ્ સુ ખૂર જે હ્ સિક્કા નૂરાની જહા
આફતાબે મુમ્લકત તારીખે આ

સૂર્ય સમાન આ સિક્કા વડે આખી દુનિયા પ્રકાશિત થઇ. રાજ્યોના સૂર્ય ઉદય થયો ( આફતાબે મુમલકત ) આ શબ્દોમા તેની સાલ નીકળે છે*. -

આ પાસના ચરણો વચ્ચે સિક્કા પાડયાની જગા તથા ગાદી ઉપર બેઠાના સન લખવામા આવ્યા હતા

* અરબી અને ફારસી ભાષાના લેખકોમા આવી રૂઢી બહુજ પ્રશસ્ત છે અને ડગલે ડગલે તે જોવામા આવેછે એનુ બરાબર જ્ઞાન વાચનારના લક્ષમા રહે માટે તે સબધી ખુલાસો એકજ વખતે કરવો ઉચિત લાગેછે —

અક વિગેરેની સજ્ઞાઓ બતાવવામા અથવા સકેત વિગેરે સૂચવવાની અનેક યુક્તિઓ અનેક દેશવાળાએ કાઢી છે આપણા મ ર અને શાસ્ત્રોમા અક સજ્ઞા સૃષ્ટિના અનેક પદાર્થ અને વિષય સકેતથી લીધેલી છે જેમ વેદ=૪ મુની=૭ સૂર્ય=૧૨, ચદ્ર=૧ ઇત્યાદિ અને જ્યારે તેમને કોઇપણ યુક્તિથી બતાવવા હોયછે ત્યારે આ આકોને બદલે ઉપર પ્રમાણે સાકેતિક શબ્દો વાપરેછે જ્યોતિષ્ય શાસ્ત્રમા તો ડગલે ડગલે આ નિયમ લાગુ કરવામા આવેલો છે અને અઙ્કાના વામતા ગતિ એટલે આ સકેત અવળી પાસાથી ગણવો જોઇએ આ રીતિ દલપતરામ વિગેરેના પિંગળોમા પ્રસિદ્ધ છે એટલે આપણે વિ [illegible] રે ચચાવતા નથી આ જેવી રીતે

વળી નૂરજહાંનો સિક્કો જે અવેજમાં ચલણી મોહોરની બરોબર છે, પરંતુ વજનમાં દસબારેક ( રતિ ) ભારે છે તેના ઉપર અમીરૂલ્ ઉમરાની રચેલી નીચેની કવિતા છાપવામાં આવી હતીઃ—

---

પદાર્થ સંકેતથી અંકો વિગેરે બતાવેછે તેવી રીતે પદાર્થ વિગેરેની સંખ્યા, ગુણ, વિશેષનો આધાર ન લેતાં જુદી જુદી પ્રજાઓએ અંકસંજ્ઞા, અને મુખ્યત્વે સંવત વિગેરે લખવા જુદી જુદી રીતો કાઢેલી છે. લાટિન લોકોએ L. C. X. V. I. વિગેરે અક્ષર સંજ્ઞા રાખેલી છે. આરબ લોકોએ મૂળાક્ષરની એવી ગોઠવણ કરી છે કે સાધારણ રીતે કવિતા લખી જાય અને તેમાંથી ગ્રંથ કઈ સાલમાં લખાયો હતો તે સંવત નીકળી આવેછે. આ પ્રમાણે અરબી અને ફારસી પણ ગ્રંથકારોને લખવાની એક આદત પડી ગઈ છે. આ પદ્ધતિને " અબજદનો હિસાબ " કહેછે. આ હિસાબમાં અરબી મૂળાક્ષરોને ચાર ચાર પાચ પાચ અક્ષરના શબ્દોના વિભાગમાં વહેંચી નાખ્યા છે અને દરેક અક્ષરની કીમત ગણિત સંખ્યા પ્રમાણે આંકી છે. જેમ, એક, દસ, સો, હજાર. આ પ્રમાણે એકથી દસ સુધી દરેક અક્ષરની કીમત; દસથી દશક દશક વધી સો સુધી દરેક અક્ષરની કીમત અને સોથી શતક શતક વધી હજાર સુધી અક્ષરની કીમત એ પ્રમાણે આંકેલી જે સંખ્યા કાઢવી હોય તે નીકળી શકે. આપણી યુક્તિ આ યુક્તિને અનુસરીને છે માટે તે સમજાવતા પહેલાં જે રીતિને અનુકરણ કરવામાં આવ્યું છે. તે રીતિનુ કંઇક દિગદર્શન કરવુ જોઇએ માટે, આ હિસાબની અરબી ફારસીમાં કેવી રીત છે તેનું એક દૃષ્ટાંત આપી આપણી રીતિનું સૂચન કરીશું. અરબી મૂળાક્ષરોને નીચેના શબ્દોમાં વહેંચી નાખ્યા છે.

| | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૨૦ | ૩૦ | ૪૦ | ૫૦ | ૬૦ | ૭૦ |
| અ | બ | જ | દ, | હ | વૅ | ઝ, | હુ | તૂ | ઇ, | કિ | લ | મ | ન, | સ | આ |
| ૮૦ | ૯૦ | ૧૦૦ | ૨૦૦ | ૩૦૦ | ૪૦૦ | ૫૦૦ | ૬૦૦ | ૭૦૦ | ૮૦૦ | ૯૦૦ | | | | | |
| ફ | સ, | કૂ | ર | શ | ત, | સ | ખ્ખ | ઝ, | ઢ | ઝ | | | | | |
| ૧૦૦૦ | | | | | | | | | | | | | | | |
| ઘ | | | | | | | | | | | | | | | |

આ પ્રમાણે અક્ષરોની સંજ્ઞા સ્મૃતિમાં રહેવાને મૂળાક્ષરો આઠ શબ્દમાં વહેંચી નાંખી દરેક શબ્દોની કીમત ગણિત શ્રેણી પ્રમાણે ગોઠવી છે પછી ગતપદ્ય ગોઠવવામાં શબ્દોના ચુંટણી એવી કરવી કે જે ઉપલી કીમતના અક્ષરોના જે જોઇતા હોય તેવા વર્ણ આવે. આ પ્રમાણે અક્ષરોની કીમત કરતાં બધાંનો સરવાળો કરી જે સંખ્યા આવે તે ગ્રંથ લખવાનો અથવા બનાવનો સંવત છે એમ સમજવું. ફારસી ગ્રંથકારો ફક્ત ગ્રંથનું નામજ લખતાં એકાદ બે શબ્દ વાપરીનેજ અને ઘણી વખતે ગ્રંથનું નામ અને એકાદ કવિતાજ લખીને તેમાં ગ્રંથ લેખનનો સંવત સૂચન કરે છે, દ્રષ્ટાંતઃ—

" મુકાલિમાને અફલાતી "—અફલાતીના પત્રો ઉપર પ્રમાણે ફારસી મૂળાક્ષરોની કીમત ગણી જોતાં આ ગ્રંથનો સંવત હિજરી ૧૦૧૫ નો નિકળી આવે છે.

¹ રૂએ જરરા સાખ્ત નૂરાની ખ ર ગે મહેરો માહ
શાહ નરૂદીન જહાંગીર ઈબ્ને અકબર પાદશાહ

સીનાના ચહેરાને અકબર પ દશાહના પુત્ર શાહ નૂરૂદીન જહાંગીરે સૂર્ય અને ચ દ્ર જેવા તેજથી પ્રકાશિત કર્યો

આ બે ચરણો પૈકી સિક્કાની એકેકી બાજૂએ એકેક ચરણ છાપવામા આવ્યુ હતુ, અને વચગાળાની જગામા ટંકશાળની જગાનુ નામ તથા હિજરી અને ગાદી ઉપર બેઠાના સન પાડવામા આવ્યા હતા

આજ પ્રમાણે " જહાગીરી " સિક્કો જે કી મતમા રૂપૈયાની બરાબરછે પર તુ વજનમા દસમાર ( રતિ ? ) વધારે છે, તેના ઉપર પણ નૂરજહાની પ્રમાણેજ સિક્કા પાડવામા આવ્યા હતા તે નાનુ વજન ઇરાન અને તુરાનમા ચાલતા અઢી મિસકાલ જેટલુ છે

મારા રાજ્યારોહણની સાલની કવિતાઓ ઘણા જણે લખીછે એ બધી કવિતાઓ અહીં લખવી તે ઠીક દેખાતુ નથી ફક્ત મારા જૂના નોકરો પૈકીના એક પુસ્તકશાળા અને ચિત્રશાળાના મુખ્ય અધિકારી ( દારોગા ) મકતૂબખાને લખીછે તેટલીજ અહીં આપી સ તોષ માનુ છુ —

* સાહિબ કિરાન સાની શાહનશાહ જહાગીર
બા અદલો દાદ બિનશિસ્ત બર તખ્તે કામરાની
અકબાના બખ્તો દોનતો ફતેહ વ શકવાઓ નુસરત
પોશશ કમર બખિદમત બસ્તા બશાદમાની
સાલે જલસે શાહી તારીખ શુદ ચુ બિનહદ
અકબાન સર બપાયે સાહબ કિરાન સાની

* ફારસી કવિતાઓને ગુજરાતી અક્ષરોમા મૂકવાની તેના ટાઇપ નહીં હોવાને લીધે દરકાર પડેછે પરતુ તેવી યોજના અમે આગળ ઉપર કરવી ધારેલીછે જેથી શુદ્ધ ફારસી અક્ષરો ગુજરાતીમા લખાય તેમ થશે ત્યા સુધી વિદ્વાન વાચનારાઓ દરગુજર કરશે

¹ સાહબ કિરાનસાની શબ્દમાથી ગાદી નશીન થયાની સાલ અ ાજદને હિસાબે ગણતા હિ સ ૧૦ ૩ નીકળેછે એક વર્ષના તફાવતની શકાછે

શાહનશાહ જહાંગીર જે બીજો સાહબ કિરાની ( અમીર તૈમૂર ) છે તે વિજયવંત તખ્ત ઉપર બેઠા. પ્રારબ્ધ, નસીબ, વિજયની દોલત, રાજ્યનો પ્રતાપ અને વિજય એના આગળ ખુશીથી કમર બાંધી નોકરીમાં ઉભાં. જ્યારે પ્રારબ્ધે " સાહબકિરાનસાની"ના ચરણ આગળ મસ્તક મૂક્યું તે સમયની સાલ શાહનશાહ થયાની છે.

મારા પુત્ર ખુસરોને એક લાખ રૂપૈયા બક્ષીસ કર્યા કારણકે તે વડે કિલ્લાની બહાર મુનઈમખાનના મકાનને પોતાના રહેવા જેવું બનાવે.

પંજાબની હકૂમત તથા સુબાગીરી સઈદખાનને આપી. સઈદખાન મોટા અમીરો પૈકીનો એક હતો, અને મારા પિતા તેની સાથે સારો સબંધ રાખતા હતા. એ મુગલવંશનો છે. એના બાપદાદા મારા બાપદાદાની નોકરી કરતા હતા. દરમ્યાન જ્યારે એવું માલમ પડ્યું કે એના તરફનાં માણસો જુલમ ગુજારેછે, અને રૈયત તથા ગરીબોને ત્રાસ આપેછે ત્યારે મેં એને સંદેશો મોકલ્યો કે મારી અદાલત કોઈના ઉપર પણ જુલમ વાળી નથી; ન્યાયના ત્રાજવામાં મોટા નહાનાનો તફાવત છેજ નહીં; હવેથી જો તેનાં માણસો તરફથી જુલમ જાહેર થશે તો કંઈ પણ મુદ્દેરખાની બતાવ્યા શિવાય સજા કરવામાં આવશે.

પછી શેખ ફરીદ બુખારી, જે મારા બાપની નોકરીમાં મીર બક્ષી*ની પદવી ઉપર હતો તેને પોષાક તથા જડિત્ર ખડીઓ તથા કલમ બક્ષીસ કરી તેને તે પદવી ઉપર કાયમ રાખ્યો અને તેની પ્રતિષ્ઠા વધે માટે મેં જાહેર કર્યું કે તેને હું કલમ અને ડાહપણનો અધિપતિ જાણું છું.

વળી મુકીમ, જેને મારા પિતાએ પોતાના આખરના સમયમાં વઝીરખાનનો ખેતાબ આપ્યો હતો અને તમામ ખાલસા રાજ્યનો દીવાન+ બનાવ્યો હતો તેને તેજ જગોએ કાયમ કર્યો, તથા તેનો ખેતાબ, મનસબ ( લશ્કરીપદવી ) તથા તેની તે નોકરી કાયમ રાખી. વળી ખાજા ફતેહઅલ્લાને પણ તેનો માજી ખેતાબ જારી રાખી બક્ષી બનાવ્યો.

---

* સેનાનો પગાર ચુકવનાર અધિકારી

+ વઝીર અને દીવાનનાં લક્ષણ તથા તેના અધિકાર વિષે જુઓ આયીન અકબરી પૃષ્ટ. ૭.

વળી અબ્દુલ રિઝાક મઆમૂરી, જે માગ કુવર પદ લેવાના સમયમા કઈ કારણ શિવાય મારી નોકરી છોડી મારા પિતાની તરફ થઇ ગયો હતો તેને ચાલતા આવેલા દસ્તૂર મુજબ બક્ષી બનાવી પોશાક આપ્યો

તેમજ અમીનુદોલા, જે મારા કુવર પદના સમયમા મારી બક્ષીગીરીની નોક. રી કરતો હતો અને પછી મારી રજા શિવાય માગ માનવત પિતા તરફ નાશી ગ યો હતો તેને એણે કરેલી કસૂર ઉપર નજર ન કરતા મેં મારા પિતાના સમયમા તોપખાનાનો ઉપરી અધિકારી (આતિશબેગ ) હતો તેને તેની તે જગાએ નીમ્યો મારા પિતાની હજૂરન. તેમજ અદરના તથા બહારના કામો સાથે સબધ ધરાવ નાર તમામ નોકરો જેવી હાલતમા મારા પિતાના સમયમા હતા તેમને તેજ હાલત મા કાયમ રાખ્યા

વળી શરીફખાન જે મારી સાથેજ નડાનાથી મોટો થયો છે તથા જેને મેં મારા કુવર પદમા ખાનનો ખેતાબ આપ્યો હતો અને જયારે હુ ઈલાહા બાદથી મારા તિર્થરૂપ પિતાને મળવા ગયો તે વખતે જેને નગારૂ, નિશાન તથા દસ હજાર માણસનુ લશ્કર આપી અઢી હજારીના મનમબ ( પદવી ) બક્ષીસ કરી તેને બહાર પ્રાતની સૂબાગીરી આ ી તે દેશનો બદોબસ્ત સુમત કી તે તરફ રવાના કરવામા આવ્યો હતો, તે માગ તખ્તનશીન થયાને પદરમે દિવસે એટલે રજ્જબ મ સની ચોથી તારીખે મારી પાસે આવી હાજર થયો- એના આવવાથી મારૂ ચિત્ત ઘણુજ પ્રસન્ન થયુ, કારણ કે એના સ્નેહ મા l ઉપર એટલા બધો છે કે હુ તેને મારો ભાઇ, પુત્ર, મિત્ર, મુસાહિબ જે ગણુ તે તે છે. તેની પ્રકૃતિ, તેની અક્કલ, તેના ડહાપણ તથા તેના કામના અનુભવ વિષે મને સપૂર્ણ વિશ્વાસ હતો તેથી મે તેને મારો વકીલ તથા મુખ્ય પ્રધાન ( વઝીર આઝમ )* બનાવ્યો, તથા તેને અમીરૂલ ઉમરાનો ખેતાબ, જે ખેતાબ નોક રોને ઘણો દુલભ છે તે બક્ષીસ કર્યો, તથા તેનો મનસબ વધારી પાચ હઝારો જાત તથા સવારનો કરી આપ્યો હરકોઇ રાતે એને મનસબ એનો કરી આપ્યો કે એનાથી વધારે ખાસ કરીનેજ મુકરર કરવામા આવેછે અને એણે પણ મને કહ્યુ હતુ કે નોકરીની કદર થએની આથી કાઇ વધારે જોરમા આવી નથી અને આથી વધારે મનસબની ઇચ્છા પણ કરતો નથી

---

* આ વિ l જુઓ આયીન અકબરી પૃ ૭

મારા પિતાના નોકરોનો શો ઇરાદો છે તે જાણવામાં આવ્યું નહીં. કેટલાક પોતાની કસૂર તથા બદ નૈયત પરમેશ્વરની દરગાહમાં તથા જનમંડળમાં માન્ય નથી એવું સમજીને પોતે શરમીંદા થયા; અને મેં પણ ગાદીનશીન થયાને દિવસે તેમની ક્ષમા કરી અને ગયું ગુજરી વાતને સંભારવી ના જોઇએ એમ ધારી સંતોષ માન્યો. +

અમીરૂલ્ ઉમરાને મારો સર્વ બાબતોનો દેખરેખ રાખનાર તથા તેમનું સંરક્ષણ કરનાર જાણું છું. જો કે સર્વ મનુષ્યનું રક્ષણ કરનાર પરમેશ્વરજ છે, પરંતુ બાદશાહે તો સર્વનું રક્ષણ કરવું જોઇએ કારણ કે મનુષ્ય જાતિનું રક્ષણ કરવાનેમાટેજ તે ઇશ્વરનો અંશ મનાય છે. એનો પિતા ખાજા અબદુલ સિમદ હતો જે છબી ચીતરવાની કળામાં એક્કો હતો તથા જેને મારા સ્વર્ગવાસી દાદા હુમાયુંએ "શીરીન કલમ" ( મીઠી કલમ વાળો ) એવો અલ્કાબ આપ્યો હતો તથા તેમની બેઠક મંડળીમાં જેને દાખલ કરવામાં આવ્યો હતો. તે શીરાજના અમીરો પૈકીનો છે મારા પિતા તેની પાસેથી ઘણી ઇજ્જત તથા વભાથી નોકરી લેતા હતા.

રાજા માનસિંગ મારા પિતાના મોટા તથા વભાદાર વિશ્વાસૂ અમીર હતા. તથા તેમનો આ મહાવંશ ( મોગલવંશ ) મા સગાઇથી સંબંધ હતો તે એવી રીતે કે તેમની ફાઇનું મારાં પિતા સાથે લગ્ન થયું હતું અને તેમની બેન સાથે મારૂં લગ્ન થયું છે, જેનાથી મારે ખુસરો તથા તેની બેન સુલતાનુન્નિસા બેગમ એ બે ફરજંદ થયાં છે. એ રાજા માનસિંગની માજી દસ્તૂર મુજબ બંગાળાના સૂબાની નીમનોક કરી; એનું કારણ કે બીજી કેટલીક બાબતો જાહેરમાં આવી હતી તે સંબંધે તેમના મનમાં કાંઇ પોતાને વાસ્તે વહેમ આવે નહીં. તેથી ચારકબ્‌ઈ નો પોશાક તથા જવાહીર જડિત તલવાર તથા એક ખાસા ઘોડો તેમને બક્ષીસ કરી તે દેશ (બંગાળા ) તરફ રવાને કર્યા. બંગાળાની સૂબાગીરી પચાસ હજાર સવારની છે. તેના પિતાનું નામ રાજા ભગવનદાસ તથા તેના દાદાનું નામ ભારમલ ( બહારમલ ) છે. * કછવાહ કુળના રજપૂતોમાંથી પ્રથમ વારજ જેણે મારા પિતાની નોકરી

+ આ બાબતો જહાંગીરને પોતાના પિતા સાથે અણબનાવ થયો હતો તે સંબંધની છે વધારે વિવેચન પરિશિષ્ટમાં આવશે

ઈ બાંહ વગરનો બાંડીઓ કબજો.

* અત્રે ઇતિહાસનો તફાવત બતાવવાની જરૂર જણાય છે. જહાંગીરના લખવા ઉપરથીજ સાબીત થાય છે કે રાજા બહારમલે ( જેનું અપભ્રંશ ભારમલ છે ) પોતાની દી

સ્વીકારી તે રાજા ભારામલ ( બહારમલ ) હતા તે સત્ય, વફાદાર વર્તણુક તથા વીરત્વમા પોતાની જાતિમા સર્વથી ઉત્તમ હતા

મારો રાજ્યાભિષેક થયા પછી જ્યારે સર્વ અમીરો પોતાના તમામ માણસો સાથે દરબારમા હાઝર થયા ત્યારે મારા મનમાં આવ્યુ કે આ તમામ લશ્કર મારા પુત્ર સુલતાન પરવીઝના તાબામા સોપી તેને હિંદુસ્તાનના લોકોમા દગા ફટકા કરનારાઓમાં શ્રેષ્ઠ ગણાતા * રાણા સાથે સગ્રામ કરવા મોકલવો, કારણ કે મારા પિતાના સમયમા તેના સામે એક લશ્કર મોકલવામા આવ્યુ હતુ, તે તેનો વિનાશ કરવા પામી શક્યુ નહીં તેથી પાછુ ફર્યું હતુ સારા મુહુર્તે પગમા પરવીઝને કીમતી

---

કરી અકબર શાહને પરણાવી હતી જહાગીર પોતે જોધપુરની કન્યા જોધબાઇથી થયેલો પુત્ર હતો પરતુ કર્નલ ટૉડ પોતાના રાજસ્થાનમા લખે છે કે બહારમલના છોકરા ભગવાનદાસેજ પ્રથમ કન્યા જહાગીરને આપી હતી જૂઓ (આબરના રાજ્યનો ઇતિહાસ પ્રકરણ ૧ ) વળીઅહી અને ગુજરાતમા લખાયના ઇતિહાસોમા માનસિગ એ ભગવાનદાસનો પુત્ર હતો એમ જણાવ્યુ છે પરતુ કર્નલ ટૉડ તેજ જગોએ જણાવે છે કે રાજા માનસિગ ભગવાનદાસનો પુત્ર નહી પરતુ ભત્રીજો હતો અને તેને દત્તક લેવામા આવ્યો હતો ટૉડ સાહેબે હિદુ પુરાવો પણ કામમા લીધો છે તેથી એમ જણાય છે કે રાજા ભારમલથીજ લગ્ન સબધ અકબરશાહના વખતથીજ થયો હતો તેમ જહાંગીરે ભગવાનદાસનો પુત્ર માનસિગને કહ્યો છે હિદુ દત્તક વિધાન પ્રમાણે બાપનુ નામ દત્તક લેનારનુ રાખવામા આવવાથી આ ભૂલ થઇ હોય કે પછી મશહૂર જાણીતુ નામ રાખવાના ઇરાદાથી લખ્યુ હોય એમ જણાય છે ટૉડ લખે છે કે ભગવાનદાસને ત્રણ ભાઇ હતા ૧ સુરતસિગ, ૨ માધુસિગ, ૩ જગતસિગ, અને રાજા માનસિગ જગતસિગનો પુત્ર હતો જેને તેના કાકાએ દત્તક લીધો હતો રાજા માનસિગ અકબરશાહના દરબારનો એક પ્રકાશિત વીર હતો શહનશાહના અમીર તરીકે એને જોખમ ભરેલા કામો સુપ્રત કરવામા આવતા હતા અને ખુતન શહેરથી તે સમુદ્ર પર્યતનો દેશ એણે જીતી આપ્યો હતો અકબર શાહના દરબારમા તેને કુવર કહેતા હતા

રાજા માનસિગે ખૈબર આગળના અફ્ઘાન લોકોનો બળવો શમાવી દીધો હતો અને એના પુત્રને કાબુલના સૂબા તરીકે નીમવામા આવ્યો હતો ( બ્રિગ્ઝ—ફરિશ્તા—પુસ્તક ૨ પૃષ્ટ ૨૫૮ )

* ઉદેપુરના રાણા પ્રતાપનો પુત્ર અમરસિહ અને ' રાણા એ શબ્દ ઉદેપુરના રાજાઓને લગાડવામા આવેછે તે પ્રસિદ્ધછે તેથી અને ઉદેપુરના રાણાની લડાઇઓથી પ્રસિદ્ધછે તેથી નામ જહાગીરે લખ્યુ નહી હોય

ઓનાં ખૂન કરવામાં આવશે ખાશે નહીં. આ કામમાં જેવો ગુન્હો છે તેવોજ બદલો આપવો જોઇએ એમ કહી ખૂનીને બજારમાં ખૂનને બદલે ખૂન આપવા મોકલી દીધો અને ત્યાં એક દિવસ સુધી શૂળી ઉપર લટકાવેલો રાખ્યો; પછી નીચે ઉતારી દાટવામાં આવ્યો. આ સજા જોઇને સુલતાનની પાદશાહીના મારંભથી તે અંત સુધી અમીર કે લશ્કરમાંના કોઇએ પણ નાહક ખૂન કર્યું નથી, જાણે કે હઝરત શેખ સાદી શિરાઝીએ પ્રથમથી ભવિષ્ય ભાખીને અને દુનિયાને ન્યાય આપનાર સુલતાનને વાસ્તેજ નીચેની કવિતા કહી હોય !

:—" રાજાઓના મસ્તક અને મહાપુરૂષોના મુકુટ રૂપ રાજા પોતાના ન્યાયથી દુનિયાને માન્યવંત કરેછે. ઓ રાજા તારા ન્યાયના સમયમાં દુનિયામાં કોઈપણ મનુષ્યની ફરિયાદ નથી."

બીજો એક દાખલો એવો નોંધાયલો છે કે સુલતાન એક દિવસે પાદશાહી મહેલના ઝરોખામાં બેઠો હતો ત્યાંથી મહેલની નીચે થઇને વહેતી સાબરમતી નદી ઉપર નજર પડી. આ વખતે નદીમા પૂર આવ્યું હતું અને પાણીમાં ડુબકાં ખાતી એક કાળી વસ્તુ તણાતી દીઠી. તેને બહાર લાવવાનો હુકમ કર્યો. માલમ પડ્યું કે તે કોઠી હતી અને તેમાં એક મડદું મુકી કોઠીનું મોં બંધ કરી દીધું હતુ. સુલતાને શહેરના તમામ કુંભાર પોતાની પાસે બોલાવ્યા અને જેણે આ કોઠી ઘડી હોય તેને આ કોઠી પારખવાનો હુકમ ફરમાવ્યો. કુંભારમાંના એક જણે કહ્યું કે એ કોઠી મેં ઘડેલી છે અને ફલાણા ગામમાં એક અહમદાબાદના ફલાણા જવાન પુરૂષને વેચાતી આપી છે. તે પુરૂષને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને તપાસ કરતા તથા કામ ચલાવતાં માલમ પડ્યું કે એણે એક વાણીઆને મારી નાંખી કોઠામાં ઘાલી તે કોઠી નદીમાં વહેતી મુકી દીધી હતી. સુલતાને ખૂનીને ખૂન બદલે ખૂન આપવાનો હુકમ કર્યો. સુલતાન અહમદશાહના સમયમાં નાહક ખૂન આ બેજ થયાં છે. ત્યારબાદ સુલતાનના આ ડરથી કોઇએ પણ નાહક ખૂન કરવામાં પગલું ભર્યું નથી. નીચેના સલોક ન કર્યાના એ શ્લોક સુલતાન અહમદના સમયને લાગુ છે:—

:—" તારા રાજ્યમાં ધનુષ શિવાય બીજા કોઇનો પોકાર ઉઠ્યો નહીં ઓ દુનિયાના શાહ ! તારા સમયમાં ધનુષ શિવાય બીજા કોઈને ઉપર જોર કોઈએ કર્યું નથી."

સુલતાન્ અહમદ કાવ્યનો પણ ઘણો શોખ ધરાવતો હતો. મખદૂમે જહાનીઆનને નામે પ્રસિદ્ધ થએલા સૈયદ જલાલના પુત્ર સૈયદ મહમ્મદના પુત્ર સૈયદ બુરહાનુદ્દીન જે સુલતાનના સમકાલી હતા તેમની સ્તુતિનો એક શ્લોક છે તે સુલતાન અહમદે લખ્યો છે એમ કહેવાયછે. તે શ્લોકની મતલબ નીચે પ્રમાણે છેઃ—

"અમારા સમયના ધ્રુવે અમારી મનની સિધ્ધતા કરી; તેમનું નામજ સિદ્ધતા બતાવનારૂં 'બુરહાન' છે તે પ્રમાણે હમેશાં કાયમ રહો."

## ૨ સુલતાન મહમ્મદશાહ.

( અહમદશાહનો પુત્ર. )

આ પછીની છબીના વર્ણન કરનારે બરાબર ચિત્ર આળેખી આવી વાત લખી છેઃ—

સુલતાન અહમદશાહનું હિ. સ. ૮૪૫ માં મરણ થવા પછી ત્રીજે રોજે તેનો પુત્ર સુલતાન મહમ્મદશાહ પાદશાહી તખ્ત ઉપર બેઠો. એ એશ આરામમાં મશગુળ થઇ ગયો અને રાજના કામકાજની બિલકુલ દરકાર રાખી નહીં, બલકે એની પાદશાહી કામકાજના પ્રમાણમાં બુદ્ધિ બિલકુલ હતીજ નહીં. પરંતુ એ દાનમાં ઉદાર હતો અને તેથી લોકો એને સુલતાન "જરબક્ષ" ( ધનદાતા ) કહેતા હતા. હિ સ ૮૪૯ ના રમજાન મહીનાની વીસમી તારીખે પરમેશ્વરે એને એક ભાગ્યશાળી અને કીર્તિવંત પુત્રનો જન્મ આપ્યો. શુભ ઘડી જોઇ તેનું નામ ફતેહખાન રાખવામાં આવ્યું. એજ વર્ષમાં ઇડરના રાજા ઉપર સુલતાને ચઢાઇ કરી. રાજા ડુંગરમાં નાશી ગયો અને ત્યાંથી તેણે સુલતાન પાસે કરેલી કસૂરની ક્ષમા માગવા એલચીઓ મોકલાવ્યા. વળી સુલતાન પાસે પોતાની એક દીકરીને પણ મોકલી. સુલતાન મહમ્મદ તેના સૌંદર્યથી મોહિત થઇ ગયો અને તેની

ભલામણથી ઇડરનો મુલક તેના બાપને પાછો આપ્યો. ત્યાંથી સુલતાન વાગડ ઉપર ચઢયો. તેન્દેશ લુંટી તારાજ કરી પોતાની રાજધાનીમાં આવ્યો.

એજ વર્ષમાં ગંજબક્ષને નામે પ્રસિદ્ધ થએલા શેખ અહમ્મદ ખટૂ જે ઇશ્વરને ઓળખનાર, ઇશ્વરી જ્ઞાનમાં પ્રવીણ ધર્મગુરૂ તથા સિદ્ધ પુરૂષોમાં ધ્રુવ સમાન અને જે ધર્મ જ્ઞાનીઓમાં પૂર્ણચંદ્ર સમાન હતા તે આ ક્ષણભંગુર સ્થાનમાંથી અક્ષય ધામમાં કુચ કરી ગયા. શેખ ખટૂ બાબા ઇસહાકના શિષ્ય હતા. બાબાઇસહાકની કબર કસ્બે ખટૂમાં છે અને ખટૂ નાગોર જીલ્લાનો એક કસ્બો છે. હિ. સ. ૮૫૫ માં ચાંપાનેરનો કિલ્લો જેર કરવા નિશાન ફરકાવ્યાં. ત્રંબકદાસના પુત્ર. ગંગાદાસે લડાઇ કરી પણ હાર ખાઇ કિલ્લા ઉપર ચઢી ગયો. સુલતાને કિલ્લાને ઘેરો ઘાલ્યો દરરોજ ઝપાઝપી ચાલતી. જ્યારે કિલ્લામાં તંગી પડવાથી લોકો ગભરાયા ત્યારે રાજાએ મંદુના સુલતાન પાસે પોતાના એલચીઓ મોકલ્યા અને એવી અરજ કરી કે જો આ વખતે સુલતાન તેની મદદે આવી આ તરફ પગલાં કરવાની તસદી લેશે તો રાજા લશ્કરના ખરચ વાસ્તે દરેક મજલે એક લાખ ટંકા ભેટ કરશે. સુલતાન મહમ્મદ લોભ વશ થઇને ઇસ્લામની ફરજ ભૂલી પોતાનો મુકામ છોડી ચાંપાનેર તરફ રવાના થયો. જ્યારે તે ગુજરાત અને માળવાની સરહદ વચ્ચે આવેલા દાહોદ કસબામાં આવ્યો ત્યારે સુલતાન મહમ્મદશાહ ઘેરો ઉઠાવીને સાવલી મગણામાં આવેલા કોડડા ( ગોઠડા ) ગામે ગયો. ત્યાં માંદા થવાથી અહમદાબાદ આવ્યો અને હિ. સ. ૮૫૫ ના મહોરમ માસની વીસમી તારીખે આ ક્ષણભંગુર સ્થાનનો ત્યાગ કરી અક્ષય સ્થાનમાં કુચ કરી ગયો. અને માણેકચોકના હજીરામાં એના બાપની બાજુએ ભૂમિદાહ દેવામાં આવ્યો છે. એણે નવ વર્ષ અને થોડાક માસ રાજ કર્યું.

ઉપરનો હેવાલ તારીખે અહમદશાહીના કર્તાના લખવા પ્રમાણે આપ્યો છે. પરંતુ જે જાહેર જાણીતો છે તથા ગુજરાતના લોકોથી માનવા લાયક સાંભળવામાં આવ્યો છે તે હેવાલ એવો છે કે માળવા દેશનો પાદશાહ સુલતાન મહમૂદ ખીલજી રાજ્ય કાર્યમાં તથા પ્રજા તેમજ લશ્કર તરફની રાજા તરીકેની ફરજમાં જરા પણ ચૂકતો નહીં. આટલા તેના ગુણ સાથે તે દરવેશોના ઉપર આસ્તા રાખનારો તથા તેમનો શિષ્ય હતો અને કોઇ વખત કોઇ પણ દરવેશ પોતાના રાજ્યમાં નજદીક અથવા દૂરની કોઇ જગામાં આવતો તેને કીમતી ભેટો મોકલતો, બહુ સભ્યતાથી તેમને આવકાર દેતો, અને પોતાની ભક્તિ તથા

પવિત્રતાઇથી તેનું મન વશ કરતો હતો આ સમયે ગુજરાત પ્રાંતમાં શેખ કમાલ નામે વિદ્વાન પુરૂષ હતો. શેખ કમાલની કબરનો રોજો અહમદાબાદ શહેરના અલીમપુરામાં મલીક અલીમના નામથી પ્રસિદ્ધ ખુદાવન્દખાનની મસ્જીદની પાછળ હાલ પણ છે.

સુલતાન મહમુદને આ શેખ સાથે દોસ્તી થઇ હતી અને તેનો આશક થઇ ગયો હતો. સુલતાન મહમૂદ શેખ કમાલને વિનતિ કરી કે જો આપની સ્તુતિ વડે પરમેશ્વરની દરગાહથી ગુજરાતનો મુલક જો મારે નામે મુકરર થશે તો મારા બાપદાદાઓના તરફ આપની જે મમતા હતી તે કાયમ રહેશે અને હું ફકીરોને વાસ્તે આપના નામથી એક મઠ બંધાવીશ અને શેખ અહમ્મદ ખટ્ટુની બરાબર આપને ત્રણ કરોડ ટંકાનો વજીફો આપીશ આ વિનતિ કરી તે સાથે તે વખતના વજન તથા કદના પાંચસે સોનાના સિક્કા પણ મોકલી આપ્યા. આ ખબર કોઇ સખરી સુલતાનને કહી અને કહ્યું કે શેખ કમાલ વૈરાગ્ય અને પવિત્રાઇનો દેખાવ દે છે પરંતુ ધનનો એટલો બધો લોભી છે કે પવિત્ર કુરાનને સુલતાન મહમૂદે મોકલેલા ધનનો જોડેજ નાખી મૂક્યુ છે. સુલતાન મહમ્મદે આ બાબત તપાસ કરી તો માલમ પડ્યું કે તે ખરી હતી. સુલતાન અત્યંત ક્રોધે ભરાયો અને ગુસ્સામાં સુલતાન મહમૂદે મોકલેલા સોનાના તમામ સિક્કા છીનાવી લઇ પોતાના ખજાનામાં સામેલ કર્યા. શેખના ઉપર સુલતાન મહમૂદની મેહેરબાની હતી તથા તેની સાથે દોસ્તીનો સબંધ ઘાડો હતો, તેથી શેખના દિલમાં સુલતાન મહમૂદને વાસ્તે ઉતજાગી રહેતી. જ્યારે એણે જાણ્યું કે આ તેફાન સુલતાન મહમ્મદે કર્યું છે, ત્યારે તે ઘણો ખેદ પામ્યો અને રાત્રી દિવસ પરમેશ્વર આગળ સુલતાન મહમ્મદના ગુન્હા બાબત ફરિયાદ કરી ફરી આખરે કહ્યુ છે કે " જુલમ ગુજરેલાની દાદ નપામી જશે નહીં, જો કે તે નીચમા નીચ પાપી હશે " તે પ્રમાણે તેની પ્રાર્થનાનો અદનો વધ્યો—

કહ્યુ છે કે—

" જુલમ ગુજરેલાના નિશ્વાસનો તુ ભય રાખ, કારણ કે તેઓ જે વખતે પરમેશ્વરની આગળ ફરિયાદ કરે છે, ત્યારે જુલમીના ઉપર રાજાનો હુકમ સામો આવે છે "

શેખે ગુજરાતનું રાજ્ય સુલતાન મહમૂદને મળશે એવું વરદાન આપ્યું હતું, અને પરમેશ્વરની દરગાહથી તેને હુકમ થયો છે એવું બતાવીને સુલતાન મહમૂદને લખ્યું કે "પરમેશ્વરે ગુજરાતનું રાજ તને બક્ષ્યું છે, અને એકદમ વગર ઢીલે તારે અહીં આવવું " સુલતાન મહમૂદ બહમન અને ઇમ્દદીઆર જેવા શાહ એંસી હજાર સવાર લઈ ગુજરાત કબજે કરવા નીકળ્યો જ્યારે આ ખબર સુલતાન મહમૂદને થઇ ત્યારે તેણે પોતાના એક સલાહકાર તથા દોસ્ત વાણીઆને સલાહ પૂછી વાણીઓ અક્કલનો છેક બાદ હતો તેણે કહ્યું "આપ જમીન અને સમુદ્ર બન્નેના સુલતાન છો, માટે સ્ત્રીઓ તથા ખજાનો એક વહાણમાં લઇને કેટલાક દિવસ સુધી આપે માહલીના કિનારમાં રોકાવું, દુશ્મન જેમ એક ખાલી કુતરૂ આવી ફરી મારી પાછું ચાલ્યું જાય તેમ આવી પાછો જશે " સુલતાનનું દિલ શેખ કમાલ ઉપર જુલમ ગુજારવાથી ફરીજ ગયું હતું, અને તેથી આ સલાહ પસંદ કરી અને વહાણોની તૈયારી કરવામાં ગુંથાયો આ બાબતની ખબર પોતાના ડાહ્યા વિદ્વાનોને તેમજ નોકરોને પણ કહી નહીં આ સમયમાં કિવામુલ્મુલ્ક નામે એક અમીર હતો આ નામ તેના ઇલ્કાબનું હતું. તેનું મૂળ નામ અતાઅલ્લા હતું આ પુરૂષ અહમદાબાદમાં આસ્ટોડીઆ દરવાજાની નજીક સૈયદપુરામાં રહેતો હતો અને તે નામ આ સૈયદના બાપદાદાનો તેમાં હોવાથી પડ્યું ને આ સૈયદને દાટવામાં પણ આ પરા માંજ આવ્યો છે આ સૈયદને ઉપલી ખબર થઇ અને તેણે જાણ્યું કે સઘળું કામ બગડે છે, તે ઉપરથી પેલા વાણીઆને પકડી ખૂણામાં લઇ જઇ હાથમાં ખંજર લઇ તેને કહ્યું "તું પાદશાહને આવી સલાહ બતાવે છે અને નાશી જવાને ઉશ્કેરે છે, માટે પ્રથમતો અમારે તનેજ મારી નાખવો એ વાજબી છે " વાણીએ કહ્યું "આપ આટલી વિદ્યા અને બુદ્ધિથી ભૂષિત છો તો આપે જાણવુંજ જોઇએ કે પાદશાહ આપના જેવા બહાદુર અને વિચારશીલ પુરૂષોની સલાહ મૂકીને મારા જેવા એક કમ અક્કલના વાણીઆની સલાહ પૂછે છે, તો એજ અક્કલ વાળા પુરૂષોનો ગ્રાહક નથી સૈયદ એ ખરૂ છે એમ જાણી ખંજર ઉપરથી હાથ ઉઠાવી લીધો, અને હવે શું કરવું તેના વિચારમાં પડ્યો એના દિલમાં વિચાર આવ્યો કે પ્રથમ તો શાહજાદા જલાલખાનની પરીક્ષા કરવી કે એ ક્યાં સુધી દૃઢ છે આ વખતે જલાલખાન નડીઆદ કસબામાં હતો તેથી સૈયદ ગનોશાત ત્યાં ગયો એકાંતમાં મુલાકાત કરી તેને કહ્યું કે તમારા પિતાએ પાદશાહી તખ્તનું જોખમ તમારે માથે નાખી પોતે સ્ત્રીઓ તથા ખજાનો લઈ

વહાણમાં બેસી માછલીના શિકાર કરવા જવાના ઇરાદો કરેછે; તમારો શું વિચાર છે ? કદાપિ આ દાલત પરમેશ્વર તમને બક્ષે તો ગુજરાતનો મુલક કબજે કરવાના ઇરાદાથી મોટા લશ્કર સાથે મહમુદ ચઢી આવેછે તે બાબત તમે શું કરશો ? જલાલખાને જવાબ આપ્યો કે રાજ્ય કદાપિ મને મળે તો જગતના રાજા પરમેશ્વરના સોગન ખાઇ વચન લઉંછું કે કાંતો દુશ્મનનો નાશ કરી નાંખવો અથવા તો એ કામમાં મારૂં મસ્તક દૂર કરૂં. આ વચનો સાંભળીને સૈયદ વિચાર્યું કે આપણો માલિકતો જોઇએ તેવો નથી, પરંતુ તેનો છોકરો હોય. એકદમ પછી પોતાના દિલમાં આવેશ લાવી તે બોલ્યો કે રાજ્યના અમીરો અને સરદારોને એમ માલૂમ પડયું છે કે તમારા પિતા રાજ્યની બિલકુલ દરકાર રાખતા નથી, અને આખરે તમારા વંશમાંથી રાજ્ય બીજા વંશમાં જાય એવું જણાયછે; માટે તેમનો એવો વિચાર છે કે તમે પાદશાહી સ્વીકારો અને મહમુદ ખિલચીની સાથે સંગ્રામ કરો. શાહજાદાએ આ વાત સ્વીકારી અને સૈયદ શાહજાદાને મીરજાપુર દરવાજે થઇને રાતોરાત ગુપ્ત રીતે અહમદાબાદ શહેરમાં દાખલ કર્યો અને સુલતાનના જીવન રૂપી પ્યાલામાં મોતરૂપી ઔષધ રેડયું. સુલતાન હિ. સ. ૮૫૫ ના મોહોરમ માસમાં આ ક્ષણભંગુર દુનીઆનો ત્યાગ કરી અક્ષય દેશમાં કુચ કરી ગયો.'

---

## ૪ સુલતાન કુતુબુદ્દીન.

### ( મહમ્મદશાહનો પુત્ર જલાલખાન. )

---

સુખી‍‍ન્ર ાયનો લેખક કસ્તુરીમાંથી કપુરની ભભક એવી આપે છે કે:—

હિ. સ ૮૫૫ ના પવિત્ર માસ મોહરમની અગીઆરમી તારીખે સુલતાન મહમ્મદનો વડો પુત્ર સુલતાન કુતુબુદ્દીન પાદશાહી તખ્ત ઉપર બેઠો અને પોતાના બાપદાદાના ચાલતા આવેલા રિવાજ પ્રમાણે લશ્કર અને રૈયતમાં પોશાક તથા ઇનામ વહેંચ્યાં. તારિખ બહાદૂર શાહીનો કર્ત્તા લખે છે કે આ સમયે માળવાનો

પાદશાહ સુલતાન મહમૂદ ખિલજી ગુજરાતનો મુલક સર કરી લેવાના ઈરાદાથી મોટું લશ્કર લઈ પોતાની રાજધાનીમાંથી નીકળ્યો. જ્યારે સુલતાનપુરની સરહદમાં તે આવી પહોંચ્યો ત્યારે સુલતાન કુતુબુદ્દીન તરફથી ત્યાં રાખવામાં આવેલા હાકેમ સૈયદ મલિક અલાઉદ્દીન બીન સોહરાબે કિલ્લાના દરવાજા બંધ કરી તોપ અને તુફંગથી લડાઈ આદરી. સાત દિવસ સુધી ઘેરો ઘાલ્યો ત્યાર પછી સુલતાન કુતુબુદ્દીનનો કાકો અને સુલતાન અહમદનો પુત્ર મુબારકખાન હતો, જે સુલતાન મહમૂદના સમયમાં નાશી ગયો હતો તેની શિખવણીથી અલાઉદ્દીન સુલતાન મહમૂદને મળ્યો અને સુલતાન મહમૂદે તેને કુરાન શરીફના સોગંદ આપ્યા. અલાઉદ્દીને કપટના શબ્દોમાં કહ્યું કે "અલાઉદ્દીન જો પોતાના માલિકથી પાછો ફરે તો તેના માથા ઉપર પવિત્ર કુરાનનો ક્રોધ થાય" સુલતાન મહમૂદે તેની સ્ત્રી તથા બચ્ચાંને મંદૂ મોકલી દીધાં અને તેને પદવી આપી પોતાના લશ્કરના બે મોટા સરદારો સાથે તેને પોતાના લશ્કરનો આગેવાન બનાવ્યો. જ્યારે મહમૂદ ભરૂચ સરકારના સારસાપાલડી ગામ આગળ આવી પહોંચ્યો ત્યારે તેણે ભરૂચના કિલ્લાના હવાલદાર મલિક મિરજાનને તેણે કહાવી મોકલ્યું કે જેમ અલાઉદ્દીન અમારે શરણ આવી મોટી પદવીનો તથા મોટી મોટી બક્ષીસોનો ભોગવનાર થયો તેમ તું પણ આવીને અમારે તાબે થઈ અનુકૂળ થશે તો તને પણ તેમજ માન અકરામ મળશે અને તારી સાથે જો ભરૂચનાં નામાંકિત શાહુકારો લાવશે અને તે જો અમારૂં આધિપત્ય સ્વીકારશે તો તને એથી પણ બમણી બક્ષીસો કરવામાં આવશે. પરંતુ મલિક મિરજાને સામો સખત જવાબ આપ્યો અને કિલ્લાનો બંદોબસ્ત કરી રણક્ષેત્રમાં પગ મૂકવા તૈયાર થયો. સુલતાન મહમૂદે અલાઉદ્દીનને પૂછ્યું કે ભરૂચનો કિલ્લો કેટલાક દિવસમાં સર થશે ? તેણે કહ્યું કે મારી અક્કલ પ્રમાણે આશરે ૭ કે સાત માસ ઘેરો રાખવો જોઈએ અને તેને માટે ખાણો તથા સુરંગો ખોદવી જોઈએ, જે હજૂ સુધી કરવાનું બાકીજ છે. સુલતાન મહમૂદે કહ્યું કે હું ૭ માસમાં તો આખો ગુજરાતનો મુલક સર કરવાની ઈચ્છા રાખુછું. પછી અહીંથી મુકામ ઉઠાવ્યો અને નર્મદા નદી ઓળંગી વડોદરા તરફ આવ્યો. વડોદરેથી આગળ મુસાફરી કરતા હતા તેવામાં સુલતાનનો મદોન્મત હાથી મસ્તી ઉપર ચઢયો અને લશ્કરથી છૂટો પડી જંગલ તરફ નાઠો. દૈવયોગે તે નાસતો નાસતો નડીઆદ આગળ આવ્યો. નડીઆદ ગામના બ્રાહ્મણોએ તરવાર અને તીર વડે તે હાથીને મારી નાંખી તે નાશી ગયા. સુલતાન નડીઆદ આવ્યો. આવીને જોયું તો

હાથીના કડકે કડકા કરી નાખેલા દીઠા. આ બાબતની હકીકત સુલતાને લોકોને પૂછી અને તેમણે કહ્યું કે નડીઆદના બ્રાહ્મણો આ કામ કરી નાશી ગયા છે. સુલતાને કહ્યું કે "ગુજરાતના પાણીની કદર અહીંજ થાય છે." પછી ત્યાંથી વડોદરે આવ્યો અને તે શહેરને લુંટી તારાજ કર્યું. અહીં ખબર મળી કે સુલતાન કુતુબુદ્દીને અહમદાબાદ શહેરના સત પુરૂષોના વચનના શુકન લઇ શહેરથી નીકળી મહેન્દ્રી ( મહી ) નદીના કાંઠા ઉપર આવેલા ચાનપુર વાંકાનેર આગળ તંબુના નેજા ઉડાવ્યા છે. મયકૂર લેખક* ( બહાદુર શાહીનો ) સંત પુરૂષોના વચનના શુકન લીધા વિષે કંઇ લખતો નથી પરન્તુ આ દરવેશે જે કંઇ ગુજરાતના માનવા લાયક પુરૂષો પાસેથી સાંભળ્યું છે તથા દેશની પરંપરાથી તેના જાણવામાં આવ્યું છે, તે અહીં ટાંક્યું છે. તે હકીકત આ પ્રમાણે છે:—

જ્યારે સુલતાન મહમૂદનાં પગલાં ગુજરાત દેશની સરહદમાં થયાનું લોકોએ જાણ્યું ત્યારે પોતાનું લશ્કર નાનું અને સુલતાન મહમદ ખિલચીનું લશ્કર મોટું કયામતના જેટલો ફેર વર્તાવનાર હોવાથી તેમનામાં મોટો ત્રાસ પડ્યો. સારા સારા વિદ્વાનો અને શાંતિને ચહાનાર ડાહ્યા પુરૂષોએ એકઠા થઇ વિચાર કર્યો કે આ વંશમાં પાદશાહીનો સમૃદ્ધિ મહાકાળના પ્રુવરૂપ મખદૂમિ જહાનીઆનથી છે, માટે આ ભયની વાત તેમના વંશજ અને ગાદીનશીન સૈયદ બુરહાનુદ્દીન છે તેમને પ્રથમ જણાવવી જોઇએ, એ વધારે સારૂં છે. બીજે દિવસે તેઓ સુલતાન કુતુબુદ્દીનને કુતુબુલ્ અકતાબની પાસે લાવ્યા અને તેનો પાસે ઘણું માન અપાવ્યું. તમણે તેમને અરજ કરી કે આપના પ્રકાશિત હૃદયમાં ગુપ્ત નહીંજ હોય કે મહમૂદ ખિલચી એંશી હજાર સવાર તથા ઘણાક હાથી લઇ ગુજરાતનો મુલક સર કરી લેવાના વિચારથી દેશની સરહદમાં પગ મૂકી ચૂક્યો છે અને ગુજરાતનો મુલક આ વંશના હાથમાં આપના વડીલોની કૃપાથી છે. માટે ઉમેદ છે કે આપ આ વાત નિધામાં લેશો, અને તે વધારે લંબાય નહીં તેવો ઉપાય કરશો. હઝરતે કહ્યું કે અંતઃકરણ દૃઢ રાખજો અને તમામ ભય તથા શંકા દૂર રાખજો. જુલમ ગુજરાયલાનો બદલો લેનાર અને દુખીઓનો પોષનાર દુનિયાનો રાજા ( ઇશ્વર ) છેજ. પરન્તુ સાધુ પુરૂષોના દિલને રંજાડવામાં છેવટ દિલગીરી ભરેલું પરિણામ આવેછે. તમારા પિતાના ટુંકા વિચારને લીધે આ પરિણામ આવ્યું છે, પરન્તુ આ બાબતનો ઇલાજ તો કરવો જોઇએ. પછી કહ્યું કે અહીં કોઇ એવો છે કે જે શેખ કમાલ પાસે જઇને થએલા અપરાધની ક્ષમા માગે. મંડળીમાં હાજર હતા તેમણે

રાયને તથા તેના દરબારીઓને હાથીના પગ નીચે કચરાવી મારી નાંખ્યા. ત્યાંના લોકોને તથા તેમની સ્ત્રીઓ અને છોકરાંને મુસલમાનો લઇ ચાલતા થયા. તેમની માલમતા લુંટી લીધી. સુલતાન મુઝફ્ફરે ત્યાં મહોત્સવ કરી પરમેશ્વરની પ્રાર્થના કરી. તે કિલ્લામાં એક મોટું દેવ મંદિર હતું તે તોડી નાંખી તે ઠેકાણે મોટી મસજીદ બંધાવી અને પછી તે તરફના દેશનો બંદોબસ્ત તથા અધિકાર પોતાના એક ઉમરાવને સોંપી પુષ્કળ લુંટનું દ્રવ્ય લઇ પાટણ પાછો ફર્યો.

ઇડરની મોટામાં મોટી ફતેહ પામીને મુઝફ્ફરશાહે એવો ઇરાદો કર્યો કે દિલ્લી ઉપર લશ્કર લઇ જઇ તેને કબજે કરવું આ ઇરાદાથી પોતાના પુત્ર તાતારખાનને ગયાસુદ્દૌલા વદ્દીન સુલતાન મહમ્મદશાહ નામ ધારણ કરાવી ગુજરાતની ગાદી ઉપર બેસાડયો. પછી પોતે અસાવલથી કુચ કરી દિલ્લી તરફ નીકળયો. જે વખતે સિનોર કસ્બામાં પહોંચ્યો તે વખતે સુલતાન મહમ્મદશાહ ( તાતારખાન ) ની તબીયત એકદમ બીમાર થઇ ગઇ અને તેના આયુનો સૂર્ય મોટા મોટા વૈદ્યોના ઉપાય કરતાં પણ ના મટતાં અસ્ત પામ્યો અને ગુજરી ગયો. મુઝફ્ફરશાહ પોતાનો આગળ જવાનો વિચાર બંધ રાખી અસાવળ પાછો આવ્યો. પરંતુ માનવા લાયક વાત તો એવી ચાલે છે કે તાતારખાને મચકૂર વર્ષમાં પોતાના બાપ ( મુઝફ્ફરશાહ ) ઉપર ચઢાઇ કરી. તે વૃધ્ધ થઇ ગયેલો હોવાથી તેને પકડી અસાવલના કિલ્લામાં કેદ કર્યો અને પોતાના કાકા શમ્સખાનને વકીલ ઉલ્સલતનત બનાવ્યો. પોતે નાસિરૂદ્દીન મહમ્મદશાહનો અલકાબ ધારણ કરી ગુજરાતની ગાદીનો માલિક થયો અને પોતાના નામથી સિક્કા પડાવ્યા ત્યાર બાદ મુસાફરીનો સરસામાન તૈયાર કરી તથા લશ્કરની બરાબર રચના કરી દિલ્લી તરફ જવા નીકળ્યો. દરમ્યાન મુજફ્ફરશાહે પોતાના એક વિશ્વાસુ નોકરને પોતાના ભાઇ પાસે મોકલ્યો અને પોતાની જે હાલત હતી તેનું વર્ણન કરી મહમ્મદશાહને મારી નાંખવાની પુષ્કળ ઉશ્કેરણી કરી. શમ્સખાને જવાબ લખ્યો કે મહમ્મદશાહ તમારૂં બાળક છે. અને લાયક છે. તે તમને ઘણોજ પ્રિય હોવો જોઇએ હું તો તમને આ એને મારી નાખવાના કામથી અટકી ખાવાને ભલામણ કરૂં છું. તમારે વિચારવું જોઇએ કે પાછળથી પશ્ચાત્તાપના તીરથી ઘાયલ થાઓ નહીં; માટે આ બાબત સંપૂર્ણ વિચાર કરી જવાબ લખવો મુઝફ્ફરશાહે જવાબમાં લખ્યું કે મારી જે વલે તાતારખાને કરી છે તે જોતાં પિતા પુત્રનો સંબંધ હવે રહ્યો નથી અને તમે ભાઇ છો તેથી મારી વૃદ્ધ અવસ્થા અને અશક્તિનો વિચાર કરી આ કામ કરશો, કારણ કે ખરીરીતે તો દિલગીરી મને થવી જોઇએ.

માટે એના આયુષ્યનો સૂર્ય અસ્ત પામવો જોઈએ. શમ્સખાને લાચાર થઈને પોતાના વૃદ્ધ ભાઈ ઉપર દયા આણી કસ્બે સિનોર, જે દિલ્હી જતાં રસ્તામાં આવે છે ત્યાં આગળ તાતારખાનને વિષ આપી મારી નાંખ્યો. પછી ઘણી ત્વરાથી પોતાના ભાઈને કેદમાંથી બહાર કાઢી ગુજરાતની હકૂમત ઉપર પાછો સ્થાપિત કર્યો. વળી લશ્કરનાં તથા બીજા માણસો જે સુલતાન મુઝફ્ફરનાં નોકરીમાં હતાં અને સુલતાન મહમ્મદ તરફથી હરકત પામ્યાં હતાં તેમને છૂટાં કર્યાં, અને મહમ્મદશાહના નોકરો જે એના કામમાં સામેલ થયા હતા તેઓ પસ્તાવો કરો સુલતાન પાસે આવ્યા અને આજીજી કરી ક્ષમા માગી. મુઝફ્ફરશાહે સર્વને મહમ્મદશાહના પુત્ર અને પોતાના પૌત્ર અહમદશાહની નોકરીમાં રાખ્યા.

પછી જ્યારે માળવાનો રાજા દિલાવરખાન મરણ પામ્યો ત્યારે તેની ગાદીએ હોશંગશાહ બેઠો. આ વાત એવી બની હતી કે હોશંગશાહે ગાદી મેળવવાની લાલચે પોતાના બાપને વિષ દઈ મારી નાંખ્યો હતો. આ વાતની સુલતાન મુઝફ્ફરશાહને ખબર થતાં હિ સ ૮૧૦ માં મોટું લશ્કર લઈને હુશનાબાદ તથા ધાર તરફ ગયો. હોશંગશાહ ઓછી વાદ બુદ્ધિનો જવાનીઓ હોવાથી પરિણામનો વિચાર ને કરતાં ગુજરાતના લશ્કર સાથે લડાઈ કરવા તત્પર થયો ગુજરાતનું લશ્કર એના કરતાં ઘણું વધારે હતું અહીં મોટું યુદ્ધ થયું અને તેમાં માળવાનું લશ્કર ગભરામણમાં પડી વેરાઈ ગયું, તેથી હોશંગશાહ મુઝફ્ફરશાહના હાથમાં પકડાયો. મુઝફ્ફરશાહે ખુતબો પોતાના નામથી ભણાવ્યો અને સિક્કા પણ પોતાના નામથી પડાવ્યા. પછી તે તરફનો બંદોબસ્ત પોતાના ભાઈ નસરતખાનને સોંપી પોતે અસાવલ પાછો ફર્યો અને હોશંગશાહને પોતના પૌત્ર અહમદશાહને સોંપી એકાદ કિલ્લામાં કેદ રાખવા ફરમાવ્યું. અહમદશાહે ઘટતો અમલ કર્યો. પછી થોડાક માસ વિત્યાબાદ હોશંગશાહે પોતાને હાથે ઘણીજ આજીજી તથા નમ્રતાથી લખેલા અરજ પત્રો ઉપર ભલામણ કરી. અહમદશાહે પોતાના દાદાને વિનંતિ કરી કે હોશંગશાહને કેદથી મુક્ત કરવો જોઈએ. આ ઉપરથી જ્યારે માળવાની અંદર ગરબડ ઉઠી અને ત્યાંના લોકોએ નસરતખાનને ધારના કિલ્લામાંથી બહાર કહાડી મૂક્યો તે વખતે સુલતાન મુઝફ્ફરશાહે હોશંગશાહને મુક્ત કર્યો અને શ્વેત છત્ર તથા લાલ તંબૂ પાદશાહીનાં ચિન્હ તરીકે બક્ષીસ કરી માળવા અને મંદુનો દેશ એને પાછો સોંપ્યો. વળી માળવામાં જઈ તેને ગાદી ઉપર બેસાડી આવવા પોતાના પૌત્ર અહમદશાહને તેની સાથે મોકલ્યો. અહમદશાહ

દાદાના હુકમ પ્રમાણે ફીરોઝશાહને માળવાના તખ્ત ઉપર બેસાડી જલદીથી ગુજરાત પાછો આવી પહોંચ્યો.

અહમદશાહના માળવાથી પાછા ફર્યા પછી સુલતાન મુઝફ્ફરશાહ હિ. સ. ૮૧૪ ના સફર માસના આખર ભાગમાં બીમાર થયો, અને એણે જ્યારે જાણ્યું કે રોગ હવે મટવાનો નથી ત્યારે પોતાના બીજા ફરજંદ કરતાં અહમદશાહને વધારે પ્રવીણ અને લાયક જોઇ તેને પોતાની જગાએ ગાદી ઉપર બેસાડવાનું નક્કી કરી તેવી મતલબનું મૃત્યુ પત્ર કર્યું. પછી એજ વર્ષમાં રબીઉલ્ આખર માસની આઠમી તારીખે ઇકોતેર વર્ષ અને તે ઉપરાંત કેટલાક માસની વયે આખરની મુસાફરી કરી ગયો. એના મરણ પછી એને ખુદાયગાન કબીર કહેતા. એણે વીસ વર્ષ ઉપર કિંચિત સમય રાજ્ય કર્યું.

## ૨ સુલતાન અહમદ શાહ.

જમશીદના સમાન પાદશાહ અહમદશાહે પોતાના દાદાના કરેલા મૃત્યુપત્ર પ્રમાણે ગુજરાતની પાદશાહી ધારણ કરી ન્યાય તથા દાદનું નિશાન ફરકાવ્યું. એણે રૈયતનું પાલન કરવામાં તથા જુલમ ગુજરેલાને દાદ આપવામાં કોઇ વખત પણ ચૂક ખાધી નથી. એનો જન્મ હિ. સ. ૭૯૩ માં થયો હતો. એની જન્મ કુંડળીના ગ્રહ જોઇ જ્યોતિષીઓએ ભવિષ્ય કહ્યું હતું કે એને હાથે એક મ્હોટું કાર્ય થશે, જેથી તેનું પવિત્ર નામ આખી દુનીઆમાં કાયમ રહેશે. આજ પ્રમાણે અહમદાબાદ નગર એને હાથે વસ્યું તે ભવિષ્ય સિદ્ધ થાય છે.

હિ. સ. ૮૧૫ માં સુલતાન મુઝફ્ફરશાહના પુત્ર ફીરોઝખાને અહમદશાહના રાજ્યારોહણની વાત સાંભળી તેથી તેણે વાધો ઉઠાવી લડાઇનો ઝુંડો રોપ્યો અને તેને પ્રસિદ્ધ ઉમરાવો પૈકી હાકિમુલ્મુલ્ક, મલિકગૌર, મલિક કરીમ ખુસરો, જીવણ અને પયાગદાસ ક્ષત્રી મળી ગયા. આ લોકો લડાઈ ટંટા તથા બખેડાને માટે પંકાયલા હતા. તેમણે લશ્કર તથા નોકર ચાકરો એકઠા કરી ખંભાયતના હાકેમ અમીર મહમૂદ તુર્કને પોતાની સાથે સામેલ કરી ફીરોઝખાનને ખંભાયતમાં આણ્યો. વળી સુલતાન મુઝફ્ફરના બીજા પુત્ર હૈબતખાને પણ લશ્કર એકઠું કરી તેની નજીકમાં સુરતની સરહદમાં પડાવ નાખ્યો. સુલતાન મુઝફ્ફરના બીજા બે પુત્રો સાદતખાન અને શીરખાન પણ હૈબતખાન સામેલ થયા હતા.

ખબર સાંભળીને ખભાયત તરફ ગયા અને નર્મદાના કિનારા ઉપર પડાવ નાખ્યો અહીં સર્વે મસલત કરી સાત આઠ હજાર સવાર લઈ ભરૂચ કબ જે કરવા ગયા ફીરોઝખાને શ્વેત છત્ર અને લાલ તબૂના ચિન્હ ધારણ કર્યાં અને પછી કુમકને વાસ્તે માળવાના સુલતાન હોશંગને પત્ર લખ્યો. સુલતાન હોશંગે સહાય આપવી એવી સરતથી કબૂલ કરી કે જીત થયા પછી તેને પ્રત્યેક મંજલ દીઠ એક કરોડ ટકા તેણે આપવા જોઈએ ત્યાર પછી જીવણ અને પયાગદાસની અનુમતિ પ્રમાણે જમીનદારોને ઘેડા તથા પોશાક, તથા સનદો મોકલી પોતાની તાબેદારી સ્વીકારવાની ફીરોઝખાને સમજૂતી કરી

સુલતાન અહમદશાહ જો કે જવાનીના તોરમા હતો છતા મન કબજે રાખીને પ્રથમ ઘણાં પુસ્તકોમાથી શિખામણોનો સગ્રહ કરી ફીરોઝખાન તરફ કહેણ મોકલ્યા જ્યારે શિખામણ તથા બોધના શરામની કેફ જીવણ અને પયાગદાસની ધાધલમાં ફીરોઝખાનને લાગી નહીં ત્યારે અહમદશાહે આદમ ભનકરને પોડુક લશ્કર લઇ ફીરોઝખાનની સામે મોકલ્યો અહીં લડાઈ થઇ તેમા આદમ હાર્યો અને માર્યો ગયો આ જીત પયાગદાસથી થઈ તેથી તેના મનમા બહુ અભિમાન ભરાયુ અને તેથી તેની સાથેના ઉમરાવોથી તે સહન થઇ નહીં શકવાથી તેમણે તેને મારી નાંખ્યો અને છેવટે તેઓ ફીરોઝખાનથી જુદા પડી અહમદશાહને જઈ મળ્યા

ફીરોઝખાન કુચ ઉપર કુચ કરી ભરૂચ તરફ રવાના થયો અને પોતાના ભાઇઓ સાથે ભરૂચના કિલ્લામા ભરાઇ બેઠો અહમદશાહે ફરી ખાસ જાસૂસ મોકલી સંદેશો કહેવરાવ્યો કે આપણા તીર્થરૂપે (ખુદાયગાન કબીરે) ઇશ્વરની પ્રેરણાથી આ દેશની હકૂમતની લગામ મજ ગરીબને સોપી છે અને આપણી વચ્ચે લોહીના સમધ છે, તો તેમની આજ્ઞા પ્રમાણે રાજ્યની તાબેદારી કરવામા તમારે તત્પર રહેવુ જોઇએ આપણા તીર્થરૂપે જે જે જાગીરો તમને આપી છે તે તે પાળવામા આવશે બધા ભાઇઓ પણ જાસૂસનું કહેવુ સાભળ્યા પછી એકમત થયા અને તાબે થઈ જવુ તે યોગ્ય ધાર્યું તેથી સુલતાનની ક્ષમા માગી અને તેમને પોત પોતાની જાગીરો જે મારૂ સુલતાનના વખતમા મળી હતી તે મળી. અને હેબતખાન પણ સુલતાનની મેહેરબાની પામી ભરૂચ ગયો પછી ફીરોઝખાન, શીરખાન અને સાદતખાન પણ સુલતાનને આવી મળ્યા અને તેમને જાગીરો

આ પછી સુલતાને પાટણ જવાની ઇચ્છા કરી, પરંતુ એટલામાં ખબર આવી કે સુલતાન હોશંગને ફીરોઝખાને મદદ વાસ્તે બોલાવ્યો હતો તે પોતાની રાજધાનીથી નીકળી ગુજરાત ઉપર ચઢી આવેછે. સુલતાન અહમદશાહે તેની સામે ઇમાદુલ્મુલ્કને હુંશીઆર સીપાઇઓનું મોટું લશ્કર આપી મોકલ્યો અને પાછળથી પોતે પણ ઘણાક વીર પુરૂષોને લઇ નીકળી પડ્યો. જ્યારે સુલતાન ઉતાવળથી મજલ કાપતો કાપતો સુલતાન હોશંગની નજદીકમાં આવી પંહોંચ્યો ત્યારે સુલતાન હોશંગ અત્યંત શરમીંદગો થઇ જઇ પોતાના દેશ તરફ જતો રહ્યો. ઇમાદુલ્મુલ્ક કેટલીક મજલો સુધી પાછળ પડ્યો અને હોશંગની સાથે જે જે જમીનદારો સામેલ થયા હતા તેમને પકડી કબજામાં રાખી પાછા ફરવાનું નિશાન ફરકાવ્યું. સુલતાન અહમદશાહ ઇમાદુલ્મુલ્કને મળીને રસ્તામાંથી છૂટો પડી અસાવલમાં આવ્યો અને અશ્વસેનાની ખરીઓથી ઉડતા રજ-સમૂહ વડે સ્વર્ગસમાન શોભા આપી.

અસાવલની હવા પાદશાહને ઘણી પસંદ પડવાથી એજ વર્ષના એટલે હિ. સ. ૮૧૫ ના પાછલા ભાગમાં પરમેશ્વરના માર્ગના સંરક્ષક શેખ અહમદ ખટ્ટુની પાસે શુકનો તથા તેનાં ભાવ જોવરાવી તેમની અનુમતિ લઇ સંભરી નદીના( સાબ્રમતીના ) કિનારા ઉપર એક શહેર બાંધવું શરૂ કર્યું: તે થોડી મુદતમાં સંપૂર્ણ થયું અને તેનું નામ અહમદાબાદ રાખવામાં આવ્યું અને પછી ગુજરાતની પાદશાહીની રાજધાની ત્યાંજ રાખવામાં આવી. અસાવલના કસબાને આ શહેરનો એક મોહોલ્લો બનાવ્યો. તેમાં પાદશાહોની તથા મોટા મોટા પુરૂષોની ઇમારતો પાકી ઇંટ તથા ચુના ગચ્ચીથી ચણેલી છે. શહેરનાં ઘરોનો ઘણો ભાગ સફાઇદાર છે. વળી પાદશાહી દરબાર જે વિભાગમાં છે તે વિભાગને મોખરે ત્રણ મોટી કમાનો પાકી ઇંટોના ચણતરની છે અને તેને ચુના ગચ્ચીથી છો કરી દીધી છે. તેમને લોકો તરપોળીઉં કહેછે. એ શહેરનું બજાર પહોળાઇમાં એવડું મોટું છે કે દશ ગાડીઓ સાથે ચાલી શકે. દુકાનો પાકી ઇંટની બાંધી છોબંધી કરેલી છે.

ત્યાર પછી કિલ્લાનો તથા જામે મસજીદનો પાયો નાંખ્યો અને શહેરની બહાર ચઉસેં આઠ પરાં બંધાવ્યાં અને દરેક પરામાં બજાર તથા મસજીદ બંધાવી. તે દરેક પરા પાછળ કોટ બંધાવ્યો. આ પરાં હજુ પણ કાયમ છે. વસ્તી અને [illegible]

આખા હિંદુસ્તાનમા બલકે દુનીઆમા નથી, એમ કહીએ તો ખોટુ નહીં કહેવાય ત્યાર પછી અત્યાર સુધીમા એ શહેર ચડતુ ગયુ છે,

ત્યાર બાદ ફીરોઝખાન પાછો ગાદીનો દાવો કરી ઊભો થયો અને તેણે ઇડરના રાય રણમલને ઇડર પાછુ આપવાનુ વચન આપ્યુ તેથી રાય રણમલ પણ પાચ છ હજાર સવાર તથા પ્યાદલ લશ્કર લઈ સામેલ થયો વળી મલિકબદર, જે મોટો સરદાર હતો અને જે સુલતાન મુઝફ્ફરની પાસે જનાર આવનાર હતો તે પણ ફીરોઝખાનને મળી ગયો ત્યાર પછી તેમની સાથે મોડાસાનો જાગીરદાર સૈયદ ઈબ્રાહીમ ઉર્ફે રૂકનુદ્દીનખાન સામેલ થયો ફીરોઝખાનની પાસે સારો જમાવ થયો સુલતાન અહમદશાહ તમામ પાદશાહી દમામથી મોટુ લશ્કર લઈ મોડાસા તરફ ગયો રસ્તામા રૂકનખાનની શિખવણીથી અહમદશાહથી પલટાઈ ફીરોઝખાનને મળી ગયો ફીરોઝખાનને મોડાસાના કિલ્લાના રક્ષણ માટે મલિક બદર અને રૂકનખાનને મૂકીને પોતે લડાઈ કરવા સારૂ રાય રણમલને સાથે લઈ મોડાસાથી નીકળી મોજે રૂગપુર આગળ પડાવ નાખ્યો

અહમદશાહે ધૈર્ય રાખી કુચ જારી રાખી જ્યારે તે બડવા ખોરાની હદમા દાખલ થયો ત્યારે તેણે પોતાના કેટલાક ઉમરાવોને મલિક બદર અને રૂકનખાન આગળ મોકલ્યા અને કહેવરાવ્યુ કે તેમણે ભૂલનો અંતર્પટ નજર આગળથી ખશેડી નાખી સત્ય રસ્તે ચાલવુ જોઈએ એના ઉમરાવોએ જ્યારે તેમની તરફથી યોગ્ય પ્રત્યુત્તર સાભળ્યો નહીં ત્યારે તે દિલગીર થઇ પાછા ફર્યા સુલતાન અહમદશાહ પોતાની ફોજને હારબંધ ગોઠવી કિલ્લા તરફ ચાલ્યો ફીરોઝખાને પોતાની પાસેનુ ખાસ લશ્કર મલિક બદરની મદદ વાસ્તે મોકલી તેને લડાઇ માટે જવાનો હુકમ કર્યો હુકમ મળયો કે તુરત મલિક બદર રૂકનખાન, સઇફખાન અંગિસખાન અને બીજા સરદારો કિલ્લાનુ લશ્કર લઇ લડાઈ માટે સુલતાન અહમદશાહની સામે આવ્યા પરંતુ પાદશાહનો ક્રોધ એમના દિલ આગળ આવી ખડો થયો અને તેથી તેમના મન ઉપર અસર થતા લડાયુ નહીં અને આખર પાછા નાશી જઈ કિલ્લામા ભરાઇ ગયા

સુલતાને કિલ્લાને ઘેરો ઘાલ્યો અને ઘણીક વાર સુલાહ કરવાની શિખામણ કોઇ કોઇ જોડે કહેવરાવ્યા કરી મલિક બદર અને અંગિસખાને કપટથી જવાબ કહાવ્યો કે ફલાણા ફલાણા ઉમરાવો જો કિલ્લાની નજદીકમા આવે અને કોલ કરાર સબધી હમારૂ મન સતોષ પામે એવી રીતે વાતચીત કરે તો પછી

અમે કિલ્લાની બહાર આવી સુલતાનને શરણ થઈએ.' સુલતાન અહમદશાહ આ લોકોના કપટ તથા દ્વેષથી છેતરાયો અને ખાન આઝમ, આજદરખાન, મલિકુલ્શર્ક, અઝ્ઝુલ્મુલ્ક ફૂરબેગ, નિઝામુલ્મુલ્ક અને સઆદુલ્મુલ્ક ફૂરબેગ જે લોકો પોતાના દરબારમાં મોભો ધરાવતા હતા તેમને મલિક બદરની વિનતિ પ્રમાણે કિલ્લાના દરવાજા નજદીક મોકલ્યા અને મલિક બદરના કપટ તથા છળથી સાવચેત રહેવા તથા કોઈ પ્રકારે કિલ્લામાં નહીં જવાનું તેમને કહેવું. મલિક બદર તથા અંગિસખાને ફીરોઝખાન તરફથી વકીલ થઈને કિલ્લાની દિવાલ ઉપર રહી નમ્રતા ભરેલાં વચન કહેવા માંડયાં જ્યારે મલિકબદર અને અંગિસખાને જાણ્યું કે આવેલા લોકોને એકદમ પકડી શકાવાના નથી ત્યારે સલાહનું બહાનું કહાડી કિલ્લાનો દરવાજો ઉઘાડયો, અને બહાર આવી વાતચીતીમાં ગુંથાવા જેવો દેખાવ કર્યો. એટલામાં કેટલાક માણસોની ટોળી ખાઈમાં સંતાઈ રહી હતી તે આવેલા લોકો ઉપર હુમલો કરવા દોડી. આજદરખાન તથા અઝ્ઝુલ્મુલ્ક એકદમ ઘોડા ઉપર સવાર થઇ એડી મારી સુલતાન અહમદશાહની પાસે જઇ પહોચ્યા, અને નિઝામુલ્મુલ્ક તથા સઆદુલ્મુલ્ક સામાવાળાના હાથમાં પકડાઈ ગયા. જે વખતે તેમને કિલ્લામાં લઇ જવામાં આવ્યા તે વખતે તેમણે મોટી બૂમ પાડી કહ્યું કે હમે પણ પકડાયા છીએ અને સુલતાને આ વખત જોઇ એકદમ કિલ્લા ઉપર ચઢી આવવું જોઇએ, તેથી એકજ હલ્લામાં કિલ્લો સર થશે સુલતાને મહા સંગ્રામનો ઇરાદો કરી તેજ દિવસે ચઢાઈ કરી ત્રણ દિવસ પછી કિલ્લાના દરવાજા ઉઘાડી કિલ્લો સર કર્યો મલિક બદર અને અંગિસખાન લડાઈમાં માર્યા ગયા અને ફીરોઝખાન નિરાશ થઇ જંગલ તથા પહાડોમાં નાસી ગયો. બીજા ઇતિહાસો ઉપરથી માલૂમ પડે છે કે આ લડાઈ પછી રાય રણમલને ફીરોઝખાન સાથે અણબનાવ થવાથી રણમલે ફીરોઝખાનના તમામ ઘોડા, હાથી, અને સરંજામ પોતાને કબજે કરી લઇ સુલતાન અહમદશાહની હજૂરમાં મોકલી દીધા અને ક્ષમા માગી. પછી ફીરોઝખાન નાગોર જતો રહ્યો, જ્યાં ત્યાંના હાકેમે એને મારી નાખ્યો

પછી હિ. સ ૮૧૬ માં સુલતાન અહમદે જ્લવાડાના રાજા ઉપર ચઢાઇ કરી. રાજાએ સુલતાન હોશંગની સહાય માગી પરંતુ તેવામાં અહમદ સરખેચી તથા શેખ મલિક આદમ અફગાનનો પુત્ર શાહમલિક, જે સુલતાન મુઝફ્ફરશાહના સમયના મોટા ઉમરાવો હતા તે, સુલતાન અહમદશાહના દરબારીઓને માન મળતું જોઇ ઇર્ષાએ ભરાયા હતા તેથી તેમણે સુલતાન અહમદશાહ જ્લવાડાં તરફ

ગયો તે સમયમા પરસ્પર એકઠા કરી આમેલ થયા તેમને બીજા બહારોાર લોકો આવી મળ્યા તેમણે ગુજરાતનો મોટો ભાગ તારાજ કર્યો આ વખતે સુલતાન હોશગ પણ જાલવાડ ( જલવાડા ) ના રાજાનો પત્ર પહોચવાથી પોતાના ઉમરા વોને સાથે લઇ અહમદશાહની સાથે જે સબધ બધાયો હતો તે તમામ મનમાથી કહાડી નાખી લુટ ચલાવવાનો સારો વખત છે એમ ધારી ગુજરાત તરફ આવ્યો અને લુટફાટથી દેશ તારાજ કરવામા બાકી રાખી નહીં સુલતાન અહમદશાહે જલવાડાનો મામલો બીજા સમય ઉપર મુલતવી રાખી તમામ પાદશાહી દબદબાથી ચાપાનેરની સરહદમા આવી પડાવ નાખ્યો અહીંથી મલેક ઇમાદુલ્મુલ્ક સમરકદીને શૂરવીર લશ્કર સાથે હોશગ શાહની સામે લડાઇ કરી તેનો વિનાશ કરવા મોકલ્યો, અને પોતાના નાના ભાઇ લતીફખાનને નિઝામુલ્મુલ્કની સાથે શાહમલિક તથા અહમદસર ખેચી તથા બીજા ઉમરાવોને જેર કરવા મોકલ્યા હોશગશાહ ગુજરાતી લશ્કરથી સુલતાન મુઝફ્ફરના સમયમા શેહ ખાઇ ગયો હતો તેથી તે એકદમ પાછો ફરી રસ્તામા કઇ પણ નહીં રોકાતા ધાર જતો રહ્યો આણી તરફથી શાહ મલિક અને મહમદ સરખેચી, જેમણે લાલવશ થઇને આ બડ ઉઠાવ્યુ હતુ તે નાશી ગયા શાહજાદા લતીફખાન તથા નિઝામુલ્મુલ્ક તેમની પાછળ પડયા અને પહેલીજ મજલમા તેમનો બધો અસબાબ કબજે કરી લીધો આખરે શાહમલિક તથા અહમદ સરખેચીએ લાચાર થઈ પાછા ફરી લડાઇ કરી તેમા તેઓ હાર્યા બીજી હકીકત એવી કહેવાયછે કે શાહ મલિકે, જ્યારે લતીફખાન અને નિઝામુલ્મુલ્ક તેની પાછળ પડયા અને છેવટ નજીક આવી પહોચ્યા ત્યારે, લાચાર થઇને રાત્રીનો હુમલો કર્યો અને જ્યારે તેમા ફતેહ પામ્યો નહીં ત્યારે પોતાની સામેના માણસોને મરતા રહેવા દઇ ગિરનાલ ( ગિરનાર ) ના રાજાના આશ્રયમા નાશી ગયો સુલતાન અહમદશાહ ફતેહ કરી અને દુશ્મનોને નસાડી મૂકી તમામ દમામથી પાછો ફર્યો

સુલતાન અહમદશાહે ગિરનાલના ડુગરના ઘણા વખાણ સાભળ્યા હતા અને અત્યાર સુધી ત્યાના કોઇ પણ રાજાએ મુસલમાની સત્તાનો સ્વીકાર કર્યો નહો તો તે ધ્યાનમા રાખી આ કારણ મળ્યુ તેથી હિ સ ૮૧૭ મા ત્યાના રાજાને પાધરો કરવા તે તરફ સવારી કરી તેણે ગિરનાલના ડુગરી દેશમા પ્રવેશ કર્યો એટલે ગિરનાલનો રાજા લશ્કર લઇને નીકળ્યો અને કેટલાક ગામોના નાકા રોકયા જ્યા જ્યા લડાઇ ઝગડા થયા ત્યા ત્યા કઇ પણ ફતેહ નહીં

પામવાથી રાજા પાછો હઠી ગયો અને પોતાનો પ્રથમ કિલ્લો, જે ઠેકાણે હાલ જૂનાગઢ છે, તેમાં જઇ ભરાઈ બેઠો. મુસલમાની લશ્કર કિલ્લાની દીવાલ આગળ આવી પહોંચ્યું. જ્યારે કિલ્લામાં ઘેરાયલા લોકો હેરાન થયા ત્યારે રાજા કિલ્લામાંથી બહાર આવ્યો અને મોટી ભેટ્ટ કરી પ્રતિ વર્ષ ખંડણી આપવાની કબૂલ કરી નમી પડવા તત્પર થયો. સુલતાન અહમદે ખંડણી વિગેરે વસૂલ કરવાના બંદોબસ્ત ઉપર સૈયદ અબુલખેર અને સૈયદ અબુલ્ કાસમ નામના બે ભાઇયો, જે મોટા ઉમરાવ પૈકીના હતા તેમને ત્યાં નિર્મિત કર્યા અને પછી પોતે અહમદાબાદ પાછો ફર્યો. આવતાં રસ્તામાં સિદ્ધપુરનું જવાહીર અને ચિત્રથી શણગારેલું દેવલ જડમૂળથી ખોદી નંખાવ્યું અને આસપાસનો દેશ કબજે કરી ત્યાંની લુટથી ગુજરાતના વતનીઓને તાલેવર કર્યા.

એજ વર્ષમાં સુલતાને મલિકતુહફ્કાને તાજુલ્મુલ્કનો ખેતાબ આપ્યો અને ગુજરાતનાં તમામ મૂર્તિ મંદિરો નાશ કરવા તથા ગુજરાત દેશનો રહેલો મુલક સર કરવા તેની નીમનોક કરી. મલિક તુહફ્કાએ મૂર્તિ પૂજકોની તથા તાબે નહીં થાય તે લોકોની કતલ કરવામાં કેર વર્તાવ્યો અને દરેક જણ ઉપર જજીઓ ( વેરો ) તથા ખંડણી મુકરર કરી, એટલુંજ નહીં પણ, ઘણાક જણને મુસલમાની ધર્મમાં આણ્યા. વળી ગુજરાતના રાજાઓને એવાતો તાબામાં આણ્યા કે ત્યાર પછી કોઇએ ગિરાસ કે મેવાસનું નામે સાભળ્યું નથી.

હિ. સ. ૮૧૯માં સુલતાન અહમદશાહે ધર્મ સંગ્રામ અને ધર્મ સ્થાપવા સારૂ નાગોર સુધી સવારી કરી અને જ્યાં જ્યાં મૂર્તિ પૂજાની ખબર જાસૂસોથી સાંભળી ત્યાં ત્યાં જઇ જડમૂળથી મૂર્તિઓ તથા દેવળો ઉખાડી નાંખ્યાં અને પુષ્કળ લુંટ પ્રાપ્ત કરી. છેવટે નાગોર જઇ પહોંચ્યો અને કિલ્લાને ઘેરો ઘાલી તેને સર કરવાની તજવીજ ચલાવી. આ વખતે દિલ્હીની હકૂમત ઉપર હઝરતખાન સબળ થયો હતો અને તે નાગોર તરફ ઘણો નજદીક આવી પહોંચ્યો છે તે જાણી અહમદશાહ ઘેરો ઉઠાવી દઇ માળવાની સરહદમાં થઇ અહમદાબાદ આવ્યો.

ત્યાર પછી કેટલેક વખતે આસીરનો હાકેમ મલિક નસીર અને માળવાનો હાકેમ સુલતાન હોશંગ પરસ્પર મળી ગયા અને તેમણે સુલતાનપુર તથા નંદરબારનાં પરગણાંમાં લુંટફાટ ચલાવી. એ ઉપરથી સુલતાન અહમદશાહ હિ. સ. ૮૨૧ માં તે તરફ ગયો. ઘારેલા મુકામે પહોંચ્યો નહોતો એટલામાં ગુજરાત, દક્ષિણ અને ખાનદેશની સરહદ ઉપર આવેલા તંબોલના કિલ્લા ઉપર ગયો, અને

ત્યાંથી નંદરબારની સરહદમાં ગયો. મલિક નસીર નાશીને આસીરમાં ભરાયો. જે લોકોને તંબોલનો કિલ્લો સર કરવા મોકલ્યા હતા તેમણે રાજાને દિલાસો આપી તેને મોટી ભેટ સોગાદો લઇ સુલતાનની પાસે આણ્યો. આ સમયે વરસાદની ઋતુ બેશી ચુકી હતી તેથી સુલતાને અહમ્મદાબાદ તરફ પાછા ફરવાનો વિચાર કર્યો.

પરંતુ એટલામાં નંદબારથી પવન વેગી બાતમીદારોએ આવી ખબર કરીકે ઇડર, ચાંપાનેર, મંડલ અને નાંદોદના રાજાઓએ એક સંપ કરી સુલતાન હોશંગને પત્ર લખી ગુજરાત ઉપર ચઢાઇ કરવા બોલાવ્યો છે. આ વખતે નાગોરથી નંદર બાર સુધીમાં માત્ર નવ દિવસ મુસાફરી કરી એક સાંઢણી સવાર આવ્યો અને તેણે શમ્સખાન દંદાનીના પુત્ર ફીરોઝખાનનો લખેલો પત્ર સુલતાન અહમદને આપ્યો તેથી ઉપલી વાતની સાબીતી થઇ. આ પત્ર ઉપર લખ્યું હતું કે " સુલતાન હોશંગ તમને દૂર આવેલા જોઈ ગુજરાત જીતવાના ઇરાદાથી તે તરફ આવે છે. વળી મારે આપની સાથે અનુચિત છે, એમ ધારી મજ ગરીબને તેણે લખ્યું છે કે ગુજરાતના જમીન-દારોએ ખાસ પત્ર લખી તેને બોલાવ્યો છે અને તે ગુજરાત લેવાનો ઈરાદો રાખે છે, માટે હું જો ગુજરાત દેશની ફતેહ કરવામાં સાદોમેલ થાઉં તો તે મને નહરવાલા બક્ષીસ કરશે. આપ મારા તીર્થ રૂપ તથા આશ્રય છો તેથી મારે આપને ખબર આપવી એ મારો ધર્મ છે. સુલતાન અહમદ વરસાદ વરસતો હતો છતા કુચ ઉપર કુચ કરી નર્મદા નદી પાર કરી મહેદ્રી નદીને કિનારે પડાવ નાંખ્યો અહીંથી ખાસ પસંદ કરેલા માણસોનું લશ્કર લઇ સુલતાન એક અઠવાડીઆમા મોડાસાની હદમાં આવી પહોંચ્યો. સુલતાન હોશંગ આ ચઢાઇથી ભય પામી પાછો ફરી ત્વરાની પાંખ ઉપર સવાર થઇ પોતાની રાજધાનીમા ગયો. સુલતાન અહમદશાહે તમામ લશ્કર એકઠું કરવાના હેતુથી કેટલાક દિવસ મોડાસામાં મુકામ રાખ્યો. આ ખબર સોરઠના રાજાને પહોંચવાથી તેણે તાબેદારીની સાંકળમાથી મસ્તક બહાર કહાડી મુકરર કરેલી ખંડણી અટકાવી પોતાના ગજાથી બહાર પગ લબાવ્યો. એજ સમયે મલીક નસીરે પણ લાગ જોઇ પોતાના ભાઇ મલિક ઇફતિખારના કબજામાથી થાલનેરનો કિલ્લો પડાવી લેવા પ્રયત્ન કર્યો, અને તેની મદદે સુલતાન હોશંગે પોતાના પુત્ર ગઝનીનખાનને કેટલાક અમીરો સાથે મોકલ્યો. આ લોકોએ સુલતાનપુર ઉપર મોટો ત્રાસ આણી મુક્યો. સુલતાનપુરના સૂબાનો હાકેમ મલિક અહમદ કિલ્લામાં ભરાઇ બેઠો અને ત્યાંથી અહમદશાહને અરજપત્ર મોકલ્યો. એ દરમ્યાન

સુલતાન અહમદે સોરઠના રાજાની ઉદ્ધતાઈ શમાવવાને મોડાસાથી મુલિક મહમૂદ તુર્કને મોકલ્યો હતો. તેણે ત્યાં જઈ કતલ તથા લુંટ ચલાવી અને મુકરર કરેલી ખંડણી વસૂલ કરી. સુલતાન અહમદે મલિક નસીર અને ગઝનીનખાનને પાંશરો કરવા સારૂ મહમૂદ તુર્ક તથા મખલિસુલ્મુલ્કને મોકલ્યા. તેમણે રસ્તામાં નાંદોદ ઉપર ચઢાઈ કરી ત્યાંના રાજા પાસે ખંડણી લીધી. જ્યારે તે સુલતાનપુરની સરહદમાં જઈ પહોંચ્યા ત્યારે મલિક નસીર થાલનેરના કિલ્લામાં ભરાઈ બેઠો, અને ગઝનીનખાંએ, પોતે ચારે તરફ ઘેરાયલો જોઈ મહમૂદ તુર્કની ભલામણ સાથે કેટલાંક માંણસો સુલતાન અહમદની પાસે ક્ષમા માગવા મોકલ્યાં. ઘણીક વખત આવજા થયા પછી સુલતાને તેના કરેલા ગુન્હા બાબત ક્ષમા આપી તથા તેને "નસીરખાન" નો ખેતાબ આપી પોશાકની બક્ષીસ કરી. ત્યાર પછી સુલતાન અહમદાબાદ આવ્યો.

બીજે વર્ષે એટલે હિ. સ. ૮૨૨ના સફર માસમાં સુલતાન અહમદ નિઝામુલ્મુલ્કને ગુજરાતની સુબેત કરીને તથા મંડલના રાજાનો બદલો લેવાની બાબતથી કરીને સુલતાન હોશંગનું વેર લેવાના ઇરાદાથી મોટું લશ્કર તૈયાર કરી મોડાસાથી નીકળી હવાની હરકતો તથા રસ્તાઓ ઉંચા અને સાકડા છતાં કુચ ઉપર કુચ કરી માળવા તરફ રવાના થયો. સુલતાન હોશંગ ત્વરાથી તેના સામો આવ્યો અને કાલીયાદેહમાં ઉતરી કિલ્લાની ભીંત તરફ પોતાની પીઠ રાખી ઉંડાણ જગામાં પોતે મોરચો રાખ્યો અને પોતાની આગળ મોટાં મોટાં વૃક્ષ કાપીને આડો ખારબંદ (ઝાડ કાંટા વિગેરેનો કોટ) બનાવી દીધો. સુલતાન અહમદશાહે ચોગાનમાં ઉભા રહી એવી ગોઠવણ કરીકે લશ્કરની જમણી બાજૂનો સરદાર અહમદ તુર્ક અને ડાબી બાજૂનો સરદાર મલિક ફરીદ તથા ઇમાદુલ્મુલ્ક સમરકંદી થાય, અને છાવણીનો સરંજામ અઝદુદૌલા સાચવે. આ પ્રમાણે ગોઠવણી કરી સુલતાન અહમદ રણક્ષેત્ર તરફ જતો હતો તેવામાં એની નજર મલિક ફરીદના તંબૂ ઉપર પડી. તુરતજ ત્યાંથી એક ખિદમતગારને બોલાવી તેની સામે મલિક ફરીદને કહાવ્યું કે તારા બાપનો ઇમાદુલ્મુલ્કનો ખેતાબ તારા ઉપર બક્ષીસ કરવામાં આવ્યો છે માટે તું અમારી સાથે ચાલ. ખિદમતગાર જઈ પાછો આવ્યો અને કહ્યું કે મલિક ફરીદ શરીરે તેલ ચોળાવે છે અને ઘોડીકવારમાં આવી પહોંચશે. સુલતાને કહેવરાવ્યું કે આજનો દિવસ સંગ્રામનો છે અને તેમાં ઢીલ કરશે તો ફેરાદને ચિંતા તથા પસ્તાવો થશે. ફરીદ જરા પણ નહીં રોકાતાં રણક્ષેત્ર તરફ નીકળ્યો. એટલામાં બન્ને સુલતાનો બરાબર એકમેકના સામા થઈ ગયા અને બંને બાજૂનાં લશ્કર જોસમાં ઉભરાવા લાગ્યાં. અહમદશાહના લશ્કરમાંથી

હિ. સ ૮૨૩ માં ચાંપાનેર જેર કરવાના ઈરાદાથી તે તરફ ચડાઇ કરી અને પછી ધારેલી જગાએ આવી કિલ્લાને ઘેરો ઘાલ્યો. ત્યાંના રાજાએ આજીજીથી સલાહ કરવાની ઈચ્છા બતાવી તેથી તેના પાસેથી કેટલીક ભેટ લઈ મરજી વર્ષે ભરવાની ખંડણી તેના ઉપર મુકરર કરી સુલતાન અહમદ રાજધાનીમા આવી પહોચ્યો.

એજ વખતે સુલતાન હોશંગે પાછળ-ઉદ્ધત વચનો બોલી બોલીને નિર્મળ મનના બગીચામા ઉદાસીનતાના વટોળીઆ ઉડાવ્યો. તેથી સુલતાન અહમદ હિ. સ. ૮૨૫મા બહાદુર સિપાઈઓનુ લશ્કર લઈ પોતે માળવાના મુલક ઉપર ચડાઈ કરી અને મંડુના કિલ્લા નીચે આવી પહોચ્યો. અહીં તેણે સારંગપુરે દરવાજા આગળ પડાવ નાંખ્યો અને કિલ્લાને ઘેરો ઘાલવાનો પ્રયત્ન જેટલો બને તેટલો કર્યો. કિલ્લાના દરેક નાકાના અમીરોને સંમત કરી નાકે બધી કરી. સુલતાન હોશંગના મનની ખાત્રી થઈ કે કિલ્લાનો બંદોબસ્ત સારી રીતે થયો છે. એટલે તેણે એવી એક યુક્તિ રચી કે જેને પાછળથી ઘણા લોકો યાદ કરેછે. તેણે એવું કર્યું કે પોતાનું તખ્ત એક મર્દ અને વિચિક્ષણ તથા વિશ્વાસુ અમીરને સંમત કરી પોતે છ હજાર ચુનંદા સવાર સાથે લઇ નાગોરી દરવાજાની બહાર નીકળી ગયો. એની મતલબ એવી હતી કે જાજ નગર તરફ જઈ ત્યાથી પુષ્કળ મસ્તાન હાથીઓ પકડી લાવી પાછા ફરવુ. પોતાની બહાદુરીથી જાજનગર જઇ પહોચ્યો. ત્યાથી મોટા મોટા પુષ્કળ હાથીઓ પકડી છમાસની અંદર પોતાની રાજધાનીમાં આવી દાખલ થયો અને કિલ્લાના કાંગરા ઉપર વાવટા ચડાવ્યા તથા નોબતો વગડાવી. સુલતાન અહમદશાહને સુલતાન હોશંગની સવારીની બિલકુલ ખબર નહોતી. તેણે કિલ્લાના કાંગરા ઉપર વાવટા ઉડતા જોઇને તથા નોબતોના અવાજ સાંભળીને આ ખુશાલીનું કારણ જાણવા તપાસ કરી. ખિજમતગારોએ બધી ખબર જાણીને જે બન્યુ હતું તે સુલતાનને કહ્યુ. સુલતાન અહમદશાહ અત્યંત આશ્ચર્ય પામ્યો કે આવા કિલ્લાને માટે હવે શું કરવું કે જેની દરેક બાજૂએ આટલું બધું લશ્કર બેસી રહ્યું છતાં તે બહાર નીકળી આટલે બધે દૂર પોતાના રાજ્યમા નીકળી જવા પામ્યો ને છ મહીના પછી પાછો આવી શહેરમાં દાખલ થયો ત્યાં સુધી આપણને કોઈને ખબરજ પડી નહીં. પછી કિલ્લો સર કરવાના વિચારથી નજર ટુંકાવી દેશ માળવાના પરગણાંમાં આવી અત્યંત ખરાબી કરી મૂકી. દરમ્યાન તેની અને સુલતાન હોશંગની વચ્ચે ઘણીક લડાઇઓ થઇ તેમાં તે વિજય પામી ગુજરાત તરફ પાછો ફર્યો. પરંતુ મુલ્લા અહમદ નામે વિદ્વાન તારીખે અલફીમાં આ બનાવને માટે એવું લખેછે કે હિ-સ ૮૨૫ માં સુલતાન

ખબર પૂછી અને મલિક જૂનારે તે સર્વે કહી. મલિક જૂનાર બન્નેજણને સુલતાન પાસે લાવ્યો. સુલતાને એકલા હતો. તેની સાથે અબિક મુકરબે મસલત કરી લડાઇમાં જવાની રજા માગી. સુલતાને વહાણું વાય ત્યાંસુધી થોડીકવાર સબૂરી પકડવાનું કહી મલિક જૂનારને સુલતાન હોશંગ કયાં ઉભો હતો તથા તે વખતે તે શું કરતો હતો તેની ખબર કહાડવા ફરી પાછો છાવણી તરફ મોકલ્યો. તેણે આવી ખબર કહી કે લશ્કર લુંટમાં મશગુલ છે અને સુલતાન હોશંગ થોડા તથા હાથીઓ સહીત સિપાહીઓની ગણતરી કરેછે તથા અમુક જગાએ છાવણીની બાજૂ ઉપર ઉભો રહી આરામ લેછે. સુલતાન અહમદશાહ પ્રભાતનો ઉદય થતાંજ એક હજાર સવાર સાથે લઇ સુલતાન હોશંગનો પરાજય કરવા તેના તરફ વળ્યો, અને જ્યારે નજદીક આવ્યો ત્યારે તેના પોતાને મળતા આવતા દબદબાથી તથા પોતાના અનુમાનથી તેને ઓળખી તેના સામો ગયો. આ દિવસ સુલતાન અહમદના નસીબના ઉદયનોજ હતો. બન્ને વચ્ચે ઉગ્ર યુધ્ધ થયું અને બન્ને તરફના સુલતાનોએ પોતે જાતે વિજય માટે એવો પ્રયત્ન કર્યો કે બન્ને જણ જખમી થયા. આ વખતે ગુજરાતી લશ્કરના હાથીઓના મહાવતો પણ લડાઈમાં ગુંથાયા હતા, તે પોતાના મલિકને ઓળખી બધા ભેગા થઇ ગયા અને હોશંગના લશ્કર ઉપર હુમલો કર્યો. સુલતાન હોશંગ, આ હલ્લો ઝીરવવાની તાકાત નહીં રહેવાથી, સારંગપુરના કિલ્લામાં નાસી ભરાયો અને ગુજરાતીઓની જે જે વસ્તુઓ તે લુંટ કરી ગયો હતો તે તમામ ગુજરાતીઓના હાથમાં પાછી આવી તથા સાત જાતવાન હાથીઓ જે હોશંગ જાજ નગરથી લાવ્યો હતો તેમનાથી સુલતાન અહમદશાહના વૈભવમાં વધારો થયો. સુલતાન અહમદે સારંગપુરને ઘેરો ઘાલવાનો ઇરાદો કર્યો, અને આ જગાએથી પાછા ફરવાના હેતુથી મુકામ ઉઠાવ્યો એટલે હોશંગે આ સારો લાગછે એમ જાણી સારંગપુરના કિલ્લામાંથી બહાર નીકળી સુલતાન અહમદના લશ્કરની પાછળ પડી કતલ તથા લુટ કરવામાં કસર રાખી નહીં. આ સમયે પણ સુલતાન અહમદ વિજયવંત થયો અને યુધ્ધ થયું તેમાં માળવી લશ્કરનાં ચાર હજાર અને નવસેં માણસો માર્યા ગયાં. સુલતાન હોશંગ ફરીથી નાસીને સારંગપુરના કિલ્લામાં ભરાયો અને ફરી પાછો કેટલાક જાજ નગરી હાથીઓ, જેની બરદાસ્ત સુલતાન હોશંગ પોતે રાખતો હતો તે ગુજરાતી લશ્કરના હાથીઓની પંક્તિમાં સામેલ કરવામાં આવ્યા. ત્યાંથી સુલતાન અહમદ અહમદાબાદ આવ્યો.

અહીં આવી શેખ અહમદ ખટ્ટુ, જેમણે આ વિજય થવાનું ભવિષ્ય વચન કહયું હતું તેમને ઘણુંજ માન અકરામ આપ્યું અને ગુજરાતીઓની તેમના ઉપર પ્રીતિ તથા ભકિત હદ ઉપરાંત બંધાઇ. વળી ગુજરાતના લશ્કરે આ સવારીની અંદર ઘણી મહેનત ઉઠાવી હતી. તેથી તે થોડાક વર્ષ આરામમાં રહ્યું.

હિ.સ. ૮૨૯ માં પ્રારબ્ધવાન પાદશાહ અહમદશાહ ઇડર તરફ ગયો અને સાબરમતીની એક શાખા ઉપર અહમદનગર નામે શહેર વસાવ્યું. અને તે જગાએ એક કિલ્લો બાંધી ત્યાંથી તે સરહદના પ્રદેશમાં ચારે તરફ લશ્કરો મોકલ્યાં, જેમણે લીલું સૂકું ન જોતાં સર્વત્ર દેશ અગ્નિથી નારાજ કર્યો અને જે રસ્તામાં મળ્યું તેની કતલ કરી. છેવટ સુલતાન અહમદ અહમદનગરથી નીકળી પોતાના લશ્કર તથા તમામ દમામ સાથે ઇડરના પ્રદેશમાં આવ્યો અને મુઝફ્ફરશાહે જે કિલ્લો સર કર્યો હતો તે સિવાયના બીજા ત્રણ કિલ્લા એક દિવસમાં સર કર્યા. ત્યાંનો રાજા પુંજા નાસી જઇને વિજાનગરના ડુંગરોમાં ભરાઇ ગયો. સુલતાન અહમદ ત્યાંથી પાછો ફરી અહમદનગર ગયો.

બીજે વર્ષે એટલે હિ. સ. ૮૩૦ મા અહીં કિલ્લો તથા શહેર બંધાતાં હતાં તે સંપૂર્ણ કરી ઇડરનો દેશ તાબે કરવાને વિચારની લગામ ખેંચી. પુંજરાયે પોતાના બાપદાદાની ભેગી કરેલી પુંજી વહેંચી દઇને પુષ્કળ સવાર તથા પ્યાદલ લશ્કર લઇ પોતાની શક્તિ પ્રમાણે હાથપગ પછાડયા, પરંતુ આખરે નિરૂપાય થઇ પોતાની રાજધાનીમાંથી બહાર નીકળ્યો, અને પોતાના દેશની આસપાસ કરકાટક (પરકાર, કંપાસ) ની પેઠે ફરવા માડયું અને ત્યાંથી હરકત કરવા લાગ્યો. આખરે એક દિવસ એટલે હિ. સ. ૮૩૧ ના જમાદી ઉલ્ અવ્વલ મહીનાની પાચમી તારીકે ગુજરાતના લશ્કરમાંથી કેટલાંક માણસ ઇડરના ડુંગર ઉપર ચારો લેવા જતાં હતા, તે વખતે પુંજારાયે લાગ જોઇને તેમના ઉપર હુમલો કર્યો. પણ તે હાર ખાઇને પાછો ફર્યો, પરંતુ ગુજરાતીઓ તરફનો એક કિંમતી હાથી તેના હાથમા આવ્યો તે લઇ ચાલતો થયો. ગુજરાતીઓ હાથીને લઇ ગયો જાણીને તેની પાછળ પડયા. છેવટ ડુંગરના સાંકડી જગ્યામાં તેઓ આવી પહોંચ્યા ત્યારે પુંજારાય લડવા ઉભો થયો અને ગુજરાતીઓને પાછા હઠાવ્યા; પરંતુ હાથીના મહાવત ઘણો બહાદૂર હોવાથી જ્યારે તેણે જાણ્યું કે પાછળથી કુમક આવેછે ત્યારે લાગ જોઇને ખાધેલું લૂણ હલાલ કરી હાથીને પુંજારાયના ઉપર દોડા-

ઓ. પુંજારાયનો ઘોડો ભડક્યો તેથી પુંજારાય ડુંગર ઉપરથી નીચે પડ્યો અને ઘોડા સાથે મરણ પામ્યો. મહાવતે આ ખબર કોઇને જાણ કરવી નહિ એ તે ઇરાદાથી હાથીને ગુજરાતી લશ્કર તરફ લીધો. ઇડરનાં માણસો. હાર ખાઇને ખરાબ હાલતે પોતપોતાને ઠેકાણે જતાં રહ્યાં અને તેમણે પુંજારાયનું શબ ખોળી કહાડવા તજવીજ કરી. બીજે દિવસે એક જણ પુંજારાયના મુડદા પાસે થઇને જતો હતો તેથી તેણે તે મુડદું ઓળખ્યું. તેનું માથું કાપી લઇ તેણે અહમદશાહ પાસે આણ્યું. અહમદશાહે આ બાબત તપાસ કરવા તથા માથું ઓળખવાને માણસો બોલાવ્યાં, પરંતુ કોઇએ ઓળખ્યું નહીં. એટલામાં ત્યાં એક માણસ હતો જે પહેલાં પુંજારાયનો નોકર હતો પણ પાછળથી ઘણા વર્ષથી ગુજરાતી છાવણીમાં નોકરી કરતો હતો તે આવ્યો તેની નજર પુંજારાયના માથા ઉપર પડી તેથી માથું ઓળખ્યું. તેણે પુંજારાયનું લુણ તથા અનાજ ખાધું હતું તેથી પ્રથમ તો એ માથા ને લાંબા થઈ સલામ કર્યા અને અહમદશાહને અરજ કરી કે એ માથું પુંજારાયનું છે. સુલતાન આ માણસની વફાદારીથી પ્રસન્ન થયો અને તેની નોકરીમાં વધારો કરી ચઢતીએ પહોંચાડયો. કહ્યું છે કેઃ—

" તારી વફાદારીથી ગાફેલ રહીશ નહીં અને તે બર લાવવા ચૂકીશ નહીં, કારણ કે આખરે વફાદારી તને લાભજ કરશે. "

બીજે દિવસે સુલતાન અહમદ ઇડર ગયો અને તે પ્રદેશમાં તથા વિજાનગરની હદમાં ખરાબી કરવા લશ્કર મોકલ્યું. પુંજારાયનો છોકરો વીરરાવ જે તેના બાપની ઇડરની ગાદીએ બેઠો હતો તે કુટુંબનો માલિક હતો તેણે દુશ્મનાવટનો વિચાર છોડી દઇ અહમદશાહને પ્રતિ વર્ષે ત્રણ લાખ ટંકા આપવાની કબૂલત આપી. પછાથી અહમદશાહે સફદરમુલ્કને અહમદનગર મોકલ્યો અને પોતે કંકવાડાનો દેશ લુંટી અહમદાબાદ આવ્યો.

હિ. સ. ૮૩૨ માં અહમદશાહે ફરી પાછી લશ્કર લઇ ઇડર ઉપર ચઢાઇ કરી અને સફર મહીનાની છઠી તારીખે ઇડર તાબાનો એક કિલ્લો જીતી લીધો અને કિલ્લાની અંદર આવી પરમેશ્વરનો આભાર માની એક જમે મસજીદનો પાયો નાંખી અહમદાબાદ આવ્યો.

હિ. સ. ૮૩૨ માં ઝાલાવાડાના રાજા કાનાએ સુલતાને કરેલી ઇડરની ફતેહનો તથા બીજા જમીનદારો સાથે કરેલી સલાહની ખબર જાણી એટલે પોતાનાં

ધીરા ધીરા પથ્થરના કોટ ઉપર ચઢીને અંદર ગયા અને દરવાજો ઉઘાડી દક્ષિણી લશ્કરને અંદર દાખલ કરવાનો ઈશારો કરતા હતા એટલામાં મલિક સાઅદત સુલતાનો અંદરથી આવી પહોંચ્યો અને તેમના ઘણાક જણને કાપી નાખ્યા અને થોડાક બાકી રહ્યા તે કિલ્લાની દીવાલ ઉપરથી પડતુ મૂકી હલાક થયા પછી દરવાજા ઉઘાડી બહાર આવી સાઅદત સુલતાનીએ દરવાજાની આગેજ દુશ્મનોનો મોરચો હતો તેના ઉપર રાત્રીનો હલ્લો કર્યો અને તેઓ નિદ્રામાં હતા તેથી કેટલાક ઘાયલ થયા અને કેટલાક વિખરાઇ ગયા આ સમયે ગુજરાતનો સુલતાન ઘણો નજદીક આવી પહોંચ્યો હતો તેથી દક્ષિણનો સુલતાન કિલ્લા આગળથી ઉઠી તેની સામે આવ્યો તેણે પોતાના લશ્કરના સરદારોને બોલાવી કહ્યું કે ગુજરાતનું લશ્કર ઘણી વાર દક્ષિણી લશ્કર ઉપર વિજય મેળવી ગયુ છે માટે હમ પણ તેમને કબજે થયુ છે, જો આ વખતે સખ્તીથી ગાફેલ થયો તો દક્ષિણનો મુલક આપણા હાથથી જશે પછી બધી તૈયારી કરી લડાઈને માટે ઉભો રહ્યો ગુજરાતનો સુલતાન પણ પોતાનું તમામ લશ્કર તૈયાર કરી લડવાને આવ્યો લડાઈ શરૂ થઇ, દક્ષિણના અમીરો પૈકી અલ્લાદરખાન મેદાનમાં આગળ આવ્યો તેની સામે અબદુલ્લા કયો... બન્ને સરદારની સામસામી લડાઇ ખૂબ મચી આખરે અલ્લાદરખાન કાયર થઇ પકડાયો અને બન્ને તરફના લશ્કરોએ પણ સામસામી ખૂબ લડાઈ ચલાવી જ્યારે દિવસનો અસ્ત થયો ત્યારે સર્વે પોતપોતાની છાવણીમાં આવ્યા સુલતાન અહમદ બાદશાહીએ જાણ્યુ કે દક્ષિણના લશ્કરમાથી ઘણાજ માણસો માર્યા ગયા છે, તેથી તે ત્યાંથી પાછો ફરી પોતના મુલકમા જતો રહ્યો. સુલતાન અહમદ ગુજરાતી બીવલના કિલ્લામા ગયો અને મલિક સાઅદત સુલતાનની પદવીમા વધારો કરી કેટલાક માણસો તે જગાએ મૂકી પોતે થાલનેર તરફ રવાને થયો ત્યાંનો કિલ્લો મરામત કરાવવાની તજવીજ કરીને નાદોદ લુટી તારાજ કર્યું અને તે તરફના દેખરેખ રાખવા અઝહુલ્લાને મૂકી પોતે સુલતાનપુર અને નંદરબારને રસ્તે અહમદાબાદ ગયો અહીં આવ્યા બાદ થોડે દિવસે માહીમના નાયબની દિકરીનુ લગ્ન શાહજાદા ફતેહખાનની સાથે થયુ. સિરાજઉત્તવારિખિ દક્ષનમા આ પ્રસંગનુ વર્ણન કંઇ જુદીજ રીતે કર્યુ છે, પરંતુ તે બરાબર સ્પષ્ટ લખેલુ નથી અને આ લખનારને આ બાબત એવી ખાત્રી થઇ કે દક્ષિણના લખનારાઓએ આ બાબત વધારીને લખી છે અને ગુજરાતના લખનારાઓએ જે લખ્યુ છે તે સત્યની વધારે નજદીક છે

હિ. સ. ૮૩૬ માં સુલતાન અહમદશાહ નાગોર અને મેવાત તરફ ગયો પ્રથમતો જ્યારે એ ડુંગરપુર પહોંચ્યો ત્યારે ત્યાંના જમીનદારો પાસેથી પુષ્કળ ખંડણી લઈ કેલવાડા અને દેલવાડા જે ચિતોડના રાણા મોકલના તાબામાં હતા તે પ્રદેશોને ખરાબ અને વેરાન કર્યા. જ્યારે મેવાત અને લકમાની સરહદમાં આવી પહોંચ્યો ત્યારે તે સરહદની રૈયત પાસેથી પુષ્કળ ભેટ લીધી. અહીં સુલતાન મુઝફ્ફરનો ભત્રિજો શમ્સખાન દંદાનીનો દીકરો ફીરોઝખાન જે નાગોરનો હાકેમ હતો તે સુલતાનની હજુરમાં આવ્યો અને કેટલાક લાખ ટંકા ખંડણી તરીકે ભેટ કર્યા. સુલતાને તે તમામ ભેટ તેને બક્ષીસ કરી તથા બીજી વધારે બક્ષીસો આપીને ગુજરાત તરફ પાછો ફર્યો અને ગરીબો તથા દુઃખી લોકોમાં ઘણું દ્રવ્ય વહેંચ્યુ.

હિ. સ. ૮૩૯ માં હોશંગશાહના નોકરોમાંનો એક મહમૂદ ખિલચી સુલતાનનું પદ ધારણ કરી માળવાનો ધણી થઈ બેઠો અને મહમૂદશાહનો દીકરો મસઉદખાન નાસી જઈ ગુજરાતમાં આવ્યો. હિ. સ. ૮૪૨ માં સુલતાન અહમદશાહે તેના તરફ મહેરબાની કરી અને તેને પાછો મંડૂના તખ્ત ઉપર બેસાડવાને તે માળવા તરફ રવાને થયો. જ્યારે તેઓ હાઉઝ ગંગપુર આગળ પહોંચ્યો ત્યારે ત્યાંથી અનુભવી માણસોની એક ફોજ ખાન જહાન, જે ચંદેરીથી મંડૂના શાદીઆબાદ તરફ આવવા નીકળી ચુક્યો હતો, તેના સામે મોકલી ખાનજહાનને આ ખબર થઇ એટલે ઉતાવળથી પોતાના દીકરા સુલતાન મહમૂદ પાસે જઇ પહોંચ્યો. સુલતાન અહમદશાહે કિલ્લાને ઘેરો ઘાલ્યો. દરરોજ અંદરથી કેટલાંક માણસો બહાર ચઢી આવી લડાઇ કરતાં હતાં અને પાછાં કિલ્લામાં ભાગઇ જતાં હતાં. કેટલાક દિવસ વિત્યા પછી સુલતાન મહમૂદ રાત્રિનો હલ્લો કરવાનો ઇરાદો કર્યો. આની ખબર કિલ્લાની અંદરના માણસોએ સુલતાન અહમદશાહને કરી. સુલતાન મહમૂદ, સુલતાન અહમદશાહને આ ખબર થઇછે તે વાત જાણતો નહીં હોવાથી કિલ્લાની બહાર આવ્યો પરંતુ અહીં ગુજરાતી લશ્કર તૈયાર થઇ ઉભું હતું; બન્ને બાજુથી લડાઇ જોસભેર ચાલી, બન્ને બાજુનાં પુષ્કળ માણસો કતલ થયાં અને સુલતાન મહમૂદ સ્હવાર થતાં કિલ્લાની અંદર પાછો જતો રહ્યો. સુલતાન અહમદશાહે પાંચ હજાર સવારનું લશ્કર આપી શાહજાદા મહમ્મદખાનને સારંગપુર તરફ મોકલી તે દેશ કબજે કર્યો.

# THE ITIHASMALA

**PUBLISHED UNDER THE PATRONAGE OF**
**H H THE NABOB SAHIB OF JUNAGADA**

contains literal and authentic translation of the Histories of India, Gujarat and other provinces written in the Persian language by Mahomedan authors Elaborate Notes and Commentaries prepared after comparing various, authorities are subjoined to each book *Views* of remarkable places, *Pictures* of remarkable personages and *Fac similes* of Inscriptions upon various mosques and places of antiquarian interest are also appended to each issue. In short it is the principal aim of the editor to collect in one place authentic materials for the history of the Mahomedan epoch in India and other countries Sixty four pages are published in each issue The paging of the magazine is so arranged that the defferent works published there in can be separately bound together when complete In the full belief that a substantial service would be rendered to the historic literature of Gujarat the editor appeals with confidence to the public for support in his efforts to *popularise literature*, to throw *light* upon the errors and misconceptions found in speculative Gujrati and English Historians and to give to the Gujarati public a *true idea* of the Literary and political merits of the Mahomedans

All correspondence should be addressed to the Manager *Sharda Bhavan Office Baroda'*

| | |
|---|---|
| Sharda Bhavan Office Baroda | *Balashanker Ullasram Kantharia* *Editor, Itihas Mala* |

THE ITIHAS MALA

## Special arrangements for Subscribers.

### ANNUAL SUBSCRIPTIONS.

| | |
|---|---|
| For every Mahomedan . .. ... | Rs 3 |
| „ Student .. . ... | Rs 3 |
| For gentlemen earning Rs 25 per mensum | Rs f |
| „ „ „ from Rs 25 to Rs 50 | Rs 6 |
| „ „ „ „ Rs 50 to Rs 100 | Rs 9 |
| „ „ „ over Rs 100 „ | Rs 12 |
| Single Copy | Rs 1 8 0 |

☞ ચોથો તથા પાંચમો અંક આઠ આઠ દિવસને અંતરે ગ્રાહકની સેવામાં મુકીશું.

નામદાર

હિઝ હાઇનેસ નવાબસાહેબ જુનાગઢનું આશ્રિત



# ઇતિહાસમાલા

પુસ્તક ૧ લું ]   ( માસિકપત્ર )   [ અંક ૩ જો

ફારસી ભાષામાં લખાયલા ઇતિહાસોનું મૂળ ઉપરથી ભાષાંતર ઘણા ગ્રંથો મેળવીને તેના ઉપર કરેલા ટિપ્પણ તથા વિવેચન સાથે

તંત્રી તથા મુખ્ય ભાષાંતરકર્તા

## બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા

### તંત્ર સહાયકો.

૧ વ્યવસ્થાપકો .. શાસ્ત્રી યદુનાથ છોટાલાલ તથા પટેલ સોનાભાઇ જીજીભાઇ

૨ ખાસ વાર્ષિકગ્રાહકો તથા એનગ્રેવર્સ વીગેરે   મેસર્સ માતંગામ વાળા એન્ડ કંપની મુંબઇ ૩ ખાસ ફોટોગ્રાફર .. મી. શમ્સુદ્દીન લુકમાનજી—ફોટોગ્રાફિક આર્ટિસ્ટ અમદાવાદ અને વડોદરા

### ભાષા સહાયકો.

૧ મુનશી અબદુલ્લા ઉરેઝી—અમદાવાદ ૨ મુનશી સૈયદ બડાસાહેબ મીના સાહેબ મદ્રા—અમદાવાદ ૩ મુનશી અમીરઅલી મશહદી—અમદાવાદ ૪ મુનશી ઇનાયતુલ્લા મહમ્મદુલ્લા—વડોદરા

ઑગસ્ટ સને ૧૮૮૯

વડોદરા—કૃત્તિસિંહ પ્રેસ

## રાજવંશીઓને ઉદ્દેશ સૂચિત વિજ્ઞાપના.

રાજન્!

આ સ.પી ઇતિહાસમાળા નામનું માસીકપત્ર આપની સેવામાં પ્રવિષ્ટ કરવામાં આવેછે એના પુઠાઉપર અમે અંગ્રેજીમાં સૂચના આપેલી છે તે ઉપરથી તથા પત્રના અનુક્રમથી આપ જેવા વિદ્વાનને અમારો હેતુ મહદ્રુપ અવિદિત નહી રહે મુસલમાની રાજ્ય પદ્ધતિ, આચારવિચાર વ્યવસ્થા, મુસલમાનના હૃદયની નૈસર્ગિક અવસ્થાનો સંપૂર્ણ અભ્યાસ થવા સિવાય હિંદુસ્થાન અને બહાર દેશોના ઇસ્લામ રાજ્ય સમયના ઐતિહાસિકને મહા અવરોધ નડેછે મુસલમાની સાહિત્ય અને ખાસ કરીને ધર્મ અને તત્વજ્ઞાનનું સાધારણ નિદર્શન મારા તરફથી પ્રસિદ્ધ થતા ભારતી ભૂષણમાં થએલુ છે અને હજુ તે પ્રયત્ન જારીજ છે. પરંતુ તેના કરતાં વધારે ગહન અને અનેક મત ભેદોથી ભેદાયલો વિષય હાથમા લીધોછે તે આપના આશ્રય માટે આપને સહજ સૂચનારૂપનિવેદન કરવામાં આવેછે. કેળવણી ખાતાની ગુજરાતી વાચનમાળામા મુસલમાની સમયનો ઇતિહાસ યથાસ્થિત તથા ખરા રૂપમા બનાવવામા આવ્યો નથી એવી ઘણા વખતથી ચર્ચા ચાલી હતી અને છેવટ તે ગઇ વખતની પ્રોફેસર પાટણકરની પેઠે બહાદુરીનભાઇના પ્રમુખ પણા નીચે મળેલી સભામા પુષ્કળ ચર્ચાઇ હતી અંગ્રેજી ભાષાંતરો થોડાક થયાછે તે ઘણે દરજ્જે અધુરાંછે અને ઘણાકમા તો ગ્રંથ માત્રજ સાધેલી હોવાથી ભાષાનું, જનસ્વભાવનું, ગ્રંથકર્તાના કથન શૈલીનું મહત્વ નષ્ટ પામેલુ છે વળી તેઓ પરદેશી હોવાથી પુરૂષના તથા ગામના નામો નિર્દિષ્ટ કરવામા ઘણી ચૂકો થએલીછે, જે અમારા પત્રમાં ગ્રંથ સમાપ્તિએ પરિશિષ્ટ આપીશુ તેમા ચર્ચીશુ ગુજરાતના જે ઐતિહાસિકો તથા લેખકો જેમણે મુસલમાની સમયનુ વર્ણન આપવા પ્રયત્ન કર્યો છે તેમાના એક જણને પણ મૂળ ભાષાનું જ્ઞાન નહી હતુ અને તેથી તેમને અન્ય સામગ્રી ઉપર આધાર રાખવો પડેલો આ પ્રમાણે હિંદુસ્તાન તથા તેમાના પ્રાંતોના અથવા બીજા દેશોમા મુસલમાની રાજ્યના મુસલમાન ગ્રંથકારોએ લખેલા ઇતિહાસોનુ સ્વત યથાસ્વરૂપ ભાષાંતર કરવું તથા ભવિષ્યના ઐતિહાસિકને માટે બીજા અનેક ગ્રંથોની સરખામણી કરી સર્વ સામગ્રી એક જગાએ મૂકી ગુર્જરી પ્રજાની તથા ગુર્જરી ભાષાની સેવા બજાવી કૃતકૃત્ય થવું એ પ્રથમ ઉદ્દેશ છે

બીજો ઉદ્દેશ એ છે કે મુસલમાન અને હિંદુ વચ્ચે જે કુસંપ ઉડેલો છે તે દરેક દરજ્જે શાંત થશે અમારુ ઓકવાનું ધારવુ છે એમ નથી પણ અમારા વિદ્વાન મુસલમાનોનો ખાસ અભિપ્રાય છે કે મુસલમાન અને હિંદુ વચ્ચે કુસંપ ઉત્પન્ન કરાવનાર અપૂર્ણ લેખકો છે આ બાબત મેં આશરે બે વર્ષ ઉપર કોઇ જાહેર પત્રદ્વારા ચર્ચા પણ ઉઠાવી હતી અને હજૂ એ બાબત જાહેરમા ઘણી રીતે ચર્ચાવાની છે. માટે મુસલમાની સમયના ઇતિહાસનુ સ્વરૂપ મૂળભાષાના ગ્રંથોનો ઘણોજ શોધ કરી પ્રદર્શિત કરવુ, ઉચિત ધાર્યું છે જેથી મુસલમાની રાજ્યનુ, મુસલમાની રીતભાત, મુસલમાની ગ્રંથકર્તા ઇત્યાદિનું સારૂ જ્ઞાન વાચનારને પ્રાપ્ત થશે એમ આશા છે.

## CONTENTS



## PHOTO-LITHOS

Baber Padshah—Toozek-i Jehangiri.

### ☞ ગ્રાહકોને ખાસ લાભ.

અમારા હિંદુ ગ્રાહકો પોતે કયા વર્ગમાં ગણવાને પાત્ર છે તથા નામ દાખલ કરાવે છે ને અમને જણાવવામાં નહીં આવે તો અમે તે પુરા લવાજમના ગ્રાહક છે તેમ સમજીશું.

અમારા ગ્રાહકો મહજ બાબત વાસ્તે અગત્ય ખોલી અમને ઠગવા પ્રયત્ન નહીં કરે એવો અમને સભ્યવૃત્તિને નામે પૂરો ભરૂસો છે, ગ્રાહક પોતેજ અમને લખી સૂચવશે તો બસ છે બીજી ચોકશીની જરૂર નથી.

### વાર્ષિક લવાજમના દર.

| | |
|---|---|
| સામાન્ય મુસલમાન રૂ ૪) | રૂ ૫૦) થી રૂ ૧૦૦) એજન રૂ ૯ |
| ગરીબ વિદ્યાર્થી રૂ ૩) | રૂ ૧૦૦) ઉપરાંત એજન રૂ ૧૨) |
| રૂ ૨૫) ની દરમાહે આવક વાળાઓને વાર્ષિક રૂ ૩) | ટપાલખર્ચ જુદું. |
| રૂ. ૨૫) થી રૂ ૫૦) સુધી એજન રૂ ૬) | છુટક નકલ ... રૂ. ૧-૮-૦ |

વ્યવસ્થાપકો.

### વેચવાનાં ચિત્રો.

| | |
|---|---|
| ૧ મહમ્મદ અકબર પાદશાહની છબી | |
| જાડા કાર્ડ ઉપર ચોઢેલી. | રૂ ૦-૬-૦ |
| ફક્ત કાગળ ઉપરની. | રૂ. ૦-૪-૦ |
| ૨ નુરૂદ્દીન જહાંગીર પાદશાહ | એજન. |
| ૩ બાબર પાદશાહ. | એજન. |

વ્યવસ્થાપકો ઇતિહાસમાળા.

# ગ્રંથાનુક્રમ.



## વિદ્વાનોને વિનતિ.

ઇતિહાસમાળા માસિક રૂપે પ્રથમ બહાર પાડવાનો ઉદ્દેશ એટલોજ છે કે અમને મળેલી પ્રતોમાં ફેરફાર હોય, કવચિત અમારીજ ભૂલ હોય, કવચિત વધારે અને નવી ખબર બહારના વિદ્વાનો પાસે હોય તો તે ફેરફારની તથા ભૂલની વિશુદ્ધિ થાય તથા નવી સામગ્રી મળે, વળી જગાઓના નકશા, શિલા કે તામ્ર લેખોની તથા સિક્કાની નકલો વીગેરે આ પત્રમાં આપવામાં આવેછે. માટે જે વિદ્વાનોને નામ ઠામ વિગેરેમાં અમારી ભૂલ થઇ જણાય અગર તેમની પાસેની પ્રતોમાં કંઇ અન્ય હોય તો અમને લખી મોકલવા કૃપા કરવી. ભૂલ મુદ્દાની હોવી જોઇએ ભાષાના શબ્દોના રૂપાંતરની કે વ્યાકરણની ભૂલ જણાવવાની જરૂર નથી, પરંતુ ઐતિહાસિક વિશુદ્ધિનાં ખામી આવતી હોય તેજ મૂળ ઉપર પત્રવ્યવહાર ચલાવવો. વિદ્વાનોને વધારે વિનતિ કરવામાં આવેછે કે શિલા-અથવા તામ્ર લેખ, છબીઓ, સિક્કા વિગેરે જે તેમની પાસે હોય તે અમને પૂરા પાડવાની કૃપા કરશે. સિક્કા જેવી વસ્તુઓ કીંમત લઇ આપવાની મરજી હશે તો તે ખરીદ કરી લઇશું. આ કામમાં સર્વે વિદ્વાનો સહાય કરશે એવી આશાછે.

વ્યવસ્થાપકો–ઇતિહાસમાળા.

# સુધારો તથા વધારો.

(૧)

તુઝકિ જહાંગીરીના પૃષ્ઠ ૧૧ ની ફૂટનોટમાં નીચેનો પેરેગ્રાફ છાપી જઇ ચોઢી દેવો:—

" તારીખિ ગોઇનો એક નિયમ છે કે જ્યારે આંકડા ખૂટે ત્યારે કોઇ શબ્દ યુક્તિથી તેમાં વધારમાં આવેછે. માથું કહીને પહેલો, દિલ કહીને વચલો અને પગ કહીને છેલ્લા અક્ષરનો સંકેત કરવામાં આવેછે અને તેથી નતીજાનું વાક્ય રચી જોઇતી સાલ આણેછે. આ ઉમેરવાની રીતને તદખિલા (દાખલ કરવું) કહેછે. એજ પ્રમાણે ઘટાડવાની જરૂર પડે તો તેવીજ બારીક યુક્તિથી ઘટાડેછે; તેને તખરિજ (બાતલ કરવું) કહેછે જેમકે " મૈં હુઆ ઔર ગૈરકી બે દિલ " એક પતિએ પોતાની પ્રિયાના મરણની સાલ વિષે આ ફકરો લખ્યું છે. તેમાં " મૈં " અને " ગૈર " શબ્દનાં દિલ એટલે વચલા અક્ષરો એટલે " યે " કાઢી નાખવાથી " મૈં " અને " ગૈર " શબ્દોમાંથી સાલ ૧૨૯૭ નીકળી આવશે."

---

(૨)

તુઝકિ જહાંગીરી પૃષ્ઠ ૧૨ ની ફૂટનોટમાં જહાંગીરની ગાદીએ બેસવાની સાલ હિ સ. ૧૦૧૩ બતાવીછે ત્યાં હિ સ ૧૦૧૪ કરવી. અને ' એક વર્ષની શંકાછે એ શબ્દો છેકી નાખવા.

ઉપરની અમારી શંકાઓનો ખુલાસો અમારા સહાયક અને પરોપકારી મુનશી અમીરઅલી મરહૂમીએ કર્યો છે તથા તેવીજ શંકાનું નિવારણ સુરતના મુનશી કુતુબુદ્દીન અહમદ સાહેબે કર્યું છે તે બાબત તેમનો અત્યંત આભાર માનવામાં આવેછે. ફારસી નામો તથા શબ્દો ગુજરાતી અક્ષરોમાં કેવી રીતે લખવા તે બાબત બન્ને સાહેબોની સૂચનાઓ આવેલીછે. આ બાબત અમે જુદીજ ચર્ચા કરવાના છીએ તેમાં તેમની સૂચનાઓનો ઉપયોગ કરીશું.

એડીટર.

સહેલાઈ થઈ અને રાજ્યરૂપી વાડી તરબતર થઈ. થોડાક સમયના અરસામાં ખજાનાએ ભરપૂર થયા અને સેનાની પણ આબાદી થઈ તથા રાજ્યથી આડા ચાલનારા પુરૂષોએ નિયમનો સીધો રસ્તો પકડયો.

ઈરાન અને તુરાનની અંદર માત્ર એકજ ખજાનચી રાખવામાં આવેછે, પણ તેથી કરીને હિસાબની તપાસણી કરવામાં ઘણી મહેનત પડેછે. પણ અહીં તો ખજાનો એટલો મોટોછે અને કામ એટલાં બધાં મોટાં છે કે હિસાબની દેખરેખ રાખવાને બાર ખજાનચીઓ નિમવામાં આવ્યાછે, જેમાંના નવને જુદા જુદા પ્રકારનાં નાણાં ઉપર તથા ત્રણને જવાહિર, સોનું, અને જડાવ ઉપર નિમ્યાછે. આ ત્રણે બાબતના જુદા જુદા ખજાનાછે, જેમનું વિગતવાર વર્ણન આગળ આવશે અને તે પ્રત્યેકની એવી રીતે મહાવજત થાયછે કે તે ઘણી સારી શોભા વાળા થઈ રહ્યાછે. દરેક ખાતાને માટે જુદા ખજાનચી નિમવામાં આવ્યોછે, જે ખાતાંની કુલ સંખ્યા લગભગ સો છે, જ્યાં હોશિયાર અનુભવી પુરૂષોને હાથે રોજ રોજનો, માસ માસનો, ફસલ ફસલનો તથા સાલ સાલનો હિસાબ રાખવામાં આવેછે, જેથી ઈન્સાફનું બજાર તેજ થાયછે. વળી પાદશાહના હુકમથી એક પ્રમાણિક માણસ પાસે સોના તથા રૂપાનો અવેજ હમેશાં દરબાર કચેરીના મકાનમાં હાજર રાખવામાં આવેછે, જેથી ગરજાઉ લોકોની તંગી ઢીલ વગર પૂરી પડે. લગભગ એક કરોડ દામ આ પાસે દોલતખાનામાં ( કચેરીમાં ) તયાર રાખવામાં આવેછે. દર હજાર દામની અકેકી કોથળી કરવામાં આવેછે, જેને 'સહસા' નામ આપવામાં આવ્યુંછે અને તે કોથળીઓ એકઠી મૂકવામાં આવેછે તેને ગંજ કહેછે. વળી કેટલુંક નાણું કેટલાક ખાસા નોકરોના હાથમાં સોંપી મૂકવામાં આવ્યું હોયછે જેમાંથી થોડું થોડું હમેશાં એક કોથળીમાં તયાર રાખેછે, જેને 'ખેહુલા' કહેછે. એ ઉપરથી ભાષામાં 'ખરચ ખેહુલા' એટલે હાથ ખરચી એ શબ્દ દાખલ થઈ ચાલૂ થયોછે. આ બધા બંદોબસ્તની ખુબી પાદશાહની કૃપાથી તથા તેના નોકરોની નાના પ્રકારની દેખરેખથી છે. તે હમેશાં વર્ધમાન રહો !

## ૨ જવાહિરખાનું ( રત્ન શાળા )

આ બાબત દરેક જવાહિર કેટલાં અને કેવાંછે તે બાબતનું વર્ણન કરવાને યોગ્ય ઘણો સમય જોઈએ, માટે તેમાંનાં કેટલાંએક અનુભવની ખાતર આખા

ક્ષેત્રમાંથી અનાજની એક ઊંબીની માફક નમૂના તરીકે અત્રે વર્ણન કરવામાં આવેછે. આને માટે પાદશાહે અનુભવી અને ઠરેલ તથા પ્રમાણિક ખજાનચી નિમ્યોછે. તેને હોશિયાર તથા પ્રમાણિક ટેપકચી તથા કેટલાક ચતુર ઝવેરીઓ સોંપવામાં આવ્યાછે જવાહિરોના ચાર મુખ્ય ભાગ પાડી તેમની દરેકની સરખામણી કરી જુદી જુદી કિંમત પ્રમાણે તેમના વર્ગ પાડવામાં આવ્યા છે તે નીચે પ્રમાણે—

## ૧ લાલ ( લીલમ )

વર્ગ. ૧. આની કીમત એક હજાર મોહોરથી ઓછી થતી નથી તેથી એને પ્રથમ વર્ગમાં ગણ્યુંછે

" ૨. એની કીમત ૯૯૯ મોહોરથી તે ૫૦૦ મોહોર સુધી થાયછે.

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| " ૩ | " | " | ૪૯૯ | " | " | ૩૦૦ | " | " | " |
| " ૪. | " | " | ૨૯૯ | " | " | ૨૦૦ | " | " | " |
| " ૫ | " | " | ૧૯૯ | " | " | ૧૦૦ | " | " | " |
| " ૬. | " | " | ૯૯ | " | " | ૬૦ | " | " | " |
| " ૭. | " | " | ૫૯ | " | " | ૪૦ | " | " | " |
| " ૮. | " | " | ૩૯ | " | " | ૩૦ | " | " | " |
| " ૯ | " | " | ૨૯ | " | " | ૧૦ | " | " | " |
| " ૧૦. | " | " | ૯ ૩/૪ | " | " | ૫ | " | " | " |
| " ૧૧. | " | " | ૪ ૩/૪ | " | " | ૧ | " | " | " |
| " ૧૨ | " | " | ૩/૪ | " | " | ૪ આના* સુધી થાયછે. | | | |

( આથી હલકા વડના વર્ગ પાડવામાં આવ્યા નથી )

* મી. ગ્લેડવીને ચાર આનાને બદલે ચાર રૂપીઆ લખ્યા છે સારી પ્રતમાં 'રૂબએ રૂપૈઆ' એટલે રૂપૈઆનો ૪

## ૨ ઈલ્લમાસ તથા જમર્રૂદ (હીરા તથા પોખરાજ.)
## ૩ યાકૂત સૂર્ખ તથા યાકૂત કબૂદ (રાતાં તથા ભૂરાં માણેક.)

એના પણ નીચે પ્રમાણે વર્ગ પાડવામા આવ્યા છે.

| | | | |
|---|---|---|---|
| વર્ગ | ૧ | એની કીમત | ૩૦ મોહોર તથા તે ઉપરાત છે. |
| ,, | ૨. | ,, ,, | ૨૯ ૩/૪ મોહોરથી તે ૧૫ મોહોર સુધી છે |
| ,, | ૩. | ,, ,, | ૧૪ ૩/૪ ,, ૧૨ ,, ,, |
| ,, | ૪. | ,, ,, | ૧૧ ૩/૪ ,, ૧૦ ,, ,, |
| ,, | ૫ | ,, ,, | ૯ ૩/૪ ,, ૭ ,, ,, |
| ,, | ૬. | ,, ,, | ૬ ૩/૪ ,, ૫ ,, ,, |
| ,, | ૭. | ,, ,, | ૪ ૩/૪ ,, ૩ ,, ,, |
| ,, | ૮. | ,, ,, | ૨ ૩/૪ ,, ૨ ,, ,, |
| ,, | ૯. | ,, ,, | ૧ ૩/૪ ,, ૧ ,, ,, |
| ,, | ૧૦. | ,, ,, | ૮ ૩/૪ રૂપીઆથી તે ૫ રૂપીઆ સુધી |
| ,, | ૧૧. | ,, ,, | ૪ ૩/૪ ,, ૨ ,, ,, |
| ,, | ૧૨. | ,, ,, | ૧ ૩/૪ ,, ૧/૪ ,, ,, |

## ૪ મરવારીદ ( મોતી )

આ ભાગે કીંમતના જવાહિરના સોળ પ્રકાર પાડી તેની લડીઓ ગાળે છે. વીસ વીસ મોતીની એકેકી લડી પાડે છે દરેક મોતની કિંમત પ્રમાણે નીચે મુજબ વર્ગ પાડ્યા છે.

વર્ગ ૧ એની કીંમત ૩૦ મોહેર અને તેથી ઉપરાંત પણ છે

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| " | ૨ | એની | કીંમત | ૨૯ ૩/૪ મોહોરથી | | ૧૫ | મોહોર | સુધી થાયછે. |
| " | ૩ | " | " | ૧૪ ૪/૩ | " | ૧૨ | " | " |
| " | " | ૪ | " | ૧૧ ૩/૪ | " | ૧૦ | " | " |
| " | " | ૫ | " | ૯ ૩/૪ | . | ૭ | , | " |
| " | " | ૬ | " | ૬ ૩/૪ | " | ૫ | " | " |
| " | " | ૭ | " | ૪ ૩/૪ | " | ૩ | " | " |
| " | " | ૮ | " | ૨ ૩/૪ | " | ૨ | " | " |
| " | " | ૯ | " | ૧ ૩/૪ | " | ૧ | " | " |
| " | " | ૧૦ | " | ૧ | " | ૫ | રૂપીઆ | |
| " | " | ૧૧ | " | ૫ રૂપીઆથી | | ૨ | " | " |
| " | " | ૧૨ | " | ૨ | " | ૧/૪ | " | " |
| " | " | ૧૩ | " | ૧/૪ | " | ૩૦ | દામ | સુધી થાયછે |
| " | " | ૧૪ | " | ૩૦ દામથી | | ૨૦ | " | " |
| " | " | ૧૫ | " | ૨૦ | | ૧૦ | " | " |
| " | ૧૬ | " | ૧૦ | , | | ૧/૨ | " | " |

ઉપરના દરેક વર્ગ પ્રમાણે લડીઓ રાખે છે, એટલે કે છેલ્લા વર્ગમાં સોળ લડીઓ હોય છે- * પછી દરેક છડા ઉપર પાદશાહી ખાસ મોહોર થાય છે જેથી

---

* સારાંશ એ છે કે પેહેલા વર્ગની એકજ લડી રાખે છે, બીજાની બે, ત્રીજાની ત્રણ એ રીતે જે વર્ગનો આંક તેટલી લડીઓ રાખે છે, જેને છડો કહે છે .

તેઓ વિખરાઈ જાય તથા ચોરાઈ જાય નહીં. હરેક પ્રકારના મોતીનું વર્ણન કરવુ અને તેમનીઅસરખામણી કરવી એ ઘણુ લંબાણ થઈ જાય તેમછે

વળી રોજના તથા માશિક પગાર વાળા નોકરો શિવાય બીજાઓને જે કોઈ દોરીમાં પરોવા લાયક એક મોતી વીંધેછે તેને વર્ગ વાર નીચે પ્રમાણે મહેનત મળે.:—

| | |
|---|---|
| વર્ગ=૧ = ૧ ચરણ | વર્ગ ૨ = ૧ અદ. |
| ,, ૩ = ૧ દસા. | ,, ૪ = ૩ દામ |
| ,, ૫ = ૧ સુકી. | ,, ૬ = ૧ દામ. |
| ,, ૭ = $\frac{3}{4}$ દામ. | ,, ૮ = $\frac{1}{2}$ દામ. |
| ,, ૯ = $\frac{1}{4}$ દામ | ,, ૧૦ = $\frac{1}{5}$ દામ. |
| ,,૧૧ = $\frac{1}{6}$ દામ. | ,, ૧૨ = $\frac{1}{7}$ દામ. |
| ,,૧૩ = $\frac{1}{8}$ દામ. | ,, ૧૪ = $\frac{1}{9}$ દામ. |
| ,,૧૫ = $\frac{1}{10}$ દામ. | ,, ૧૬ = $\frac{1}{11}$ દામ. |

વળી આ ભારે જવાહિરની કીંમત ચોક પ્રસિધ્ધ છે. તેથી તે સર્વ વિષે અત્રે કહેવું જરૂરનુ નથી, પરંતુ પાદશાહી ખજાનામાં આવેના છે તે નીચેની વિગતે છે.,—

| નામ. | દરેકનું વજન ટાંક રતી | દરેકની કીંમત રૂપૈઆ |
|---|---|---|
| લાલ ( લીઝમ. ) | ૧૧—૨૦ | ૧૦૦૦૦૦ |
| ઇલમાસ ( હીરા ) | ૫$\frac{1}{2}$ — ૪ | ૧૦૦૦૦૦ |
| જમરૈદ ( પોખરાજ ) | ૧૭$\frac{3}{4}$ — ૩ | ૫૨૦૦૦ |
| યાકુત ( માણેક ) | ૪—૭$\frac{3}{4}$ | ૫૦૦૦૦ |
| મરવારીદ ( મોતી ). | ૫—૦ | ૫૦૦૦ |

## ૪ ટંકશાળ ( દારૂલ્ જર્બ )

ટંકશાળની આબાદી એ પાદશાહી ખજાનાની ચઢતી કરનારછે અને દરેક કાર્યની કૃતી સિક્કાથીજ ખબી પામેછે, માટે તે વિષે અત્રે કેટલુંક કહી વાણી રૂપી વાટિકાને સિકત કરવામાં આવેછે. નગર તેમજ અરણ્યના લોકોની એથી પોતાની ઈચ્છાઓ પૂરી પડેછે અને દરેકજણ પોતાની ઈચ્છાઓના પ્રમાણમા તેને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરેછે. એકાંત વાસમાં રહેનારો પણ એનો સંગ્રહ કરેછે અને ચિત્ત તેની સાથે બાંધી તેને પોતાની ઈચ્છાઓનું ઇષ્ટસ્થાન ગણેછે. સર્વે લોકોને એના વગર ચાલતું નથી. ડાહ્યો પુરૂષ તેને આ લોકની તેમજ પરલોકની ઈચ્છાઓ પૂરી પાડનાર શરણ તરીકે ગણેછે. મનુષ્ય માત્રને ખોરાકી પોશાકીથી પોતાનું જીવન ચલાવવામાં એની અગત્ય પડેછે. વળી તે ( ખોરાકી પોશાકી )પણ ઘણી મહેનતે તયાર થાયછે; જેમકે અનાજને વાવવુ, ઉછેરવુ, ઝુડવુ, સાફ કરવુ, તથા વસ્ત્રને માટે તેના સાધનને તુવુ, તાર કરવા, વણવુ, ઈત્યાદિ. વળી ખોરાકીની સામગ્રી ( અનાજ કપાસ વગેરે )પરમેશ્વરની સંપૂર્ણ કૃપા શિવાય ઉત્પન્ન થતી નથી અને જોઇએ તેટલી એકઠી પણ થતી નથી કામની મહેનત દિન પ્રતિ દિન મુશ્કેલ થતી જાયેછે એટલુંજ નહીં પણ અશકય થતી જાયછે. દ્રવ્ય રાખવાની એક નાનો જગો ભરપૂર થાયછે અને તેને ચોકી વિગેરે રાખવામાં આવેછે, તો તેને જેહુ'નામ મન્જિલ ( મ દીર )એ નામ અપાયછે મનુષ્યની ઉત્પત્તિ તથા તેનુ રક્ષણ પાંચ જણમાથી થાયછે ૧ બાપ, ૨ મા, ૩ છોકરા, ૪ નોકર. અને ૫ અન્ન. બીજાં કામમા આવનારા સાધનો આ પાચની પછી છે. જ્યારે ઘરનો ખર સામાન ( અનાજ, વસ્ત્ર અને બીજી જરૂરીઆતી ચીજો )ખૂટી પડેછે અથવા હમેશને માટે ચાલે એમ માલૂમ પડતું નથી ત્યારે દ્રવ્યની અગત્ય પડેછે. તેથી દ્રવ્યનો અવેર કરી તથા સખત કરકસર કરી લાંબા વખત સુધી ટકે એમ કરવું જાઈએ. તેથી થોડાકમાં બહુ કામ થાયછે વળી તેથી મોટા મોટા પ્રવાસ થાયછે તથા મોટા મોટા ધર્મ સંગ્રામો ચલાવામા આવે છે, જે થોડાક દિવસ ચલાવવા તે મુશ્કલછે તો પછી માસ અને વર્ષની તો વાતજ શી!

પરમેશ્વરે મોટી કૃપા કરીને સુવર્ણ રૂપી અખૂટ અને ભારે રત્ન સૃષ્ટીના કિનારા ઉપર નાખ્યુ છે, જે કષ્ટ શિવાય જીદગીનું મુખ્ય સાધન થઇ પડયું છે, તેથી વિચારની ભ્રકુટી અયોગ્યતાના વ ગડાથી મલિન થતી નથી અને તેથીજ પર-

ઈશ્વરની ભક્તિ સંસારમાં પ્રિય થઈ સૌંદર્ય પામેછે. સુવર્ણની સ્તુતિ કરી શકાય તેમ નથી. કોમળતા, સ્વાદ અને સુગંધ જેમ એકઠાં મળ્યાં હોય તેમ સુવર્ણને વાસ્તે પણ સમજવું. સૃષ્ટીનાં ચાર તત્વની રચાનાનાં પ્રમાણ એમાં રહેલાંછે અને તેમાં ચાર તત્વમાંથી પ્રત્યેકનાં લક્ષણ તેમાં ઉઘાડાં જણાયછે રંગ અગ્નિ તત્વથી, સફાઈ વાયુ તત્વથી, નરમાશ જળ તત્વથી અને વજન પૃથ્વી તત્વથી મળેલુંછે. તેથીજ કરીને તેને જીંદગીનું સાધન ગણવામાં આવેછે. વળી તે ચારે તત્વમાં એકથી પણ જુદું પડી શકતું નથી; અગ્નિથી બળતું નથી, વાયુથી તેમાં પ્રવેશ થતો નથી, જળથી બીજી જગોએ તણાતુ નથી અને પૃથ્વીથી બીજી કાચી ધાતુઓની માફક ખવાઈ જતું નથી. વળી દરેક કાર્ય એના વડે થાયછે તેથી પ્રાચીન ડાહ્યા માણસોએ એને 'નામૂસિ અકબર' નામ આપેલુંછે. વળી શેતાનો જરૂરીઆતો સ.માન તેથી મળેછે માટે એને 'નામૂસિ અસગર' નામ આપ્યુંછે. જેવું આ મોટું નામ તેને આપવામાં આવ્યુંછે તેજ પ્રમાણે તે ન્યાય તથા સર્વ કાર્યોનો આગેવાન તથા રક્ષકછે. સર્વ ચીજોની વ્યવસ્થા એનાથીજ થાયછે અને ન્યાય વ્યવસ્થાનો પાયો પણ એનાથીજ નંખાયછે. અદ્વિતીય પરમેશ્વરે તેના તાબામાં વળી રૂપુ અને તાંબુ પણ મૂક્યુંછે, જે વડે મનુષ્ય માત્ર પોતાની રોજી કાયદામંદ કરેછે. એટલાજ વાસ્તે ન્યાયી અને પ્રજા રક્ષક પાદશાહોએ દીર્ઘ દ્રષ્ટીથી વિચાર કરી નગદ નાણાં ચલાવવાની યુક્તિ રચી અને એ કામ બરાબર આબાદ થાય તેને માટે ટંકશાળો સ્થાપીછે. ટંકશાળોની આબાદી થવી તે તે સંબંધના ડાહ્યા, અનુભવી, પ્રમાણિક કારભારીઓ ઉપર આધાર રાખે છે, અને તેમના જ્ઞાન તથા અનુભવ વડે દુનિયાની ઈમારતને સૌંદર્ય મળેછે.

---

## ૫ ટંકશાળના નોકરો તથા તે સાથે સબંધ ધરાવનારાં માણસો.

૧ દારોગાઃ— જે ઘણો બુદ્ધિવંત, ડહાપણવડે અનુભવી અને સારી સમજ શક્તિ વાળો હોઈ કામની ઘણી સહેલાઈ કરે છે અને તાબાના દરેક કામદાર પાસેથી કામ બરાબર લેછે એના અનુભવ તથા પ્રમાણિકપણાથી કાર્યની સિદ્ધી થાયછે.

૨ સરાફઃ— જે ધાતુ પરીક્ષામાં હોશિયાર હોઈ ધાતુઓના વર્ગ બરાબર આંકી શકેછે. આ રાજ્યમાં ઘણા સરાફો આવ્યા અને પાદશાહે ધ્યાન આપવાથી સોનું તથા રૂપુ ઘણા ઉંચા પ્રકારનું બનાવવામાં આવેછે.

ઇરાન દેશમાં દશ આકમથી ચઢીઆતું સોનું કોઇના જાણવામાં નથી, જે આ કને 'દેહ દિહી' કહેછે. હિંદી ભાષામાં ઉંચામાં ઉંચા સોનાને 'બારબાની' (બાન, વાનવાળું——આંકનું) સોનું કહેછે. અગાઉ દૂન નામનું સોનાનું નાણું દક્ષિણમાં ચાલતું હતું તે ઉંચામાં ઉંચું ગણાયછે અને તે દશ આંકનું ગણાવામાં આવેછે, પરંતુ આપણા પાદશાહે સાડા આઠ આકનું ગણેલું છે. દીનાર અને અલાઈ સિક્કાનું સોનું બાર આંકનું ગણવામાં આવતું પણ હાલમાં તે સાડાદશ આંકનું ગણવામાં આવેછે.

આ કળાના જાણીતા પુરૂષોએ આ બાબતમાં ઘણાં પુસ્તકો લખ્યાં છે અને તેની મોટી મોટી વાતો જોડી છે અને સોનાને એક કીમીઆ (રસાયન વિદ્યા) ગણેછે તેઓ કહેછેકે જે સ્વચ્છ સ્થિતિમાં સોનું દેખાયછે તેવી સ્થિતિમાં પ્રથમથી હોતું નથી, પરંતુ ઘણા પ્રયોગો થયા પછી તે જુદા જુદા આકનું કારીગર લોકો બનાવેછે મોટા પ્રમાણિક પુરૂષો અને દુનિયાના અનુભવી પુરૂષો સોનાના આ આંકો વિષે જાણતા નથી પરંતુ સોનાને જ્યારે તપાવવામાં આવેછે ત્યારે તેના જુદા જુદા રજકણ છુટા થઈ ભઠ્ઠીની રાખમાં ભળી જાયછે. અજ્ઞાન માણસો કાંઈ જાણી શકતા નથી પરંતુ ચતુર કારીગરો રાખમાંથી સોનું કાઢી લેછે. જોકે સોનાની કાચી ધાતુને ઓગાળી શકાય એવી તથા પિગળી શકે એવી બનાવી શકાયછે તથા તેને બાળીને ખાખ પણ થઈ શકેછે, તથાપિ કેટલોક ખાસ પ્રયોગ કરવાથી તેમાં સહજ ઘટાડો થઈને સ્થિતિમાં પાછું આવી શકેછે પાદશાહના બુદ્ધિવંત વિચાર તથા અક્કલથી કાચી ધાતુમાંથી સુવર્ણ બનાવવામાં આવેછે અને ડગાઈથી સાચવવાને વાસ્તે તે સોનાને આંકવામાં આવે છે

---

* સોનાની કીમત વાસ્તે કસોટી ઉપર ઘસારાના રંગના પ્રમાણમાં જુદા જુદા દેશવાળાઓએ જુદી જુદી હદો બાંધીછે હીંદીમાં બાન એટલે વાન=રંગ કહે છે જેથી 'બનવારી (બાનવારી)=જેના ઉપરથી સોનાના 'વાન' પારખી શકાય તેવી રંગના અંગ્રેજીમાં ટચ (સ્પર્શ) કહેછે તેના સો ટચ સુધી વર્ગ પાડયા છે અર્થાત્ સોનાની પરીક્ષા તેના ઘસારાના રંગને અનુસરી કરવાની તમામ દેશોની રીતછે અને તેને લીધે દરેક ભાષામાં સોનાની પરીક્ષા સંબંધી શબ્દોમાં ઘસારો તથા રંગની વ્યંજના શક્તિવાળા ધાતૂ તથા નામો છે



बाबर पादशाह

तूजकि जहांगीरी-पृष्ठ ४

BY D P. MALEGAMWALLA. GRANT ROAD, BOMBAY.

અને જોકે આપનો ગુલામ બુરહાનુદ્દીન આપનું અશરુ ચુંબન કરીને કહાવે છે કે પરમેશ્વરના પેગંબર મહમ્મદની આજ્ઞાનુસાર આપણી મૈત્રીને લઇને આપે ગુલામ ઉપર ક્ષમા કરવી જોઇએ અને આપે વૈર છોડી દેવુ જોઇએ, કારણકે અંકના વડા શબ્દ અને પેગંબરતાઇ તેથી આ દેશના લોકોને પ્રતિકૂળ છે. હજરત શાહ ફરી પાછા શોભ પામે આવ્યા અને કથા પ્રમાણે સંદેશો પહોંચાડ્યો. શેખ કમાલ સાધુતાની પૂર્ણ પદવીએ પહોંચેલા નહીં હતો તથા પરિણામ વિચારવાની તેનામાં સમજણ આવી નહોતી; સાધુતાનો દાવો કરવાની તકરારોમાં તથા અનેક બીજી બાબતોમાં ક્ષમા એના હૃદયમાંથી ઉડી ગઈ હતી; એના જ્ઞાનનું મંદીર ઉપર કર્યું નહતા અપૂર્ણ જ્ઞાનથી ભરાઇ ગયું હતું અને તેટલાથીજ તે મતાંધ માની આનંદમાં રહેતો. પરંતુ ઇશ્વર પાગલાના ધાગ માગના અગણિત અને અપ્રતિમ બેહદ સ્વરૂપનું જ્ઞાન હતું નહીં. પરંતુ કુતુબે રસુલાનીના વારંવાર માથથી દરેકજાણ જ્ઞાન નામમાં સૂર્ય જેવા પ્રકાશિત થયેલા હતા હંમેશાં હજરત ઉપર આસ્થા રાખી તેને તાબે હતા. જોકે ગુજરાતની હુકમત સુલતાન કુતુબુદ્દીનને માટે નિમાયેલું થઇ નહોતી તો પણ હજરત કુતુબુલ અકતાબ તેને માટે પરમેશ્વર પાસેથી ક્ષમા માગી લેવાને શક્તિવાન હતા. પરંતુ દુનિયામાં દરેક વસ્તુ તેની કદર પ્રમાણે હોયછે. તે પ્રમાણે વિચાર કરી શેખની પાસે ક્ષમા અપાવવી એ કઠણ થાયું જો ચીજ આપી ન હોય તો તે શી રીતે પ્રાપ્ત થાય અને જે વસ્તુ પ્રકાશિત ના હોય તેનું સ્વરૂપ શી રીતે જણાય! આશય કે શેખ આ વિજ્ઞાન નામનો અજ્ઞાન હતો તેથી જંગલી જવાબ દઇ દીધો કે આજ સાત રાત થયા હું પરમેશ્વરની હજૂરમાં પ્રાર્થના કર્યા કરુંછું કે તે ગુજરાતનો મુલક સુલતાન મહમુદ ખિલજીને બક્ષીસ કરે. હવે જે પુરૂષ આગ ઉપર જુલમ ગુજાર્યાછે ના છોકરાંને ગુજરાતના પાદશાહી કરવા દેવા અને મહમૂદ ખિલજી, જે સાધુ જનોનો ઘણો ભક્તછે તેને તેની ઉમેદ બર લાવ્યા સિવાય પાછો કહાડવો એ થવાનું નથી. સૈયદ બુરહાનુદ્દીનને મારા આશિરા પહોંચાડજો ને કહેજો કે કમાનથી છુટેલુ તીર પાછુ લાવવુ એ મુશ્કેલછે. હજરત શાહ આલમે સ્મિત હાસ્યથી કહ્યુ કે.—

"સત પુરૂષોને અત્યંત નમ્રતા છે ચોડો ગયેલું તીર ત્યાંથી પાછુ વાળેછે.

આ વચનો સાંભળતાં શેખ ઘણોજ ક્રોધમાં આવી બોલ્યો કે આ કંઇ છોકરાંની રમત નથી કે ઘડીએ ઘડીએ તેમાં ફેરફાર થાય; મારબ્ધની પાટી ( લુહેમહ્‌ફુજ ) ઉપર નજર કરો; ગુજરાતનો મુલક રોકી પાદશાહોના ઉપભોગમાંથી જઇ મહમૂદ ખિલજીને નામે લખાઈ ચુક્યો છે. એમ કરી પોતાના હાથ ઉંચા કરી અંતરીક્ષથી એક કીરમજી રંગનો કાગળ હાથમાં લઇ હઝરત શાહ આલમના હાથમાં આપી કહ્યું કે આ ફરમાન ગુજરાતના મુલકને વાસ્તે મહમૂદ ખિલજીને નામે થઇ ચૂકેલુ છે હવે આ વિષે વધારે કહેવાની જરૂર નથી; તમે પાછા જઇ આ હકીકત તમારા પિતાને કહેજો.

આવો જવાબ સાંભળીને શાહ આલમની રગો ઉછળી અને શેખ કમાલના ઉપર ઘણો ધિક્કાર ઉપજ્યો તેથી તેમણે તે કાગળને ફાડી નાખી કહ્યું કે આ લખાણનો અમલ કુતુબુલ અકતાબની રજા શિવાય મારબ્ધનાદરબારમાં કીંચિત પણ નથી. આનો અનુભવ શેખ કમાલને તરત થયો; તે સમજી ગયો. તેને એકદમ મુરછા આવી અને ' સૈયદ પુત્રે જોર માર્યું ' એટલા શબ્દ કહી તેણે પ્રાણ મૂકી દીધા.

આ ખબર જ્યારે હઝરત કુતુબુલ અકતાબને પહોંચી ત્યારે તે બોલ્યો કે મંઝને ( શાહ આલમ ) ઉતાવળ કરી. હજુ કેટલીક મજુરી કરવાની જરૂર હતી. આ અદ્દભૂત બનાવની ખબર સુલતાન મહેમૂદના સાંભળવામાં આવી પરંતુ તે ઘણો મગરૂર હતો અને લશ્કર તથા તોપ અને તુફંગ જેવી યુધ્ધ સામગ્રી પુષ્કળ હતી તેથી ઉપલા બનાવ ઉપર લક્ષ ન નાખતાં કૂચ ઉપર કૂચ કરી રવાના થયો. આ ઉપરથી ગુજરાતના મુલકની અંદર મોટો ત્રાસ જામી રહ્યો. કેટલાક લોકો પોતાના વતન છોડી ચાલ્યા ગયા અને કેટલાકોએ મૃત્યુને શરણ થવું એમ ધારી પોતાની માલ મતાનો ત્યાગ કર્યો. સુલતાન કુતુબુદ્દીને પોતાના સહાય કર્તા વૃદ્ધ હઝરત કુતુબુલ અકતાબને વિનતી કરી કે આ સંગ્રામમાં તેમણે પોતાના ચરણ પસારવા જોઇએ અથવા તો બાબછાર ( શાહ આલમ જેને સુલતાન એ નામે બોલાવતો હતો તે ) ને લશ્કરની ઉપર તેમની છાયા રાખવાને ચરણ પસારવા હુકમ થવો જોઇએ; એમના ચરણથી પરમેશ્વર વિજય અને યશ આપશે હઝરત કુતુબુલ અકતાબે શાહ આલમને ફરમાવ્યું કે કુતુબુદ્દીન જુલમ સહન કરનારછે અને મહમૂદ ખિલ-

ચી જુલમગારછે. જુલમ વેઠનારાને સહાય કરવી એ એક જાતની ફરજછે. હઝરત શાહ આલમ પાદશાહ સાથે રવાના થયા અહમદાબાદથી બીજી મજલે પાણીની એવી તંગી પડી કે હઝરત શાહઆલમને વજુ* કરવાને પણ પાણી મળી શક્યું નહીં. બીજે દિવસે સહવારમાં શાહ આલમે સુનતાન કુતુબુદ્દીનને જણાવ્યું કે છાવણીની હવા તથા રસ્તાની અડચણોથી મને ઘણી હરકત પડેછે. તો આપની રજાથી હું પાછો ફરૂંછું. તમે અંતઃકરણમાં દૃઢ નિશ્ચય રાખજો કે પરમેશ્વરની વિજય મળવાની તમને નામેજ આજ્ઞા થઇછે. સુનતાને વિનતી કરી કે આપની ખાસા તલવાર મને આપતા જવી જોઈએ શાહે કહ્યું કે દરવેશોની તલવાર, જોડા, દંડ અને હરેક કોઈ વસ્તુ સજીવન હોયછે અને તમે લોકોતો મોટા રાજાઓ; એવું ન બનેકે તમારા તરફથી એવી કોઇ વાત બને કે દરવેશોને લાયકની ન હોય તો તેજ તલવાર સામું નુકશાન કરેછે. સુલતાન પગે લાગ્યો અને કહ્યું કે હું દરવેશોના ચરણની રજ માથે ઉપર ચડાવનારછુ અને તેઓ મારા મુરબ્બી અને ગુરૂ છે. તો પછી મારા તરફ તેમનાથી વિરૂદ્ધ વર્તન શી રીતે થવાનું છે. શાહે કહ્યું કે તેવો દિવસ પણ પરમેશ્વર કોઇક વખત લાવે પરંતુ જે કહ્યું તે મિથ્યા થવાનું નથી. એમ કહી એક બે મંત્ર ભણી સુલતાનને તેમણે પોતાની ખાસા તલવાર અપી. એ વખતે એવી વાત થઇ કે સુલતાન મહમૂદ પાસે એક પહાડ જેવો અને પિશાચ પ્રકૃતિનો હાથીછે જેનું નામ ગાલિફજંગ (યુધ્ધવીર) નામ પાડવામાં આવ્યું છે, અને જે નગારાના અવાજથી મસ્તીમાં ચડી જાયછે તે વખતે કોઈ પણ હાથી તેની સામે ચડી શકતો નથી. ભોગ જોગે સામો થયો તો તેનું પેટ ચીરી ટુકડે ટુકડા કર્યા શિવાય રહેતો નથી. તેથીજ તેને લોકોએ કસાઇ નામ આપ્યુ છે. શાહે કહ્યું કે પરમેશ્વર ઉંચુ ને નીચું સર્વ કંઇ ઉત્પન્ન કર્યુંછે તો એના ઉપર બીજો જોરાવર તેણે કરીજ મૂક્યોછે. આટલુ કહી તેમણે ફરમાવ્યુ કે સુલતાનના જેટલા ખાસા હાથીઓ હોય તેટલા તમામ મારી નજર આગળ લાવો; એ પ્રમાણે જે હાથીઓ આવ્યા તેમાં એક હાથી હતો, જે હજુ સુધી મસ્તીએ ચડે એવી વયમાં આવ્યો હતો. તેને આગળ મંગાવી તેના માથા અને મહોડા ઉપર પોતાનો શુકનીઆળ હાથ ફેરવી બોલ્યો કે ' આ શુદ્દતી* પરમેશ્વરના

---

* પ્રાર્થના કરતા પહેલા હસ્ત મુખ પ્રક્ષાલન કરી વિશુદ્ધી કરવાની વીધી
* મસ્તી નહી આવેલા નહાના હાથીને શુદ્દતી કહેછે.

કૃપાથી કમાઈનું પેટ ચીરી નાંખજે'. પછી બાવોડા વગરનું એક તીર કમાન ઉપર ચડાવી સુલતાન મહમૂદ જે તરફ હતો તે દિશામાં ફેંક્યું અને બોલ્યા કે આ તીરે જઈને સુલતાન મહમૂદના છત્રને અથડાઈ તોડી નાંખ્યું. આટલું થયા પછી અહમદાબાદ તરફ વદાયે થયા.

સુલતાન કુતુબુદ્દીન આગળ વધ્યો અને મહેન્દ્રી નદીના કિનારા ઉપર આવેલા ચાંનપોર વાકાનેર આગળ મુકામ નાંખ્યો. ચાંનપોરનો રાજા ગંગદાસ, જે ગુજરાતના સુલતાનની સામે થયો હતો. તે સુલતાન મહમૂદને જઈ મળ્યો અને આ સવારીમાં તેના લશ્કરનો આગેવાન તથા ભોમીઓ થયો. તેણે સુલતાન મહમૂદને વિનતિ કરીકે ચાંનપોરનો રસ્તો દુશ્મને રોકયોછે તેથી હુકમ હોયતો વાડાસિનાર પરગણામાં આવેલા ઇતારી ( ઈનારી ? ) ગામ ઉપર થઈને કપડવણજને રસ્તે આપણે આગળ જઈએ. સુલતાને આ વાત પસંદ કરી તે રસ્તે કૂચ કરવા માંડી. આ મુકામે સુહરાબના દીકરા અલાઉદ્દીને * જે સરદારે પોતાના મિત્ર હતા તેને જાહેર કર્યું કે મારા ધણીથી હું છેનટો નહીં વર્તું; મારો ધણી સુલતાન કુતુબુદ્દીન છે. માટે હું તો તેની પાસે જાઉંછુ અને તમે તમારા ધણીનું જે રીતે કાર્ય થાય તે રસ્તે જજો; આટલું કહી તે નાસી છુટો પડી તે સુલતાન કુતુબુદ્દીન પાસે આવ્યો અને તેના ચરણ ચુંબન કરવાને માન્યવંત થયો. તેણે સુલતાન કુતુબુદ્દીનને કહ્યું કે દુશ્મન કપડવણજને રસ્તે આવેછે અને આપે પણ સવારીની લગામ તે તરફ ફેરવવી જોઈએ. આ ઉપરથી સુલતાન કુતુબુદ્દીને સુલતાન મહમૂદ આવી પહોંચે ત્યાર પહેલાં આવીને કપડવણજની નજદીકમાં તંબૂ સ્થળ ઉભા કર્યા. પેલી તરફથી સુલતાન મહમૂદે પણ આવીને ત્રણ કોસ ઉપર મુકામ નાંખ્યો.

અફ્ફર માસની પહેલી તારીખે સુલતાન મહમૂદ શત્રુનો હુમલો કરવાના ઈરાદાથી પોતાની છાવણીમાંથી નીકળ્યો પરંતુ ભોમીઆએ રસ્તાની ભૂલ ખાધાથી તેને રડ અને રેતીમાં સવાર સુધી અથડાવું પડ્યું અને ખરો રસ્તો હાથ લાગ્યો નહીં. જ્યારે સૂર્ય રૂપી વાદશા પૂર્વના રણક્ષેત્રની મધ્યમાં દેખાયો એટલે સુલતાન કુતુબુદ્દીને પોતાની ફોજ રાજ કરી તેની વ્યવસ્થા કરી ઉભી રાખી. ફોજની

* મુંબાઈની પ્રતમાં પ્રમાદુદ્દીન લખ્યું છે પણ તે ઉતારી નકલ કરનારની ભૂલછે જુઓ ફિરિસ્તા. ગુજરાત પૃષ્ઠ ૩૪ ની ફુટનોટ

જમણી બાજૂ બહાદૂર સીપાઇઓ અને લોહી વરસાવનારા હાથીઓ આપી દિલાવર ખાનને સોંપી; ડાબી બાજૂએ મલિક નિઝામ મખલિ સુલ્મુલ્કને સોંપી; મધ્યમાં ખાન જહાન, મલિક મુનીર વઝીર, મુઝફ્ફર શાહના દીકરા ગીડાખાન, ઝીઆ-ઉલ્મુલ્ક, તોઘાનશાહ ખત્રી જેનું ઇફ્તિખારખાન ઇલ્કાબનું નામ હતું તે, સુલતાન અહ્મદશાહના પૌત્ર અને સુલતાન મહમદના દીકરા સિકંદરખાન, મલિક હલીમ આજમખાન અને કદરખાનને સાથે રાખી ખુદ પોતે સ્થાપિત થયો; અને મોખરે સંગ્રામના અનુભવી તથા રણક્ષેત્ર દીઠેલા વીર પુરૂષોને મૂકયા. પેલા તરફથી સુલતાન મહમૂદ પણ ગુજરાતી લશ્કરની જમણી ટુકડી સામે પોતાની ડાબી અને તેની ડાબી સામે પોતાની જમણી ટુકડીની અને મોખરા સામે પોતાના મોખરાની રચના કરી અને આગળ વધ્યો—

( મળી સૈન સાગર સમી સામસામી
મહા ઉગ્ર ત્યાં યુધ્ધની બાજિ જામી
મચ્યાં અસ્ત્ર તલવારના ચાર કોરે.
થઇ વૃષ્ટિ શોણીતની પૂર્ણ જોરે.

એવું કહેવાયછે કે જ્યારે યુધ્ધ ચાલ્યું તે વખતે સુલતાન મહમૂદ હાથી ઉપર બેઠો હતો અને કાળુ છત્ર ધરાવ્યુ હતું જે વીજળીની પેઠે ચમકારા મારી રહ્યું હતું અને 'આલિમજંગ' હાથીને ફોજને મોખરે કુચીની પેઠે ફેરવવાનો હતો કે જેથી સામા લશ્કર રૂપી તાળું ઉઘડે; પરંતુ

ગાંઠજે તુજ તકદિરે વાળી હશે
શી રિતે તુજ તદબિરે તે છૂટશે.

એ વચનોના અનુભવથી અજ્ઞાન હતો. વળી તે હાથીને પોતાની ફોજરૂપી કિલ્લાના દરવાજાના તાળા તરીકે મોખરે રાખ્યો હતો કે કોઇ પણ કુચીથી તે તાળું ઉઘડી શકે નહીં, પરંતુ એ વાતનો પણ તે અજ્ઞાન હતોકેઃ—

"કુંચી વગરના ગમે તેટલા તાળા હોયછે તથાપિ તેને પણ ઉઘાડી નાંખનાર મળેછે."

લડાઈ ચાલી તે વખતે સુલતાન કુતુબુદ્દીન બદામી રંગના ઘોડા ઉપર સવાર થયો હતો અને માથા ઉપર લાલ રંગનું છત્ર ધારણ કરાવ્યું હતું. જે દરીઆનાં મોજાંની પેઠે ઝળકતું હતું. બન્ને પાદશાહો રણક્ષેત્રના કેન્દ્રમાં ઉભા હતા તથા ચપળતાના પગ આગળ ફેલાવી વીરત્વ દર્શાવતા હતા તથા લશ્કરના સીપાઇઓને ઈનામ અકરામ વડે ચનાનાં વચનો આપી શૌર્યના દરવાજા ઉઘાડતા હતા

એવું કહેવાયછેકે પ્રથમ વારકો સુલતાન મહમુદ તરફથી ચંદેરીના હાકેમ મુઝફ્ફરખાને કેટલાક હાથીઓ લઈને સુલતાન કુતુબુદ્દીનની ફોજની ડાબી ટુકડી ઉપર હલ્લો કર્યો અને તેને નસાડી મૂકી સુલતાને કુતુબુદ્દીનની છાવણીમાં જઇ તેને લુંટવાનું શરૂ કર્યું; પરંતુ તે બજ્જનો પોતાના હાથીઓ ઉપર લાદતો હતો એટલામા સુલતાન કુતુબુદ્દીનની ફોજની જમણી ટુકડીએ સુલતાન મહમૂદની ડાબી ટુકડી ઉપર હલ્લો કરી હરાવી. બન્ને લશ્કરની મોખરાની ટુકડીઓ સામસામે થઈ ગઈ અને આખરે યુદ્ધ બન્ને ફોજોની મધ્યની ટુકડીઓ વચ્ચે આવ્યું. સુલતાન મહમૂદના ગાલિબજંગ હાથીની સામે આવતાં સુલતાન કુતુબુદ્દીનના હાથીઓ પાછા નાઠા. સુલતાન કુતુબુદ્દીને કહ્યું કે ' શુદ્દતી ' ને આગળ કરો; તે ' કસાઇ ' નું પેટ ચીરી નાખશે, કારણ કે તેનું બાબઝીવ (શાહ આલમ) નું વચનછે તે પ્રમાણે કરવામાં આવ્યું. ' શુદ્દતી ' એ ' કસાઈ ' ની સાથે ટક્કર લીધો એટલામાં ધોળકાના વતની કેટલાક બહાદુર અને બળવાન પુરૂષો, જેમને દરવાજીઆ કહે છે તેમણે ઘોડા ઉપરથી ઉતરીને ' કસાઇ ' ના પગમા ફાંદા નાંખી દીધો તેથી તે એક ગાયની માફક ભોંય ઉપર પડયો અને ' શુદ્દતી ' ના દંતશળ કુંચીની પેઠે ' કસાઇ ' ના પેટમાં પેશી ગયા અને તેના આંતરડા તાળાના અંકોડાની પેઠે બહાર નીકળી આવ્યાં. વળી એજ વખતે અંતરીક્ષથી એક તીર આવી સુલતાન મહમૂદના છત્રના દંડને વાગ્યું અને આગળ જેમ કહ્યું છે તેમ હઝરતશાહ આલમના વચનનો અનુભવ થયો. આ પ્રસંગ ઉપર એક વિદ્વાને કવિતા લખીછે તેનો અર્થ નીચે પ્રમાણેછે:—

" જ્યારે ખિલચીના છત્ર ઉપર તીર ફેંકવામાં આવ્યું તે વખત તેની આગળ હજારો કયામતના દિવસે પતા નકીરના પોકાર ઉઠયા. તેઓ નાશી છુટવામાં બુધણું અને નાબછે એમ સમજી નાશી ગયા અને તે વખતે તેમને મોટું નુકશાન થયું "

આ રીતે સદરહુ તીરે છત્રના દંડ ભાગી નાખ્યો અને ઉપર ભાગ રસ્તામાં પડયો. આ બનાવ જોઈને સુલતાન મહમૂદનું લશ્કર વિખેરાઇ ગયું.

" દરેક જણ પોતાનો જીવ સંભાળી નાશી જઈ ખુશી થયા અને કોઈ કોઇને મારવાનું સ્મરણ પણ કર્યું નહીં "

મુઝફ્ફરખાન, જે લડાઈ કરાવનાર હતો તે કેદ પકડાયો. મુનનાત કુતુબુદ્દીને તેનું માથું ધડથી જુદું કરાવી કપડવણજના દરવાજા ઉપર લટકાવવાનો હુકમ કર્યો. આ લડાઇનો બનાવ હિ. સ. ૮૫૫ ના સફર માસની પેહેલી તારીખ અને શુક્રવારને દિવસે બન્યો. આખરે સુલતાન મહમૂદ, જે લડાઇ કરવાના બળનો અને મોટી ફોજ હોવાનો ગર્વ ધરાવતો હતો તે, પરાજય પામ્યો અને કુતુબુદ્દીન, જે સાધુ પુરૂષોનાં વચન ઉપર આસ્થા રાખતો હતો તથા ફકીરની આજ્ઞા પ્રમાણે તેમના વચનોને ઇશ્વરી વચન જેટલું માન આપતો તેની દૃષ્ટિ રૂપી રંગ ભૂમી ઉપર જીત રૂપી કન્યા પ્રકાશિત થઇ કહયુંજ કે:—

" જે ઇશ્વરના દરવાજા આગળ આશા રાખી રહેછે તેને આકાશ રૂપી ઘોડો પણ વશ થાયછે. "

એવું કહેવામાં આવેછે કે જે વખત હઝરત શાહ આલમ ફોજમાંથી વિદાય થયા તે વખતે તેમણે કહ્યું હતું કે આ સંગ્રામ ફળીભૂત થાય તેને માટે કંઇ માનતા રાખવી જોઇએ. સુલતાને કુતુબુદ્દીનને કહ્યું કે જે આપની મરજી હોય તે ફરમાવો હું કરીશ. હઝરતે કહ્યું કે જે તમારૂં અંતઃકરણ કહે તે કરો. સુલતાને કહ્યું કે પ્રત્યેક પેગંબર દીઠ એકેક સોનાનો ટકો આપના રોજે હું મોકલવાની માનતા રાખુંછું, ને હું મોકલું ત્યારે આપ ગરીબોમાં વહેંચી નાખજો. હઝરત શાહે કહ્યું કે એ ઘણી મોટી રકમછે અને આવી માનતા સંપૂર્ણ કરવી સંસારી માણસોને માથે ઘણી મુશ્કેલછે. સુલતાને પોતાની માનતા વગેરે હઠ પકડી ત્યારે હઝરતે કહયું કે સોનાના ટંકાને બદલે રૂપાના ટકાની માનતા રાખો. સુલતાને તે પ્રમાણે કરવાનું કબુલ કર્યું. એવું કહેવાયછે કે આ વિજય થયા પછી સુલતાને સોત્તેર હજાર રૂપાના ટકા હઝરતની ખિદમતમાં મોકલ્યા. હઝરત શાહે પેગંબરોની સંખ્યા સીત્તેર હજારથી વધારે છે એમ કહી આવેલું ધન પાછું મોકલ્યું. સુલતાને આ વાત માની નહીં તેથી હઝરત શાહે પોતાના ખજાનામાંથી એક લાખ ચોવીસ હજાર રૂપાના ટકા આખું મત અને ગરીબોમાં વહેંચી નાખ્યા

એક દિવસે સુલ્તાન કુતુબુદ્દીને હઝરત કુતુબુલ્ અકતાબના આગળ વિનતિ કરી કે મેં હઝરત શાહના તરફથી સીત્તેર હજાર રૂપાના ટંકા મોકલાવ્યા, પરંતુ તે તેમણે નહીં સ્વીકારતાં પાછા મોકલ્યા. પરંતુ જે માનતા પોતે રાખી હતી તે તથા તેમાં તે કેવી રીતે બંધાયે છે તે વિશે કંઈ પણ કહ્યું નહીં. હઝરત કુતુબુલ્ અકતાબે શાહ આલમને કહ્યું કે "બાપુ ! વિજયના કામની ભેટમાં કંઇ મ્હો મથાળું હોતું નથી, આવેલું દ્રવ્ય તમારે પાછું કહાડવું નહોતું જોઇતું-" હઝરત શાહ અતિશય વિનયને લીધે કંઇ બોલ્યા નહીં, પરંતુ આ બનાવથી તેમને સુલતાન કુતુબુદ્દીન ઉપર ખોટું લાગ્યુ અને તેમના અંતઃકરણ રૂપી મહા સમુદ્રનો સુલતાન કુતુબુદ્દીન ઉપરના પ્રેમ રૂપી સપાટી ઉપર વંટોળ ઉઠયો, જેની અસર આગળ વર્ણવેલી હકીકત ઉપરથી જણાઇ આવશે.

એવું કહેવાયછે કે જ્યારે સુલતાન મહમૂદ ખિલ્જી ગુજરાતની સરહદમાં આવી પહોંચ્યો ત્યારે કેટલાક હિંદુ કામદારો, જેમને સુલતાન મહમૂદે કહાડી મૂક્યા હતા તે લોકો સુલતાન મહમૂદને જઈ મળ્યા. તેમની પાસે સુલતાન મહમૂદે ગુજરાતના મુલકની ઉપજની યાદી માગી તે ઉપરથી જણાયું કે એ મુલકના બે ભાગ લશ્કર તથા ખાલસા પાદશાહીના ખરચ ખાતે જાગીર તરીકે રોકાયાછે અને એક ભાગ ધર્માદાય જેને 'આઈમા' કહેછે તે બાબતમાં રોકાયોછે. આ પ્રમાણે ધર્માદાયનો વિભાગ સુલતાન કુતુબુદ્દીનના સમય સુધી હતો અને ત્યાર પછી દરેક સુલતાને પોતાના સમયમાં વધારો કર્યો હતો. સુલતાન મહમૂદ ઉપરની વાત જાણી બોલ્યો હતો કે ગુજરાતનો મુલક હસ્તગત કરવો એ મુશ્કલ કામ છે કારણકે દિવસે ત્યાં નોકરી કરનાર એક લશ્કરછે અને બીજું એક લશ્કર રાત્રીએ ઇશ્વર પ્રાર્થનાથી નોકરી કરનારૂં છે !!

કહ્યું છે કેઃ—

"જો તારે પાદશાહીનું સંરક્ષણ કરવું હોય તો અંતઃકરણમાં ગરીબાઇ ધારણ કરવી જોઇએ. સગ્રામનું મધ્ય સ્થળ એમને એમ ગોઠવાતું નથી કારણકે તેની કમર રાત્રીના લશ્કર આગળ નબળીછે જ્યારે તને એવી ઇચ્છા થાયકે તું તે તરફથી પાછો ફરે ત્યારે ગુપ્ત રહસ્ય વાળી સભામાં તારો વાયરો ઉંચો કર; એવા ધારેલ્પાદેશાનું, લશ્કર શોધ કે જે લોકો દરેક રાત્રીએ શમંઇાની પેઠે જાગ્રત રહેછે;

પરમેશ્વર તારા અંત કરણમાં દયાની પ્રેરણા કરો એ શિવાય બીજો વધારે સારો આશીર્વાદ હું જાણતો નથી. અગરજો તારી આશા સંપૂર્ણ કરવાને તારું એક અંત.કરણ હોયતો સ્વર્ગની અગાશી ઉપર અક્ષયની નોબત વગાડ."

સુલતાન કુતુબુદ્દીન વિજયવંત અને કિર્તિવંત થઇ અહમદાબાદ આવ્યો, અને પછીથી એશ આરામ તથા મોજ મઝામાં મશગુલ થયો. હમેશાં રાજ્ય વૈભવી મહોત્સવો તેણે કર્યા અને વળી રાજ્યે મંડળીની બેઠકોમાં રહી કેટલોક વખત મજરા તથા સ્ત્રિઓનાં નોબતમા ગાળ્યો વળી મોટી મોટી ઇમારતો બંધાવી. જેના જોટો નથી એવું કાકરીઆનું તળાવ, તે તળાવ અંદર હાલ મોજૂદછે તે નગીના બાગ અને ઘાટ મંડળના* મહેલ જે દરેક સ્વર્ગની વાડી તથા સ્વર્ગનાં મંદિરોનું સ્મરણ કરાવેછે તે એણે બંધાવ્યા. આ લખનાર ફકીરે+ થોડીક સાલ પહેલા આ બધી ઇમારતો નજરે જોઇ હતી. મહેલોની તો કઇ નિશાની રહી નથી, પરંતુ મજકુર તળાવ અને બાગ તો હજી હયાત છે.

હિ સ ૮૫૫ મા સુલતાન મહમુદ નાગોરનો મુલક સર કરવા લશ્કર લઇ ચઢયો સુલતાન કુતુબુદ્દીને સૈયદ અતા અટલા, જેનુ અલકાબનુ નામ કિવામુલ્મુલ્ક હતું તેને એક મજબૂત લશ્કર આપી નાગોરના હાકેમની કુમકે મોકલ્યો. તે સાભરની સરહદમા પહોચ્યોછે એવી ખબર થઇ એટલે સુલતાન મહમુદ આગળ વધતો અટકયો અને પાછો ફરી પોતાને દેશ જતો રહ્યો. કિવામુલ્મુલ્ક પણ પોતાને દેશ પાછો આવ્યો.

ત્યાર પછી એવું બન્યું કે શમ્સખાન દન્દાનીનો દિકરો ફીરોઝખાન મૃત્યુ પામ્યો અને ફીરોઝખાનના ભાઇ મુજાહિદખાને ફીરોઝખાનના દિકરા શમ્સખાનને કાઢી મૂકી નાગોરની હકૂમત હસ્તગત કરી લીધી. શમ્સખાન રાણાની પાસે

---

* જૂદી જૂદી નકલોમા આ નામ જૂદી જૂદી તરેહ લખાયલુ છે મારી પ્રતમા "મકરેવર" લખેલુ છે. પરંતુ મિરાતી એહમદીની ખાત્રી લાયક અને શુદ્ધ લખેલી પ્રત મને વડોદરા કોલેજના પ્રોફેસર મિ ફરીદુદ્દીન મુનશી સાહેબ તરફથી મળીકે તેમા અને મિ. બેલીને મળેલી એહમદીની પ્રતોમા ઘાટ મડળ લખેલુ છે તેથી એ નામ સભવતુછે એમ ગ્રહણ કરી મે પણ ઘાટ મડળ નામ રાખ્યુ છે

+ ફકીર શબ્દ ગ્રંથ કર્તાએ પોતાની નમ્રતા બતાવવાને વખતે લખ્યુ છે.

ગયો અને મદદ માગી. તેને પોતાની મદદ સાથે લઈ નાગોર ઉપર ચઢી આવ્યો. મુજાહિદખાન સામા થવાનો તાપ ઝીરવી નહીં શકાયાથી નાશી ગયો અને સુલતાન મહમુદ ખિલચીની પાસે ગયો. આ દરમ્યાનમાં એવું બન્યું કે નાગોરની ઇમારતો તોડવાની રાણાંએ ઈચ્છા બતાવી, પરંતુ તે શમ્સખાને કબૂલ નહીં કરવાથી એ બન્ને વચ્ચે તકરાર થઈ અને બન્ને લડી ઉઠ્યા. રાણો ક્રોધે ભરાઇ પોતાના દેશમાં જતો રહ્યો; અને પાછું આ બાબતનું વેર લેવાને લશ્કર ભેગું કરી નાગોર ઉપર ચઢી આવ્યો. શમ્સખાન નાગોરના કિલ્લાનો પુરતો બંદોબસ્ત કરી મદદને વાસ્તે સુલતાન કુતુબુદ્દીન પાસે આવ્યો અને પોતાની દીકરી સુલતાન સાથે પરણાવી. સુલતાને રાય અમીચંદ માણેક અને મલિક ગદાઇને કેટલાક અમીરો તથા લશ્કર આપી નાગોરના કિલ્લાની કુમકે મોકલ્યા અને શમ્સખાનને પોતાની હજુરમાં રાખ્યો. આ અમીરોએ જઈને નાગોરની નજદીકમાં રાણા સાથે લડઈ કરી જેમાં ઘણા મુસલમાનો માર્યા જઇ શરાપૂરાની પદ્દીએ જઈ પહોંચ્યા તેમજ ઘણા નાસ્તિક લોકોએ પણ માર્યા જઈ નર્કનો રસ્તો પકડ્યો. બન્ને બાજૂમાંથી એકે તરફ વિજય થયો નહીં. રાણો નાગોર શહેરની નજદીકમાં લુંટ ચલાવી પાછો પોતાને દેશ જતો રહ્યો.

આ બનાવની ખબર થવાથી નાગોરની આસપાસનો મુલક તારાજ કરવાનો બદલો લેવાના ઇરાદાથી હિ. સ. ૮૬૦ માં સુલતાન કુતુબુદ્દીને રાણાના દેશ ઉપર લશ્કર લઇ ચઢાઈ કરી. રસ્તામાં સિરોહીનો રાજા કંથાદેવ સુલતાનના ચરણ ચુંબન કરવા આવ્યો. તેણે ફરીઆદ કરીકે રાણાએ મારી પાસેથી આબુનો કિલ્લો જે મારા બાપદાદાના વખતથી અમે ભોગવતા આવ્યા છીએ તે છીનાવી લીધોછે. પાદશાહે મારી દાદ લેવી જોઈએ. સુલતાને મલિક શાબાન ઈમાદુલ્મુલ્કને આબુનો કિલ્લો રાણાના માણસોના કબજામાંથી છોડાવી લઈ કંથાદેવને સોંપી દેવાનો હુકમ કરી મોકલ્યો. મલિકને આવા કામ પર કોઈ વખત મોકલવામાં આવ્યો નહોતો તે લશ્કર લઇ કિલ્લાની સાંકડી જગાઓમાં આવ્યો અને દુશ્મનોના જવા આવવાનો રસ્તો રોક્યો. પરંતુ ચારે બાજૂએ દુશ્મનો ડુંગર ઉપરથી ઉતરી આવ્યા અને લડાઈ થઈ જેમાં મલિક હાર્યો અને તેનાં ઘણાં માણસો માર્યા ગયાં. આ ખબર જ્યારે સુલતાન કોમળમેરમાં હતો ત્યારે તેને મળી. તે દરમ્યાન રાણો કુંભો

નોબત વગાડવાનો હુકમ કર્યો અને પોતે પાલખીમા બેશી શહેરની બાહેર આવી મૂકામ કર્યો રાણાના જાસૂસોએ તેજ વખતે આ બનાવની હકીકત રાણાને લખી મોકની તેથી આ ખબર સાંભળતાજ પાછો ફરી પોતાને દેશ જતો રહયો

ત્યાર પછી હિ સ ૮૬૨ મા સુલતાન કુતુબુદદીને સિરોહી ત ર ફ જઇ ત્યાથી રાણાના મુનકમા આવી લુટ કરી તે મુનક તારાજ ર્યા પછી પાછો ફર્યો અને હિ સ ૮૬૩ ના રજ્જબ માસની વીસમી તારીખે તેનુ વય ભરાઈ ચૂકયુ અને તેણે પરમેશ્વરના તેડાને 'હુ તારી જનાબમા હાઝરછુ' એ જવાબ કહી આ દુનીઆ માથી જવાનુ ભાથુ બાધ્યુ એના રાજનો સમય ૮ વર્ષ, ૬ માસ અને ૧૩ દિવસ છે

એવુ કહેવાયછે કે જયારે સુલતાન કુતુબુદ્દીન તખ્તઉપર બેઠો ત્યારે તેના એ રમાઇ ભાઈ ફતેહખાનને તેની મા બીબી મુઘલીએ તેને હઝરત શાહઆલમની પાસે રક્ષણ વાસ્તે આણ્યો બીબી મુઘલીની બ્હેન બીબી મીરઘી જે સિંધના પાદશાહ જામખ્ખાનની દિકરી હતી તે હઝરતની સાથે પરણી હતી અને જેના થી શાહ બિકન ઉત્પન્ન થયા હતા તેની ભલામણથી હઝરત શાહે ફરમાવ્યુ કે દૃઢ ચિત્તથી તમારી બ્હેનના ભેગા રહો, કોઇ જાતની હરકત તમને પહોચશે નહીં ફતેહખાનની માએ ( બીબી મુઘલીએ ) તેને સપૂર્ણ વિશ્વસથી શાહના ઘરમા મૂકયો પરતુ સુલતાન કુતુબુદ્દીનના ત્રાસથી તેનો જીવ ખોળીઆમા રહેતો નહીં આ પ્રમાણે થોડોક સમય વિત્યા પછી એક દિવસે સુનતાન કુતુબુદ્દીનને આનદમા બેઠા હતો તે વખતે ફતેહખાનની સ્મૃતિ આવી એથી તેણે પૂછયુ કે ફતેહખાન કયા છે ? એને કહેવામા આવ્યુ કે હઝરત શાહને ઘેર પોતાની માશીની પાસે રહેછે, અને હઝરતની કૃપાને તથા લાડનો ઉપભોગ કરેછે આ સાભળીને સુલતા નની ઇર્ષા અને ક્રોધનો અગ્નિ સળગી ઉઠયો અને આનદ તથા મઝા, ક્રોધ અને ગઝબ આગળ રદ થયા આ સમયથી ફતેહખાન ઉપર કીનો લેવાની કમર તેણે બાધી પરતુ તે જાણતો નહોતો કે આવુ પરિણામ પોતાનાજ રાજની પડતી અને પોતાના જીવનની ખરાબી કરનાર થઇ પડશે

એક દિવસે સુલતાને શાહ આલમને સંદેશો મોકલ્યો કે જેનાથી, એના અંતઃકરણનો ઇરાદો જણાઇ આવ્યો. તેણે કહેવડાવ્યું કે આપની ઇચ્છા હોય નહોય તોપણ ફતેહખાનને મોકલી દેવો જોઇએ. હઝરતે કહ્યું કે પોતાના મરણના ભયથી તો તેણે સાધુઓનો આશ્રય લીધો છે તેથી તેને પકડીને તમને સોંપવો એ યોગ્ય નથી તમે હાકેમછો, તમે હરકોઇ ઠેકાણેથી ખોળી લેઇ જાઓ. સુલતાને જાસુસોને મોકલ્યા; અને પોતે શહેરની બાહેર આવ્યો અને હઝરતના વતનના ગામ રસુલાબાદની નજદીકમાં આવેલા ગહીદપુરના મહેલમાં મુકામ રાખ્યો. એવા ઇરાદાથી કે વખત મળે તો તેને જલદીથી ખબર પહોંચી શકે, જેથી ફતેહખાનને પકડી શકાય. એક દિવસે સુલતાને રાણી રૂપમંજરી જે પટરાણી અને માનીતી હતી તથા જે હઝરત શાહની શિષ્ય હતી તેને કેટલાક જનાનાના ખોજાઓ આપી મોકલી અને તેને કહ્યું કે ફતેહખાનની કોઇ પણ યુક્તિથી તપાસ કરી એને લઇ આવવો એને જો ફતેહખાન તેના દીઠામા આવેતો તેને પકડી ઉચકી લાવવો. રાણી શાહની હુઝૂરમાં ગઇતો ફતેહખાનને તેમની પાસે બેઠેલો દીઠો. ફતેહખાનને જોતાંજ તેનો હાથ પકડી તેણે ખેંચ્યો. હઝરતે સ્મિત હાસ્ય કરી કહ્યુ કે આજતો ફતેહખાનનો હાથ તું ખેંચેછે પરંતુ એક દિવસ ફતેહખાન તારો હાથ ખેંચશે. આ વચન એવી રીતે ફળીભૂત થયું કે આખરે સુલતાન કુતુબુદીનના મરણ પછી રાણી રૂપમંજરી ફતેહખાનની સ્ત્રી થઇ જે ફતેહખાનનું નામ પાદશાહી મળ્યા પછી સુલતાન મહમૂદ રાખવામાં આવ્યું હતું અને હઝરતે જેવું કહ્યું હતું તેવુજ આખરે બન્યું. હઝરતના વચન સાંભળી રાણીએ ફતેહખાનનો હાથ છોડી દીધો અને હઝરતની પાસે ક્ષમા માગી પાછી વળી અને સુલતાનને કહ્યું કે મેં ઘણો પ્રયત્ન કર્યો પણ તે મળી શક્યો નહી.

એવુ કહેવાયછે કે એક દિવસે કોઇ જાસુસે આવી સુલતાનને ખબર કરીકે ફતેહખાન ફલાણા ઘરમાં હઝરત શાહની પાસે બેઠોછે અને પાઠ વાંચેછે સુલતાન પવન વેગી ઘોડા ઉપર સવાર થઇ ત્યાં દોડી ગયો અને પરવાનગી શિવાય અંદર જવા માંડ્યુ. તે વખતે મુકબિલ નામના દરવાને તેને ખાળ્યો. સુલતાને કહ્યું કે બાબજીવની પાસે જતાં તુ મને અટકાવ કરેછે? આ બોલ સુલતાને તાણીને કહ્યા. હઝરતે જ્યારે આ બોલ સાંભળ્યા ત્યારે તે બોલ્યાકે ' મુકબિલ, તેમને અંદર આવવાદો ' અને ફતેહખાનને કહ્યું કે ' પદ ડોકરે ' ( અર્થાત ડોસા , આગળ

ભણું આવું કહ્યું કે ફતેહખાનનો દેખાવ લાંબી દાઢી વાળો તથા સફેદ ભમરો વાળો અને વળી ગમ્મીઠો મુખવાળો સુલતાનની નજરે પડયો. તે વખતે ફતેહખાનની ઉમર દશ વર્ષની હતી. સુલતાન કુતુબુદ્દીન એક બીછાના ઉપર બેઠો અને ચારે તરફ નજર ફેરવી તો હઝરત પોતે તથા પેલા ડોસા શિવાય બીજા કોઈને દીઠો નહીં. પછી શરમીંદા થઇ ઉઠી ગયો અને જાસુસોને ઠપકો આપ્યો.

સુલતાન મહમૂદ કહેતોકે તે વખતમાં મને છોકરીનો પોશાક પહેરાવતા હતા કારણ કે તેને જોતાં કોઇ ઓળખી ન શકે. એક વખતે સુલતાન કુતુબુદ્દીન તરફનો શોધ ઘણીજ ચંચળતાથી ચાલી રહ્યો હતો તે વખતે મને એક ઘરના છાપરા ઉપર સતાડી દેવામાં આવ્યો હતો. તે વખતે મારી આયા પણ સાથે હતી. આ ખબર જ્યારે હઝરત શાહને પહોચી ત્યારે તે બોલ્યા કે ભય પામશો નહીં, સુલતાન વાઘને શી રીતે પકડી શકશે! આખરે સુલતાને મારો હાથ પકડયો. તે વખતે મારી આયાએ બૂમ પાડી કહ્યુ કે એતો ફલાણા ફલાણાની દિકરી છે. સુલતાને મારા પાયજામાનો બંધ ખોલી નાંખ્યો તો તેણે છોકરીનાં ચિન્હો દીઠાં. સુલતાને પાછા આવી પોતાના ઇષ્ટજનોને આ ખબર કહી. તેમણે કહ્યું કે એને નીચે લાવો. સુલતાન પાછો ઘર ઉપર ચડયો અને મારો હાથ પકડયો તો મારો પગ તેણે વાઘના પંજા જેવો દીઠો તેથી મને છોડી દઇ તે નાશી ગયો આ દિવસ પછી સુલતાને મારા ઉપરથી હાથ ઉઠાવી લીધો અને ફરીથી મને પકડવાનો વિચાર કર્યો નહી.

સૃષ્ટિનું સંરક્ષણ કરનાર હજરત શાહઆલમના ઉપર દિન પ્રતિદિન સુલતાનનો ક્રોધ વધતો ગયો. પરંતુ તે ક્રોધને તેણે બાહેર જણાવા દીધો નહીં. આ સમયે શાહઆલમની સ્ત્રી બીબી મરીયમ (બીબી મીરઘી) આ ક્ષણભંગુર દુનિયામાંથી અક્ષય સ્થાનમાં તયારી કરી ગઇ. શાહ આલમે બીબી મુઘલીને કહાવ્યું કે જ્યાં સુધી તમારી બહેન જીવતી હતી ત્યાં સુધી લગ્ન થઇ શકે તેમ નહોતું પરંતુ હવે તમને યોગ્ય છે કે તમે તમારૂ ઘર છોડી બીજું ઘર બાંધો (અર્થાત મારો સાથે લગન કરો ). આ સંદેશાથી તેના ચિત્તમાં ગભરામણ થઈ. આખરે તેણે પોતાના કાકા જામ ફિરોઝને કહ્યું કે પ્રથમ મારા માબાપે મને હઝરત શાહ આલમની સાથે પરણાવવાનું નકકી કર્યું હતું; પરંતુ સુલતાન મહમ્મદે જોરથી મારૂં લગ્ન પોતાની સાથે કર્યું.

## ૩ સુલતાન મહમ્મદ શાહ. ( અહમદશાહનો પુત્ર. )

સુલતાન અહમદશાહના પછી તેનો વડો પુત્ર મહમ્મદશાહ ગુજરાતનો હાકેમ થયો. તેણે ગાદીએ બેઠા પછી ઘણાં માણસોને ઈનામ અકરામ પુષ્કળ આપી ધનવંત કર્યા, અને તેજ વર્ષે લશ્કર લઈ ઇડર ઉપર ચઢાઈ કરી.

રાહતુલ્મુલ્ક ઉપર તે ઘણો મહેરબાન થયો તેથી રાહતુલ્મુલ્કે પોતાની દીકરી તેને પરણાવી. આ સ્ત્રીની ભલામણથી તેના પિતાને ઇડર દેશનો બંદોબસ્ત કરવાનું સોંપી સુલતાન મહમ્મદશાહ પોતે ત્યાંથી ડુંગરપુર તરફ ગયો. ત્યાંના હાકેમે નમ્રતા બતાવી પોતાના દેશની ખંડણી ગણુ કરી, અને મહમ્મદશાહ અહમદાબાદની હકૂમતમાં આવી પહોંચ્યો. ત્યાર પછી હિ. સ. ૮૫૩ સુધી કોઈ પણ તરફ સવારી કરી નહીં.

હિ. સ. ૮૫૪માં ચાંપાનેરના કિલ્લા ઉપર ચઢાઈ કરી. ત્યાંનો રાજા ગંગદાસ એક લઢાઈ કર્યા પછી હાર ખાઇ કિલ્લામાં ભરાઈ બેઠો. ઘેરો ઘાલ્યાને કેટલીક મુદ્દત થઇ ત્યારે ગંગદાસે કેટલાક માણસને મહમૂદ ખિલજી તરફ મોકલ્યાં; અને દરેક મજલ દીઠ એક લાખ ટકા આપવા કબૂલ કરી કુમક માગી. મહમૂદ ખિલજીએ ,, દ્રવ્યથી લોભાઈને તથા ગુજરાતી લશ્કરે માળવામાં નુકસાન કર્યું હતું તે ધ્યાનમાં રાખી ગંગદાસની વિનંતી સ્વીકારી અને મજકૂર વર્ષના આખર ભાગમાં તે ગુજરાત તરફ નિકળ્યો. સુલતાન મહમ્મદશાહે પોતાની છાવણીના ઘણાં ઉંચકનારાં જાનવરો મુસાફરીથી હલાક થઇ ગયાં હતાં અને તે શિવાય બીજાં પણ જાહેર થઈ હતી તેથી સુલતાન મહમૂદના નજીક આવવાની ખબર મળતાંજ પોતાના તંબૂઓ તથા વખારોનો સરસામાન બાળી નાખ્યો ઘણાએ દુશ્મનની સાથે લડાઇ કરવાને પ્રેરણા કરી પરંતુ કબૂલ ન કરતાં તાકીદથી અહમદાબાદ તરફ રવાના થયો. પછી જ્યારે બીજી વાર માળવાનો સુલતાન એક લાખથી પણ વધારે સવાર લઈ ગુજરાત દેશ જીતી લેવા ચઢી આવ્યો તે વખતે ગુજરાતના અમીરોએ એકઠા થઈ સલાહ કરી કહ્યું કે સુલતાન મહમૂદ દિન પ્રતિ દિન રાજ્યની ખરાબી કરે છે તેથી વાજબી એ છે કે તમામ લશ્કર એકઠું કરી તેની સાથે લડાઇ કરવી જોઇએ, અને તેના જોર ઉતારવો જોઇએ. સુલતાન મહમ્મદશાહે કોઇ પણ રીતે કબૂલ કર્યું નહીં અને દીવ તરફ નાશી જવાને ઇચ્છા જણાવી અમીરો અને વઝીરો ઘણો ખેદ પામ્યા અને સર્વે એકઠા થઇ મહમ્મદશાહની સ્ત્રી જે તે સમયમાં ઘણી

ડાહી જાણાતી, હતી તેની પાસે ગયા અને કહ્યુ કે 'તું તારા ધણીની ઇચ્છા રાખેછે કે આ કુળની પાદશાહી આ કુળમા ના રહે એવું ચાહેછે?' રાણીએ કહ્યું કે 'આ કહેવાની મતલબ શું છે?' સર્વે કહ્યું કે તમારા ધણી સુલતાન મહમૂદ સાથે લડાઇ કરવાને કબુલ કરતા નથી અને તેનુ ફાસળ કાઢીએ અને તમારા વડા દીકરા કુતુબખાન, જે આ સમયે વીશ વર્ષની ઉમરનોછે, તેને પાદશાહી ઉપર અમે બેસાડીએ તો તમારે રાજી થવું જોઇએ. સ્ત્રીએ અગત્ય જાણી કબૂલ કર્યું અને અમીરોએ સુલતાનના ખોરાકમા ઝેર ભેળવી આપ્યુ તેથી હિ. સ ૮૫૫ના મહોરમ માસની ૭મી તારીખે તેની જીંદગીના પત્રિલેખ અન્યાયની શાહીથી કાળના પાના ઉપરથી નાબૂદ કરવામાં આવ્યો તેની પાદશાહીનો સમય ૮ વર્ષ ૯ માસ ને ૧૪ રોજ થયોછે એના મૃત્યુ પછી એને 'ખુદાએગાન કરીમ' એ ઉપનામ લગાડવામા આવ્યું.

## ૪ કુતુબુદ્દીન ( મહમ્મદશાહનો પુત્ર )

એનો જન્મ હિ સ ૮૭૫ ના જમાદી ઉલ્ આખર માસની તારીખ આઠમી અને રવિવારે નંદરબારમા થયો હતો એના પિતાના મરણ પછી તુરતજ અહમદાબાદના તખ્ત ઉપર બેઠો એ દરમ્યાનમા સુલતાન મહમૂદ ખિલચીએ, મલિક ગુલામ સુહરાબ તુર્ક * પાસેથી સુલતાનપુરનો કિલ્લો હસ્તગત કરી લીધો અને મલિક સુહરાબને પોતાના લશ્કરનો આગેવાન કરી કૂચ ઉપર કૂચ કરી ગુજરાતની રાજ્યધાનીના શહેર અહમદાબાદ તરફ રવાને થયો. સુલતાન કુતુબુદીને માળવાના પાદશાહના દમામ અને ભભકાથી અજાઇને પોતાની પાસે હમેશ હાજર રહેનાર એક વાણીઆની સલાહ પૂછી. તેણે કહ્યું કે સુલતાને પોતે સોરઠ દેશ તરફ જતા રહેવું અને પછી જ્યારે સુલતાન મહમૂદ ગુજરાત દેશમા થાણા અને

---

* મારી પાસેની લખનોરની નવલકીશોરી આવૃત્તિમા મલિક ગુલામ સુહરાબ આ ઠેકાણે લખેછે અને પછી પાછુ પેરીકજ લીટીઓ પછી અલાઈ સુહરાબ એવુ નામ લખેછે હવે મિરાતિ સિકંદરીમા અલાઉદ્દીન બિન સુહરાબ નામ લખ્યુ છે મતલબકે ગુલામ અને આવા શબ્દો ઉપરના નુસ્ખાની ભૂલથી તે તરફના નકલ કરનારાઓની ભૂલ છે મારા ધારવા પ્રમાણે સિકંદરીમાંનુ નામ ખરૂ છે ગુલામ હો એ અલાઈ— અલાઉદ્દીન બિન સુહરાબ હો. પરંતુ સુહરાબતો છેજ તેથી સિકંદરી અને ફરિશ્તામાં લખેલા નામોના પુરૂષ જુદાછે એમ સમજવુ નહીં વધારે પરિશિષ્ટમાં લખીશુ

લશ્કર સ્થાપિત કરી મંદૂ પાછો જાય એટલે ગુજરાતમાં આવીને લશ્કર તથા ધણીને ગુજરાત બાહર સહેલાઇથી કહાડી મૂકવાં એ વધારે સલાહ ભરેલું છે. સુલતાને એ વાત મજૂર રાખી અને તે પ્રમાણે અમલ કરવાની ઇચ્છા કરી, એટલામાં રાજ્યના અમીરો અને વઝીરોને આ ઈરાદાની ખબર પડવાથી તેમણે વાણીઆને ટપલાટચો અને ધિક્કાર્યો અને આવું થવાથી તેમની લાજ જશે એવું વિચારી મહમૂદ ખિલચીની સામે થઈ કટ્ટી લડાઈ કરવાની તયારી કરી તથા લશ્કરની ગોઠવણ કરી સુલતાન મહમૂદની સામા ગયા. મલિક અલાઈ સુડરાબ ( આગળ લખવા પ્રમાણે ગુલામ સુહરાબ ) લાગ જોઈને માળવી લશ્કરમાંથી નાશી જઇ પોતાના લશ્કરમાં આવ્યો અને પોતાના માલિકના ચરણ ચુંબન કરવા ભાગ્યશાળી થયો. એકજ બેઠકમાં તેને સાત વાર પોશાકનાં ઇનામ મળ્યાં તથા અલાઉલ્મુલ્કનો અલકાબ પણ મળ્યો. ગુજરાતમાં એના આવી પહોંચવાથી નહાના મોટા સર્વમાં આનંદ મચ્યો અને ખુશાલીની નોબત ગરજી. જ્યારે બન્ને પક્ષો વચ્ચે ત્રણ કોસનું અંતર રહ્યું ત્યારે સુલતાન મહમૂદે નીચેની કવિતા લખી સુલતાન કુતુબુદ્દીન તરફ મોકલી:—

સુણ્યું છે કે હડી તું ખેલને ઘરમાં વિના ગેડી
કરે જો જીતનો દાવો રમત મેદાન જો છેડી;

સુલતાન કુતુબુદ્દીને સદ્રજહાંને આ કવિતાનો જવાબ લખવાનું કહ્યું એણે જવાબમાં લખ્યું છે કે

અગર ગેડી ધરૂં હાથે દડી મસ્તક કરૂં તારૂં
પરંતુ લાજ હું ધારૂં, ન કેદીને કદી મારૂં.

આ કવિતામાં સુલતાન હોશંગને સુલતાન મહમૂદ કબીરે* કેદ કર્યો હતો અને મેહેરબાની કરી માળવાનું રાજ્ય પાછું આપ્યું હતું તે બનાવનો ઇશારો કર્યો છે.

* અહીં મહમૂદ કબીર લખ્યું છે તે મુઝફ્ફરશાહને માટે લખ્યું છે મુઝફ્ફરશાહે હોશંગને કેદ કર્યો હતો તે બાબત જુવો ( પૃષ્ઠ ૧૦ ). મુઝફ્ફરને તેના મૃત્યુ પછી ખુદાયગાનં કબીર કહેતા. અહીં મહમૂદ કબીર લખ્યો છે તે વિશેષ નામ તરીકે નથી પરંતુ મહમૂદનો અર્થ કીર્તિવંત, સ્તુતિપાત્ર એવો અર્થ કરી ગાનાર્થ લખ્યો છે. તેથી શંકા કરવા જેવું નથી.

પછી સુલતાન મહમૂદ બીજી રાત્રીનો હુમલો કરવામાં વિજય છે એમ વિચારી સવાર થયો પરંતુ રસ્તામાં ભૂલો પડ્યો તેણે લીલો રસ્તો વાવેલા ખેતરમાં થઈને હતો, જેમાં અનાજ મોટી ભીંતો જેવા તેની આસપાસ હતા. રહેવાર થઈ ગયો અને તેનો ઈરાદો સર આવ્યો નહીં. તે ઘોડા ઉપર બેશી રહી થયો. સુલતાન કુતુબુદ્દીનને આ વાતની ખબર પડી એટલે લશ્કરની હાર બરાબર ગોઠવી અને લડાઈ શરૂ થઈ ગુજરાતીઓની ડાબી ટુકડીએ હાર ખાધી અને તે ભય પામી અહમદાબાદ તરફ નાશી ગઈ પરંતુ તેમની જમણી ટુકડી માળવીઓની ડાબી ટુકડી ઉપર હલ્લો કરી જોરમાં આવી એટલે માળવીઓ માળવા તરફ નાશી ગયા બન્ને તરફથી બન્ને પાદશાહો દૃઢ પગ રાખીને ડગ્યા નહીં માળવીઓની જમણી ટુકડીએ ગુજરાતીઓની ડાબી ટુકડીને નસાડી મૂકી તેથી જીત થઈ ગઈ એમ ધારીને ગુજરાતીઓની છાવણીમાં તેના માણસો લુંટ કરવામાં રોકાયા સુલતાન કુતુબુદ્દીનના વિશ્વાસુ માણસો જે ધ્રુવની પેઠે દૃઢ રહી સંગ્રામ ક્ષેત્ર ઉપર વિખરાયલા હતા તેમણે લાગ જોઈને સુલતાન મહમૂદના લશ્કરના મધ્ય ભાગ ઉપર હુમલો કર્યો અને તેને વિખેરી નાખ્યો સુલતાન મહમૂદ જે મોટો વીર હતો તેણે એવું તો યુદ્ધ કર્યું કે આખરે તેની પાસે એક પણ માણસ રહ્યું નહીં અને એની પાસે જે તીર હતા તેમાંનું એક પણ રહ્યું નહીં આખરે તે લાચાર થઈને રણભૂમિમાંથી નિકળી પોતાની સાથે ત્રીશેક માણસો લઈ સુલતાન કુતુબુદ્દીનની છાવણીમાં ગયો અને પાદશાહી તંબુમાંથી બે મુકુટ, એક જડાવ કમરબંદ અને કેટલુંક ભારે કીમતનું જવાહીર લઈ ગુજરાતી છાવણીની પાછળના ભાગમાં પોતાની છાવણી હતી ત્યાં જતો રહ્યો. અહીં એના નાશી ગયેલા માણસો એકઠા થઈ આવી મળ્યા સુલતાન મહમૂદે મોટેથી પોકારી કહ્યું કે આજ રાત્રે ગુજરાતી લશ્કર ઉપર હું હુમલો કરનાર છું ગુજરાતીઓએ આ ખબર સાંભળીને હોશીઆર થઈ ઘોડા ઉપર સવાર થઈ લશ્કરની સર્વ રચના રચી એક પહોર રાત્રી ગઈ એટલે સુલતાન મહમૂદે દૃઢ વિચાર કરી ઘોડેસવાર થયો અને માળવા તરફ પાછો ફર્યો, અને સ્હવાર થતાં તો વાસો રસ્તો કાપી નાખ્યો, જેથી ગુજરાતીઓનો પાછળ પડવાનો ભય તેને રહ્યો નહીં સુલતાન કુતબુદ્દીને આ વિજય પરમેશ્વરની કૃપાથીજ થયો છે એમ માન્યું અને સામા પક્ષ તરફથી એકાશી હાથી તથા બીજી ઘણી લુટ લઈને પોતાના બાપદાદાની રાજધાની ભિન્નકતમાં ઉમેરો કર્યો. વિજયનો ઉત્સવ કર્યો અને પછી ઘણું લશ્કર સુલતાનપુર ઉપર મોકલી ત્યાંનો કિલ્લો માળવીઓના કબજામાંથી સર કરી લીધો આ

જગાએ રાજ્યના શુભ ઇચ્છનારાઓના પ્રયત્નથી બન્ને પાદશાહોની વચ્ચે સલાહ થઈ; તેમાં એવી શરત કરી કે હિંદુઓના મુલકમાંથી જે કાંઇ તેમના હાથમાં આવ્યું હોય તે પોતપોતાનું રહે અને પોતપોતાની તરફના હિંદુ રાજાઓ તથા બીજા લોકોને બીજાની તરફ લશ્કર લઈ આવવા દેવા નહીં તથા રાજા રાણા, જે હિંદુ ઘણો શક્તિવાન છે તેનો પરાજય કરવાની બન્ને પાદશાહોએ પોતપોતાની ફરજ સમજવી.

ત્યાર પછી હિ. સ. ૮૬૦માં ખબર આવી કે નાગોરનો હાકેમ ફીરોઝખાન દંદાની મૃત્યુ પામ્યો અને તેનો ભાઈ મુજાહીદખાન ઝબરજસ્તીથી ત્યાંનો હાકેમ થયો, આમ થવાથી ફીરોઝખાનનો પુત્ર શમ્સખાન પોતાના કાકાથી નાશી છૂટી ચિતોડના રાજા રાણા કુંભા પાસે ગયો રાણાની અને નાગોરના જમીનદારો વચ્ચે અસલથી વેર ચાલતું આવતું હતું તેથી રાણાએ લાગ જોઇને તેને મદદ આપી તેની હકૂમત ઉપર બેશારવાનું સ્વીકાર્યું, પરંતુ તેમાં શરત એવી કરીકે નાગોરનો વિજય થયા પછી તેના કિલ્લાના ત્રણ કાંગરા તોડી પાડવા. આનું કારણ એમ હતું કે રાણાના બાપદાદાઓએ ઘણીવાર વર્ષોનાંવર્ષ સુધી નાગોર જીતી લેવાના પ્રયત્ન કર્યા હતા પરંતુ તેમાંના કોઈથી તે સર થઈ શક્યું નહોતું, અને રાણાના બાપ રાણા મોકલે ફીરોઝખાન દંદાનીની સાથે યુદ્ધ કર્યું હતું, જેમાં તેણે હાર ખાધી હતી તથા તેનાં ત્રણ હજાર માણસો રણક્ષેત્ર ઉપર કતલ થયાં હતાં આ શરત શમ્સખાને સ્વીકારી અને પછી તે રાણાને પોતાની મદદ સાથે લેઈ નાગોર તરફ આવ્યો મુજાહીદખાન પોતાની શક્તિ નથી એમ જાણીને ગુજરાતમાં નાશી ગયો. અને શમ્સખાન કિલ્લામાં દાખલ થયો. પછી કરેલી શરત અમલમાં મૂકવાનું ફરમાવ્યું. એટલામાં એક જણ પાસે ઉભો હતો તે બોલી ઉઠ્યો કે, ફીરોઝખાનને આ દીકરાને બદલે એક દીકરી કાં ના થઈ કે તે પણ આવી અપકીર્તિની યાદગીરી મૂકી કિલ્લાનો ભાગ તોડાવવાની પરવાનગી આપત નહીં. આ શબ્દો શમ્સખાનના ચિત્તમાં તીર જેવા વાગ્યા તેથી તુરતજ કિલ્લામાં પોતાની મજબૂતી કરી એક જણને રાણા પાસે મોકલી કહેવરાવ્યું કે કરેલી મદદને વાસ્તે જે જોઇએ તે કરવા તયાર છું પરંતુ કિલ્લાનો ભાગ તો તોડવો નહીં જોઇએ. કદાચ હું રજા આપીશ તોપણ આ કિલ્લાનાં તથા દેશનાં માણસો મારે વાસ્તે વિચાર કરશે અને તમારે તમારા દેશમાં પાછું ફરવું પડશે; ટુંકામાં આખરે લડાઈ કર્યા

સિવાય છુટકો થશે નહીં. રાણો પસ્તાઇને પાછો ફર્યો અને પાછું મોટું લશ્કર એકઠું કરી નાગોર આવ્યો. શમ્સખાને કિલ્લાનો ભાગ્યો તૂટ્યો ભાગ દુરસ્ત કરાવ્યો અને ત્યાં પોતાના તમામ લશ્કરીઓને મૂકી ઘણીજ ત્વરાથી મદદને વાસ્તે તે અહમદાબાદ ગયો. સુલતાન કુતુબુદ્દીને તેને, ઘણી મેહેરબાની બતાવી અને તેની છોકરી સાથે લગ્ન કર્યું અને લગ્ન પ્રસંગ સંપૂર્ણ થઇ રહ્યા પછી શમ્સખાનને, પોતાની હજૂરમાં રાખી રાય રામચંદ્ર અને મલિક ગદા તથા બીજા કેટલાક અમીરોને નાગોરની કુમકે મોકલ્યા. તેમણે રાણાની સાથે યુદ્ધ કર્યું તેમાં ગુજરાતીઓ ઘણા માર્યા ગયા અને તેમણે હાર ખાધી. સુલતાન કુતુબુદ્દીન આ ખબર સાંભળી અત્યંત ક્રોધમા આવ્યો અને પોતે નાગોરના મુલક તરફ જવા નીકળ્યો. તે આબૂના કિલ્લા આગળ આવી પહોચ્યો એટલે ત્યાંથી એણે ઈમાદુલ્મુલ્કની સરદારી નીચે એક લશ્કર તે દેશ સર કરવા મોકલ્યું. ઈમાદુલ્મુલ્કે કિલ્લા ઉપર ચઢાઈ કરી તેમાં ફાયદો થયો નહીં અને ઘણા ગુજરાતીઓ માર્યા ગયા તેથી તે પાછો ફર્યો સુલતાન પોતે રાણાનો પરાજય કરવા નિકળેલો હોવાથી આબૂના કિલ્લા તરફ ધ્યાન નહીં આપતાં આગળ વધી સિરોહી આવ્યો. આ ઠેકાણે રજપૂતો અને રાણાના સગા વહાલા લોકો સાથે મોટું યુદ્ધ થયું તેમાં એવું પરિણામ આવ્યુ કે પાદશાહે સામાવાળાઓને હાર ખવરાવી. અહીંથી વિજયવંત થઇને રાણા કુંભાના તાબાના કોમ્ભલમેરના કિલ્લા નીચે આવી ચારે તરફ ઘેરો ઘાલ્યો. ઘણીક ઝપાઝપીઓ થઇ તેમાં રાણાએ હાર ખાધી અને તેના માણસોમાંનાં ઘણાં મરાયાં. આખરે રાણાએ કિલ્લાથી નીચે ઉતરી યુદ્ધ કર્યું, પરંતુ તેમા તે હાર ખાઇ પાછો કિલ્લામાં ભરાઇ બેઠો અને ત્યાંથી સલાહ કરવાની ઇચ્છા જણાવી. કુતુબુદ્દીને કિલ્લાની મજબૂતાઈ જોઇ સલાહ સ્વીકારી અને પુષ્કળ પેશકશ ( ભેટ ) લઈને તે ગુજરાતમા આવ્યો.

આ વખતે સુલતાન મહમૂદ ખિલ્લચીના વઝીર તાજખાને ગુજરાતમા આવીને સુલતાન મહમૂદ તરફથી કહ્યું કે ગઇ ગુજરી વાત તે ગઈ ગુજરી અને હવેથી થયેલી સલાહને આપણે તાજી કરી આપણે બન્ને એકઠા થઇ રાણાને કહાડી મૂકીએ, અને તે એવી રીતે કે ગુજરાતની નજીકનો રાણાનો જે દેશછે તે ગુજરાતનું લશ્કર તારાજ કરે અને રાણાનો મેવાત અને આમ્હેર ( આંબેર ) ની આસપાસનો મુલક મદનું લશ્કર તારાજ કરે, અને આપણે બન્નેમા કોઇએ પરસ્પર મદદ કરવામાં પાછા હઠવું નહીં. બન્ને તરફના ડાહ્યા ડાહ્યા પુરૂષો

ચાંપાનેરમાં ભેગા થયા અને ઉપર પ્રમાણે વચનો આપી કોલકરાર કર્યા અને બન્ને તરફથી તે મંજૂર રાખવામાં આવ્યા.

પછી હિ. સ. ૮૬૧માં સુલતાન કુતુબુદ્દીન મોટા લશ્કર સાથે રાણાના મુલક તરફ રવાના થયો, અને રસ્તામાં દેવનો કિલ્લો સર કર્યો અને ત્યાં આગળ પોતાના એક અમીરને બંદોબસ્ત માટે મૂકી તે આગળ વધ્યો; અને એજ વખતે જ્યારે સુલતાન મહમૂદ ખિલચી પણ બીજી બાજૂએથી આવી તે દેશમાં દાખલ થયો, ત્યારે રાણાએ તેની સામે થઈ લડાઇ કરવાનો વિચાર કર્યો; પરંતુ જ્યારે સુલતાન કુતુબુદ્દીન સિરોહીથી નીકળી ત્વરાથી કીનાનેર ( ! ) આવી પહોંચ્યો છે એવું જાણ્યું ત્યારે તે માળવીઓની સામે જવું બંધ રાખી ગુજરાતીઓને હઠાવવા સામો આવ્યો, પરંતુ હાર ખાઇને ચીતોડના રસ્તા ઉપર આવેલી એક મજબૂત જગામાં આવી રહ્યો. સુલતાન કુતુબુદ્દીને તે જગાએ જઇ બીજી વાર મોટી કતલનો અગ્નિ સળગાવ્યો. લડતાં લડતાં રાત પડી એટલે બન્ને તરફનાં માણસો પોતાના મુકામમાં આરામને વાસ્તે ગયાં. પાછો સ્હવાર થતાંજ લડાઈ શરૂ થઈ. સુલતાન કુતુબુદ્દીન રૂસ્તમના જેવી બહાદૂરીથી જાતે લડાઇમાં નિયુક્ત થઇ વિજય પામ્યો. રાણો હાર ખાઇ ડુંગરમાં સંતાઇ બેઠો અને ત્યાંથી સલાહની ભાંજગડ ચલાવી અને ચૌદમણ સોનું તથા બે હાથી અને બીજી કેટલીક ચીજો સુલતાન કુતુબુદ્દીનને ભેટ મોકલી વચન આપ્યું કે હવેથી કોઈ પણ હરકત નાગોરના દેશમાં તે પહોંચાડશે નહીં'. પછી સુલતાન મહમૂદ ખિલચી, જે પહેલાંથી રાણાના દેશમાં દાખલ થયો હતો તેને તેનો ભાગ આપી પોતે અહમદાબાદ આવ્યો.

પછી હિ. સ. ૮૬૨માં રાણાએ કરાર તોડીને પચાસ હજાર સવાર લઇ નાગોરના કિલ્લા ઉપર ચઢાઈ કરી. તેના હાકેમે તમામ બનાવનો અરજ પત્ર લખી મોકલ્યો. કાસદ આ પત્ર લઇ સુલતાન રાત્રિએ જે વખતે મદિરા પીવાના આનંદમાં હતો તે વખતે આવી પહોંચ્યો અને ઇમાદુલ્મુલ્ક વઝીરને આપ્યો. રાત્રેને રાત્રે વઝીર સુલતાન પાસે ગયો તો તેને મસ્ત થયેલો બેહોશ દીઠો. તેને જલદીથી હોશીઆર બનાવી શકાશે નહીં' એવું જ્યારે એણે જાણ્યું ત્યારે તેને મેનામાં બેસાડી શહેર બહાર આણ્યો. બીજે દિવસે એક મજલ ઉપર જઈ લશ્કરને એકઠું કરવા એક માસ સુધી મુકામ રાખ્યો. સુલતાનના આવવાની ખબર જાસૂ-

સાએ રાણાને પહોંચાડી એટલે તે સાવધ થઇ નાગોરના મુલકમાંથી પોતાના દેશ-માં જતો રહ્યો. આ ખબર સાંભળી સુલતાન કુતુબુદ્દીન શહેરમાં પાછો ફર્યો અને એશઆરામમાં મશગુલ થયો.

એજ વર્ષમાં સુલતાન કુતુબુદ્દીને લશ્કર લઇ સિરોહી ઉપર ચઢાઈ કરી. ત્યાં-નો રાજા જે રાણાની સાથે સગાઇ ધરાવતો હતો તે નાસી જઇ કંપલના ડુંગરી પ્રદેશમાં ભરાઈ ગયો, અને અહમદાબાદના લશ્કરે લુંટ ચલાવી તે દેશ તારાજ કર્યો. વળી એજ અરસામાં સુલતાન મહમદ ખિલચીની ફોજેએ આવી ચીતોડના કિલ્લા ઉપર ચઢાઇ કરી. સુલતાન કુતુબુદ્દીન રાણાની પાછળ પડયો અને જગા જગાએથી તેને નસાડયો. છેવટે કંપલના કિલ્લા આગળ આવી તેને કેટલાક દિ-વસ સુધી ઘેરો ઘાલ્યો, પરંતુ કંઇ ફાયદો તેમાંથી થવાનો નથી એમ ધારી ત્યાંથી ઉઠાવ કરી ચીતોડનો મુલક તથા બીજા પ્રદેશો વેરાન તારાજ કરી પુશ્કળ લુંટ લઇ રાજધાનીના નગરમાં તે આવી પહોચ્યો.

ત્યાર પછી થોડેક દિવસે સુલતાન કુતુબુદ્દીન નામાંકિત સૈયદ કુતુબે આલમ, જેમની કબર કસ્બે બટવામા છે, તેમનાં દર્શન કરવા ગયો અને અંતરમાં ઇચ્છા ઉત્પન્ન થઇ કે આ મહાત્માના પ્રતાપથી પરમકૃપાળુ પરમેશ્વર મને આ પાદશા-હીનો ભોગવનાર એક પુત્ર આપે તો કેવો આનંદ થાય! મહાત્મા સૈયદ અંતર નો વાત જાણીને બોલ્યા કે તમારા નહાના ભાઇને પુત્ર થવાની પરમેશ્વરની આજ્ઞા છે અને તે મુઝફ્ફરવંશને જારી રાખશે. સુલતાન દિલગીર થઇને મંડળીમાંથી ઉ-ઠયો. અને તે વખતથી બોમાર થઇ હિ સ ૮૬૩ ના રજ્જબ માસની તેવીસમી તારીખે તેના આત્મારૂપી હુમા પક્ષીએ વિશ્રામ રૂપી કાફ* પર્વત ઉપરથી ઊડી પોતાનુ ખોળીયુ મુક્તિના અલભ્ય મસ્તક ઉપર મૂક્યું. તેને સુલતાન મહમ્મદના હજીરામાં ભૂમિગત કરવામા આવ્યો. એના હુકમો તથા ફરમાનોમાં એને સુલતાન ગાઝી એ ઉપનામ ઉપયુક્ત કરવામાં આવતુ હતુ. સુલતાનના મૃત્યુ થયા સબંધી ફીરોઝ

---

* આ નામનો એક પર્વત કલ્પેલો છે, જે આખી સૃષ્ટિની આસપાસ ફરી વળેલોછે તથા જે ક્ષિતિજ રેખાની સીમા આંકેછે. તે સખ્રત નામના પથ્થર ઉપર રહેલોછે, જે પથ્થર નરદમ ભૂરા રત્ન (યાકૂત કબૂદ) નોછે, જેના તેજથી આકાશ ભૂરૂં દેખાયછે કાકેસસ પર્વતને પણ કાફ કહેછે આપણાં હિંદુ પુરાણોમાં મેરૂ પર્વતની કલ્પના કેટલીક આવાજ પ્રકારનીછે.

ખાનના પુત્ર શમ્સખાન જેણે પોતાની દીકરી સુલતાનને પરણાવી હતી તથા જે સુલતાનની પાસે રહ્યા કરતો હતો તેના ઉપર સુલતાનને વિષ દીધાનું તોહોમત આવ્યું. મેહેલનાં માણસોએ એકઠા થઈને તેને કતલ કર્યો. સુલતાન કુતુબુદ્દીનની માએ જનાનખાનામાં શમ્સખાનની દીકરીને આ તોહોમતમાં સામેલ જાણી તેને પગે બેડી નાંખી ખુબ માર મારી મહેલની સ્ત્રીઓ લુંડીઓને સોંપી દઈ તેના કડકે કડકા કરાવી નાંખ્યા. એવું કહેવા પડે કે સુલતાન કુતુબુદ્દીન એવો બાદશાહ હતો કે તેની જીંદગીનો અંત મદિરાની કેફ વખતે આવ્યો. તકસીર કરનારને પાણીદાર તલવાર શિવાય તથા ઉલટું વર્તન કરનારને માણસમારક ખંજર શિવાય બીજી શિક્ષાની વાત કરતોજ નહીં. ક્ષમા અને નરમીનું પક્ષી એની આસપાસ ક્વચિતજ ઉડતું એના સમયમાં કોઈ કોઈ વખતે ક્ષમા રૂપી કન્યા દેખા દેતી હતી એના રાજ્યનો સમય સાત વર્ષ અને સાત માસનો છે, જે તમામ લડાઈ ટંટા અને મસ્તીમાં વીત્યોછે, તથા એના હોઠથી કોઈ દિવસ મદિરાનો પ્યાલો દૂર થયો નથી.

## ૫. દાઉદશાહ ( અહમદશાહનો પુત્ર. )

સુલતાન કુતુબુદ્દીનના મરણ પછી તેનો કાકો દાઉદખાન ઈમાદુલ્મુલ્ક વઝીર તથા બીજા અમીરો અને પ્રતિષ્ઠિત રાજ્યભાગી પુરૂષોની સહાયથી તખ્ત ઉપર બિરાજી ગુજરાતનો પાદશાહ થયો, પરંતુ બ ફેલમા પડી જઈ તેણે પોતાની પાસે રહેનાર એક ફર્રાશ ( બીછાયત કરનાર ) ને ઈમાદુલ્મુલ્કનો ખિતાબ બક્ષીસ કરી એક મોટો અમીર બનાવ્યો. વળી બીજાં કેટલાંક એવાં કામો કર્યાં કે તે પાદશાહીને તથા સત્ય શાસનને છાજે તેવાં નહીં હતાં. ફર્રાશ સિવાય એની પ્રકૃતિ બરાબર રહેતી નહોતી. એ ઉપરથી કેટલાક દૃઢ મનના તથા રાજ્યભક્ત પુરૂષોએ વઝીર ઈમાદુલ્મુલ્કની સાથે મસલત કરીને દાઉદખાનને તખ્ત ઉપર બેઠે માત્ર સાત દિવસ થયા હતા છતાં પાદશાહીથી દૂર કરી ઈમાદુલ્મુલ્કની અનુમતી સલાહથી સુલતાન કુતુબુદ્દીનના ચૌદ વર્ષની વયના નહાના ભાઈ મહમૂદખાનને પાદશાહી તખ્ત ઉપર બેસાડયો. રાજ્યારોહણને દિવસે નાના મોટા લોકો ઈનામ અક્રામથી સંતોષાયા. તે સિવાય તાજી, ઈરાકી અને તુર્કી ઘોડા, કીમતી પોશાકો,

જડાવ તલવારો અને સુવર્ણ જડિત ખંજરો અને એક કરોડ ટંકા રોકડ પવિત્ર પુરૂષો તથા વિદ્વાન પુરૂષોમાં વહેંચવામાં આવ્યા.

---

## ૬. સુલતાન મહમૂદ બેગડો.

અગાઉના પાદશાહોની ભેદ ભરેલી વાતોના માહીતગાર પુરૂષો કસ્તુરી ભરેલી કલમથી લખી ગયા છે કે ગાદી ઉપર બેઠા પછી સુલતાન મહમૂદ રાજ્ય-કાર્યભારનો તમામ તંત્ર તથા પ્રજા સુખ અને ન્યાયનો વ્યવહાર ઇમાદુલ્મુલ્ક વઝીરના કીમતી અભિપ્રાયથી ચલાવ્યો, જેથી પાદશાહીનાં કામકાજો રોનકદાર થઇ દીપી ઉઠયાં અને તમામ અમીરો તેમજ પ્રજા તેની પાદશાહી ઉપર મોહ રાખતા થયા, જેથી કોઇ પ્રકારની ખયેલ કે ફિસાદ તેમના તરફથી થઇ નથી. પરંતુ અજદુલ્મુલ્ક, સફીઉલ્મુલ્ક તથા હિસામુલ્મુલ્ક જેવા ટુંકી દૃષ્ટિના પુરૂષો જે મોટા સત્તાવાળા થઇ પડયા હતા, તેમનો મનસૂબો ગુજરાત પડાવી લેવાનો હતો તેમણે છૂટા પડી અદેખાઇની દગ ચૂને ચઢાવી. રાજ્યારોહણ થયાને થોડાક માસ વિત્યા એટલે તેમણે એકઠા થઇ પાદશાહને કહ્યું કે ઇમાદુલ્મુલ્કની સત્તાથી તથા તેની આગેવાની અને સખ્તાઇથી તેઓ ઘણા હેરાન છે. પાદશાહ તેને દૂર કરશે તો ઠીક છે, નહીં તો તેઓ તેને પાદશાહીથી ઉઠાડી મૂકી તેના નહાના ભાઇ હસનખાનને ગાદી ઉપર તેઓ બેસાડશે. કહ્યું જ છે કે—

> દીપ જો મચવાય તો ઘર આખું તેજસ્વી કરે •
> જો રહે ગાફિલ બધું ઘર બાળિ દેઇ ફના કરે.

વળી નિઝામુદ્દીન હસન મારફતે એવી પણ અરજ પહોંચાડી કે ઇમાદુલ્મુલ્કનો ઇરાદો પોતાના દીકરા શહાબુદ્દીન અહમદને ગુજરાતની ગાદી ઉપર બેસાડી રાજ્યની લગામ મલિક મધીસ ખિલચીની પેઠે પોતાના વશમાં આણવાનો છે; તેથી તેના છળ કપટનો અગ્નિ સળગી ઉઠી ભડકો થાય, ત્યાર પહેલા તેના પગ યુક્તિની સાંકળમાં બાંધી એના દગાનો હાથ એના ઇચ્છિત કાર્યના પાલવથી દૂર કરવો એ યોગ્ય છે વળી સુલતાન મહમૂદના ભવિષ્ય ઉપર

ડહાપણથી કહ્યું, કે મંડળીમાં એને બોલાવી કેદ કરવાનો હુકમ તમે નહીં ફરમાવો તો બેશક એ લોકો તેમને ઉઠાડી મૂકશે. પાદશાહે તેમના આગળ મગ્ન વદનથી કહ્યું કે મને પણ ઇમાદુલ્મુલ્કની છળ કપટની વૃત્તિ દર્શાઈ આવી છે તથા તેની કેટલીક હીલચાલથી તેના બખેડો ઉઠાવવાના ઇરાદાનો પવન મારે કાને આવેછે. પરિણામે મારી બેમરૂવત તથા બેવફાઈ જણાય એમ ધારી તેનો ઇલાજ હું કરતો નથી, પરંતુ જ્યારે તમારા જેવા રાજ્યના શુભચિન્તકોના જાણવામાં પણ એ વાત આવી છે ત્યારે હવે મને દુનિયાનાં નહાનાં મોટાં તમામ માણસોમાં અજ્ઞાન અને બેકદર હોવાનો અપયશ મળવાનો નથી માટે રાજ્ય અને પ્રજા બન્નેના લાભમાં જે ઇલાજ કરવો હોય તે કરો.

પછી ઇમાદુલ્મુલ્કને બેડીઓ પહેરાવી અમીરોનાં પાંચસેં વિશ્વાસૂ માણસોની ચોકીમાં ભદ્રના દરવાજા ઉપર કેદ કરવામાં આવ્યો. સુલતાન મહમૂદ તે દિવસે આ લોકોની હીલચાલ તથા તેમના કપટ ઉપર નજર રાખી તેમની ગત્તા તોડવાના તથા ઇમાદુલ્મુલ્કને છૂટો કરવાના મનસૂબામાં રહ્યો જ્યારે તેની જાણમાં આવ્યું કે સરદારો અને ખાસા લશ્કર આ લોકોના તાબામાં છે ત્યારે તેણે એના મનની વાત કોઈને જાણ પડવા દીધી નહીં અને અંદર તેમજ બહારના લોકોમાં એવું બોલવું જારી રાખ્યું કે ઇમાદુલ્મુલ્ક મારો કટ્ટો દુશ્મન છે; એના જેવા માણસને જીવતો રાખવો તે અક્કલથી દૂર છે; એને મારે હાથે કતલ કરવાનો છે અને કદાચ જો મોટા મોટા અમીરો પણ હવે એની ભાંજગડમાં પડી મને કોઈ એની ભલામણ કરે તો તેનો પણ જીવ લઈશ આ ખબર જ્યારે ચારે અમીરોને પહોંચી ત્યારે તેઓ ખુશ થયા અને એકમેક કહેવા લાગ્યા કે સુલતાનનો વિચાર ઇમાદુલ્મુલ્કને કતલ કરવાનો છે તો પછી આપણે એ ભાંજગડમાં પડવું ના જોઈએ. સુલતાન મહમૂદ આ વિચારોમાં આખી રાત ઉંઘ્યો નહીં અને સવારમાં નોબત થઈ તથા રમણીય ચંદ્ર ઉગ્યો તે વખતે દિલગીરી તથા ખેદને વિસારે પાડવાના ઇરાદાથી ઝરોખામાં આવી બેઠો અને ચારે તરફ નજર કરી તો ગજશાળા (હાથીખાના)ના નોકર મલિક અબદુલ્લાને મહેલની નીચે ઉભેલો દીઠો. તેણે કહ્યું કે તે કંઈ વિનંતી કરવા ઇચ્છે છે પરંતુ તેની કહેવાની હિંમત ચાલતી નથી. સુલતાને જે ઇચ્છા હોય તો કહોને કહ્યું અબદુલ્લાએ બીજા કોઈને નજદીકમાં દીઠો

એકઉપર એક એવા અથડાઈ પડ્યાં કે જવા આવવાનો રસ્તો બંધ થઇ ગયો. આ ગેવાન ચાર અમીરોએ પોતાના લશ્કરરૂપી કાચમાં વિખરાઈ જવાની ફાટ દીઠી અને પોતાના ચેહેરા ઉપર પરાજય રૂપી ધૂળ છવાએલી જોઈ શહેરની બાહર નાકળી નાઠા ખુરહતુલ્મુલ્ક નું શરીર ઘણું ભારે હતું તેથી તેને દમ ચઢી જવાથી દોડી શક્યો નહીં. તે સરખેજ કસ્બાની નજીક સાબરમતી* નદીનાં નાળાં તથા કોતરોમાં ભરાઈ પેઠો તે વખતે પાદશાહી ખાનગી નોકરોમાંનો એક જણ શેખ અહમદ ખટ્ટૂના દર્શન કરવા જતો હતો તેણે એને ઓળખ્યો તેણે તેને પકડી સુલતાન પાસે આણ્યો સુલતાને તેને હાથીના પગતળે નંખાવી ચૂરચૂરો કરી નખાવ્યો. અજદુલ્મુલ્ક પોતાના એક નોકરને સાથે રાખી ગરાસીઆઓના મુલકમાં જતો રહ્યો, પરંતુ જ્યારે તે અમન ઉપર હતો ત્યારે ગરાસીઆમાંના કેટલાકને તેણે મારી નંખાવ્યા હતા તેથી આ વખતે તેમાંના એકના વારસે ઓળખી તેને મારી નાંખ્યો અને તેનું માથું કાપીને સુલતાનની ખિદમતમાં ગુજરાતને માટે અહમદાબાદ મોકલ્યું હિસામુલ્મુલ્ક પોતાના ભાઈ રૂકનુદ્દીન કોટવાળ પાસે પાટણ ગયો અને ત્યાંથી બન્ને ભાઈઓ માળવા તરફ નાસી ગયા મફ્રીઉલ્મુલ્ક પકડાઈ ગયો પરંતુ એણે પેલા લોકો જેવા ગુન્હા કર્યા નહોતા એથી તેને ગરદન મારવામાં ન આવતા દીવના કિલ્લામાં કેદ રાખવામાં આવ્યો કહ્યું જછે કે—"જે પુરૂષ પોતાના દેશની બાહર પગ મૂકેછે તે મૂર્ખનું નસીબ ઉંધું વળેછે, જે પક્ષી પોતાની ઉંચાઈ વિચારતું નથી તેને પછવથી મોતનો સમય આવેછે, વાઘને તમાચ મારનાર પોતેજ મરેછે, જે લશ્કરનો સેનાપતિ પોતાના કામના પ્રમાણનું અનુમાન કરેછે તે વિજય પામેછે અને ઓ ભાઇ, અક્ષર વેચનારને પોતાના અક્ષર વેચાય તેથી વધારે લાભનું જોઈએ! પોતાના ગજ પ્રમાણે પગ મૂક, આકાશમાં પગ મૂકીશ નહીં".

આ વિજય થયા પછી રાજ્યના તથા દેશના કામકાજ ઉપરથી ઇમાદુલ્મુલ્કે કાળની કુટિલતા જોઇ નજર પાછી ખેંચી અને ગુજરાત છોડવાનું પસંદ કર્યું એ-કાંત વાસ અને ઇશ્વર ભજન કરી મુક્તિના માર્ગ તરફ પગ ફેરવી સંતોષ રૂપી ખૂણામાં બેઠો સુલતાન મહમૂદે પણ તેને લાયક તેનો રત્બો કાયમ રહે તેવા નોકર

* સાબરમતીને માટે ભૂલથી લખ્યું હોય એમ જણાયછે

ચાકર વગેરેનો બંદોબસ્ત કરી તેને રજા આપી અને તેના મોટા દીકરા શાહાબુદ્દીન અહમદને મલિક અશરફનો ખિતાબ આપી સર્વ અમીરોમાં મોટો બનાવ્યો અને પોતે રાજ્ય કાર્યમાં ઇન્સાફ અને દાદ પ્રવર્તાવ્યાં.

હિ. સ. ૮૬૬ માં બેદર પ્રાંતમાં આવેલા મહમ્મદાબાદના હાકેમ નિઝામ બાહ્મણીએ સુલતાન મહમૂદ ખિલચીના જુલમ તથા વેરનું વર્ણન કરી તથા તે દક્ષિણના મુલક ઉપર ચઢી આવ્યોછે તે જણાવી સુલતાન મહમૂદ ગુજરાતી ઉપર પત્ર લખી મોકલ્યો અને સહાય માગી. સુલતાન મહમૂદ ગુજરાતીએ આ ખબર જાણતાંજ લાલ તંબુ તથા બીજા ડેરા શહેરની બાહેર તાણ્યા અને દક્ષિણીઓની મદદ કરવી એ પોતાની ફરજછે એમ સમજ્યો. અમીરોએ તથા સ્નેહીઓએ વિનંતિ કરીકે દાઉદખાનને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યે માત્ર સાતજ દિવસ થયાછે અને એટલી થોડી મુદતમાં દેશનો ચારે તરફનો બંદોબસ્ત જેવો જોઇએ તેવો થયો નથી; આવા સમયમાં સુલતાને રાજ્યધાનીનું નગર ખાલી રાખવું અને બીજાઓના સુખને માટે સવારી કરવી તે લાંબો વિચાર કરવા જેવુંછે. સુલતાન મહમૂદ જવાનીના દોરમાં હતો તેણે વર્ણનની છળ્હા ઉપાડીને કહ્યું કે કદાપિ આકાશ અને ચાર તત્ત્વો એકમેક થઈ જાય અને તેમની મેળવણી પણ જણાઈ ના આવે, આખી દુનીઆં એક તરફ થઈ સામી આવે, અને મનુષ્ય માત્ર માયાનો ત્યાગ કરે અને જન મંડળના નિયમો ફરી જઈ તે વિખરાઈ જાય તોપણ પરમેશ્વરની કૃપાથી હું દક્ષિણના મુસલમાનોને સહાય કરીશ, મને વિશ્વાસછેકે સર્વ શક્તિવાન પરમેશ્વરના હુકમથી મને આ કામમાં જરા પણ નુકશાન થશે નહીં. રાજ્યના ઉમરાવોએ વિનતિ કરી કે જ્યારે નિઝામશાહને મદદ કરવાનો સુલતાનનો નિશ્ચયજછે તો માળવા તરફ મોટું લશ્કર મોકલવું અને તે દેશમાં દાખલ થઈ ત્યાંના મુલકની ખરાબી તે મુલકમાં કરવી એ યોગ્યછે જેથી સુલતાન મહમૂદ તે ખબર સાંભળી દક્ષિણમાંથી પાછો ફરશે. આ વિનંતિ પણ સુલતાનને રૂચી નહીં તેથી કંઇ પણ લાંબો વિચાર કે ઢીલ ન કરતાં અગણિત લશ્કર તથા પહાડ જેવા પાંચસેં હાથીઓ લઇ લડાઇનો વાવટો ઉડાવ્યો, અને બે મજલની એક મજલ કરી જ્યારે તે નંદરબાર આગળ પહોંચ્યો ત્યારે ખાનેજહાં નામે દક્ષિણનો એક પ્રતિષ્ઠિત માણસ હતો તે ઘણી ઝડપથી કૂચ કરી તેને આવી મળ્યો. તેની પાસેથી

જોઈતી મદદ લઇને સુલતાન મહમૂદ ખિલજીની સાથે લડાઇ કરવા આગળ વધ્યો. સુલતાન દોલતાબાદને રસ્તે થઇ પોતાના દેશમાં દાખલ થઇ જવાના ઇરાદાથી ફરી નિકળ્યો પરંતુ જ્યારે તેને માલમ પડ્યું કે રસ્તો ગુજરાતના લશ્કરથી બંધ છે ત્યારે તેણે પોતાની લગામ બિરાર (વરાડ) પ્રાંત તરફ ફેરવી અને ઇલીચપુરને રસ્તે થઇ ગોંડવાડમાં આવ્યો અને ત્યાંથી રસ્તે થઇ તે માળવામાં આવી પહોંચ્યો. ત્યાર પછી નિઝામશાહના પ્રધાને ગુજરાતી છાવણીમાં આવીને સુલતાન નિઝામશાહની તરફથી વિનંતિ કરી કે સુલતાન પોતાના ચરણ તેના દેશમાં મૂકી તેને પાવન કરશે પરંતુ સુલતાન મહમૂદને ગુજરાત તરફનો બંદોબસ્ત કરવાનો હતો તેથી તે ગુજરાત તરફ પાછો ફર્યો.

હિ. સ. ૮૬૭માં સુલતાન મહમૂદ ખિલજીએ ફરી પાછી દક્ષિણ ઉપર લશ્કર લઇ ચઢાઈ કરી. સુલતાન મહમૂદ ગુજરાતી પાછો ફરતો સુલતાનની વિનતિ ઊપરથી તેની સહાયને માટે દક્ષિણતરફ રવાના થયો. સુલતાન મહમૂદ ખિલજીએ આ ખબર સાંભળી એટલે દોલતાબાદ ઉપર ચઢાઈ કરી અને પુષ્કળ લુંટ લઈ પોતાના દેશમાં પાછો ફર્યો. ગુજરાતનો પાદશાહ પણ નિઝામશાહના તરફથી આભારપત્ર તથા ભેટ આપી તે લઈ પોતાના મુલકમાં પાછો ફર્યો. અહીંથી તેણે સુલતાન મહમૂદ ખિલજીને લખી મોકલ્યું કે મુસલમાનોના દેશ ઉપર મુસલમાનોએ ચઢાઈ કરવી તે ઇસ્લામ ધર્મની આજ્ઞાથી વિરૂદ્ધ છે અને તેમાં પ્રમાણિકપણું તથા આબરૂ નથી તેથી લડાઈના કામથી દૂર રહેવું એ એક જાતનો વિજય છે; હવેથી દક્ષિણના લોકોને હરકત થશે તો તમારે નક્કી જાણવું કે સુલતાન મહમૂદ માળવાનો દેશ છીનવી લેવા તે તરફ જાગી કરશે. સુલતાન મહમૂદ ખિલજીએ જવાબમાં લખી મોકલ્યું કે સુલતાનનો ઇરાદો દક્ષિણના લોકોને સહાય કરવાનો છે તો હવેથી તેના તરફથી તેવા લોકને કંઈ હરકત પહોંચશે નહીં.

હિ. સ. ૮૬૯ માં સુલતાન મહમૂદે મોટું લશ્કર લઈ બાવરના કિલ્લા ઉપર તથા ગુજરાત અને કોંકણની વચ્ચે આવેલા બંદર દવન (દમણ) ઉપર ચઢાઈ કરી. તે દેશના રાજા કેટલીએક લડાઇ કર્યા બાદ દરેકવાર હારી આખરે લાચાર થઇ સલાહની ઇચ્છા કરી સુલતાનને શરણે આવ્યો અને કિલ્લો તથા તે દેશ ઇસ્લામના વીર પુરૂષોના કબજામાં સોંપ્યો. બાવરનો કિલ્લો ઘણો અજાયબ ઉંચાઈએ એવો છે અને ઉંચાઈમાં તેનું માથું આકાશ લગી પહોંચ્યું છે તથા મજબૂતા-

ઈમાં સિકંદરે બંધાવેલી ભીંતની બરાબરી કરે તેવો છે. તે અત્યાર સુધી મુસલમાનોના હાથમાં આવ્યો નહોતો. દખનના રાજાના તાબામાં એક હજાર ગામ હતાં અને તે આ કિલ્લાની મદદથી મગજમાં મગરૂરીનો પવન રાખી દમામ તથા દાર પુષ્કળ રાખતો હતો અને પિશાચ પ્રકૃતિના લોકો એકઠા કરી રસ્તાના નાકાંઓ રોકી મુસાફરો તથા વ્યાપારીઓની લુંટ નિરંતર કરતો હતો. કહ્યું છે કે:—

દોસ્તને દખ ડીચો શું શાહ આપે;
કે ત્હારૂ ચક્ષુ વચ્ચો વચથિ નાક કાપે.

સુલતાને કિલ્લાના ખજાના હસ્તકમાં લઈ લીધા અને થોડાક દિવસ પછી ત્યાંના રાજાને પોષાક, કમરબંધ અને મીનેરી તલવાર બક્ષીસ કરી અને તે કિલ્લો તથા તે દેશ સોંપી અનહદ લુંટ લેઈ અહમદાબાદ ગયો ત્યાં જઈ દેશની વ્યવસ્થા તથા પોતાના નોકરોની તપાસ કરવામાં ગુંથાયો.

હિ. સ. ૮૭૦ માં સુલતાન શિકારને વાસ્તે અહમદનગર તરફ ગયો ત્યાં રસ્તામાં એક દિવસે અલફખાનના દીકરા બહાઉલ્મુલ્કે કાંઈ ખુલ્લા કારણ શિવાય સુલતાનના એક હથિયાર રાખનારને મારી નાંખ્યો અને પોતાને તેથીજ પાછી સજા થશે એમ જાણી ઈડર તરફ નાશી ગયો. સુલતાને આ વાતની ખબર થતાં મલિક હાજી તથા અજદુલ્મુલ્ક, જે લોકો પાદશાહી કામદારોમાં મોટા હતા, તેમને બહાઉલ્મુલ્કને પકડી લાવવાને તેની પાછળ મોકલ્યા. તેમને થોડેક રસ્તે ગયા પછી બહાઉલ્મુલ્કને માટે લાગણી થઈ અને આ બાબત ફડચી દેવાનું નક્કી કર્યું. તે ઉપરથી બહાઉલ્મુલ્કના બે નોકરોને પુષ્કળ ધન આપી ફરેબ દીધો ને તેમની પાસે કબૂલ કરાવ્યું કે આ કામની તપાસ થાય તે વખતે તેઓ આ ખૂન કર્યાનું કબૂલ કરે. પાદશાહ દયાવાનછે તેથી તેમને ક્ષમા આપશે; વળી તેમને પૂછ્યા શિવાય ગુન્હેગારોને સજા કરશે નહીં. કાળના પાશમાં પડેલા આ બન્ને જણે પોતાના સ્વામીના ભલા તરફ નજર કરી જેવું શીખવ્યું હતું તેવું પાદશાહની હજૂરમાં કબૂલ કર્યું. સુલતાન મહમદે પંડિતોનો અભિપ્રાય લઈ બન્ને ગુન્હેગારોને મારી નંખાવ્યા. પરંતુ આ મુસાફરીથી પાછા ફર્યા પછી માલૂમ પડ્યું કે ઈમાદુલ્મુલ્ક અને અજદુલ્મુલ્કે એવું કામ કર્યું છે કે નિરપરાધી માણસો અપરાધી કરી

મારી ગયાછે સુલતાન મહમૂદને આ ખબર થતાં તેનો ક્રોધાગ્નિ સળગી ઉઠ્યો અને એક ગાફલતમા આ બન્ને જણ, જેમનાથી રાજ્યમા કોઇ ચઢીઆતો હતો નહીં, તેમને ફજા કરી અને તેમની ચામડી ઉતરડી નંખાવી દુનીયામા દાખલા બેસાડવાને અહમદાબાદના ચોકમા લટકાવી.

તબકાતિ મહમૂદશાહીમા લખેલું છે કે હિ સ. ૮૭૨ મા સુલતાન મહમૂદે સ્વપ્નમા ભગવાન સૂર્યને દીઠા અને તે વખતે તેમના મીઠાઈવાળાએ મેહેરબાની કરીને બે રકાબીઓ મીઠાઇની સુલતાનને આપી એ સ્વપ્નનુ ફળ એ થયુ કે સુલતાને એ વર્ષમાં બે મોટા કાર્યો કર્યાં અને મોટી સમૃદ્ધિ મેળવી એક તો દવન તથા બાવર દેશનો વિજય અને બીજો ગિરનાલ ( ગિરનાર ) નો વિજય. ગિરનાલનો કિલ્લો, આકાશ લગી જેનુ મસ્તક પોહોચેલુ છે તેવા એક ઉંચા પહાડ ઉપર છે એ કિલ્લો સર કરવાને વાસ્તે દિલ્હી તથા ગુજરાતના ઘણા સુલતાનોએ પ્રયત્ન કર્યા હતા, પરંતુ સુલતાન મહમૂદ બેગડોજ આ સમૃદ્ધિ મેળવી શક્યો કહ્યું છે કે —

ઇશ્વરની સમૃદ્ધિ આવી પોહોચશે;
જયા નજર તારીજ સેવક પર થશે

એ પહાડની આસપાસ બીજા અનેક ડુંગરો કોટની માફક આવેલાછે તથા કોતરો ને બીજી ટેકરીઓ પણ ઘણુ છે તેમા ખુદરીનો ડુંગર નામીચોછે, જેના આગળ એક મજબૂત કિલ્લો બાંધેલોછે, જે હાલ જૂનાગઢ નામથી પ્રસિદ્ધછે બીજો એક ડુંગરછે જે મહાબળના નામથી પ્રસિદ્ધછે * ગિરનાલ અને તેનો પ્રદેશ રાયમંડળિક તથા તેના બાપદાદાઓના કબજામા હતો એના ઉપર સુલતાન મહમ્મદ તુઘલક તથા સુલતાન અહમદશાહ ગુજરાતી શિવાય બીજા કોઇએ ચઢાઇ કરી નહોતી. સુલતાન મહમૂદશાહે પરમેશ્વરની કૃપા ઉપર વિશ્વાસ રાખીને તથા જગતના સ્વામીએ સ્વપ્નમા જે સૂચના કરી હતી તે ઉપર આધાર રાખીને તે તરફ ચઢાઈ કરી જ્યારે ગિરનાલથી ત્રણ ચાળીસ કોસ ઉપર આવી પહોચ્યો ત્યારે તુઘલકખાન, જે સુલતાનનો મામો થતો હતો તથા જે મોટા અમીર દૈફાનો હતો તેને પો-

* આ ટેકાણુ મહાબળાને વાસ્તે "કરીબ યક હજાર વનેહસદ" લગભગ ૧૯૦૦ પરંતુ સમજાતુ નથી કે શાને વાસ્તે લખ્યુ છે વાક્ય અધુરૂ રહ્યુ હોય એમ જણાયછે.

તાના લશ્કરમાંથી ૧૭૦૦ બહાદૂર લડવૈયા સોંપવામાં આવ્યા અને ૧૭૦૦ ઇરાકી, તુરકી તથા અરબી ઘોડા, તથા ૧૭૦૦ સોના રૂપાથી મઢેલા ખંજરો તેમને બક્ષીસ કરી રવાના કર્યા. તેઓ ઓચિંતા મહાબલાના કિલ્લા આગળ આવી પહોંચ્યા. કેટલાક રજપૂતો, જેમને બાપ કહેછે, તેઓને દરવાજાઓના બંદોબસ્ત માટે મૂક્યા હતા તેઓ આ ખબર જાણી લડાઇને માટે આવ્યા અને ઘણો પ્રયત્ન કર્યો પરંતુ તેઓ ગાફેલ હતા તથા તેમણે હથિયાર સજેલાં નહોતા તેથી બધા કપાઈ મૂવા, અને સુલતાન મહમૂદ તકબીર * પોકારનારૂં લશ્કર લઈ મહાબલાના કિલ્લામાં દાખલ થયો. ગિરનારનો રાજા આ હકીકતથી જાણીતો થઈ મોટું લશ્કર લઈ પોતાના કિલ્લાથી નીચે ઉતરી શિકારને બહાને મહાબલાના કિલ્લા તરફ ગયો અને જ્યારે ગુજરાતીઓના લશ્કરનું થોડું માલુમ દીઠું ત્યારે રજપૂતોએ ઘણા શૌર્યથી લડાઇ કરી, પરંતુ તેજ વખતે પાછળથી લશ્કરની કુમક આવી પહોંચી તેથી મુસલમાનોએ હિંદુઓના ઘણાં માણસો કાપી નાંખ્યાં. રાય મંડળિક પોતાનાં બાકી રહેલાં માણસો સાથે મન ભંગ થઈ તથા હાર પામી ગિરનારના કિલ્લામાં નાસી જઈ ભરાયો. ઈસ્લામ લશ્કર મહાબલાના કિલ્લાનાં બૈરાં છોકરાને કેદી કરી લઈ ગિરનારની સરહદનાં મૂર્તિ મંદિરો તરફ ચઢી ગયું. અહીં બ્રાહ્મણો તથા બરાન લોકો જે મંદિરમાં હતા તે લોકો લડાઇ કરવા ઉભા થયા. ઇસ્લામ ધર્મના લોકોએ મ્યાનમાંથી તલવારો બહાર કાઢી કંઈ પણ કસર શિવાય તેમની કતલ ચલાવી અને પુષ્કળ લુંટ તેઓના હાથમાં આવી. સુલતાન મહમદે તે દિવસે પોતાને હાથે બે ત્રણ મૂર્તિ પૂજક હિંદુઓને કતલ કર્યા અને પછી ઇચ્છા કરી કે તે દેશની ચારે તરફ લશ્કર મોકલવું મંડળિકે પોતાની નજીકના કેટલાંક માણસોને બાહેર મોકલી ક્ષમા માગી સુલતાન મહમૂદે લશ્કરના હાથમાં પુષ્કળ માલ, જવાહિર, ગુલામો અને બીજી કેટલીક લુંટ અત્યંત આવી હતી તે જોઇને તથા તે સમયની હવા પણ ગરમ હતી જેથી તે ડુંગરી પ્રદેશમાં રહી શકાય એમ નથી એમ વિચારીને ખંડણી લઇ સંતોષ માન્યો અને અહમદાબાદ પાછો ફર્યો.

---

* મરતી વખતે મરનારના કાનમાં " અલ્લાહુ અકબર " એ મંત્ર ચાર વખત બોલી જવાને તકબીર કહેછે અત્રે આલંકારિકછે.

પૂનોએ ઘેરો લંબાવાથી કાયર થઇ તથા દરરોજ લડાઇઓથી હેરાન થઈ સલાહની ઈચ્છા કરી અને કિલ્લાને ઊંડો દઈ ગિરનારના કિલ્લામા જતા રહ્યા અને ચોરી તથા લુંટફાટ કરવા માંડી સુલતાને ક્રોધે ભરાઇ એક મોટી ફોજ જુનાગઢમાં મૂકી પોતે ગિરનાર તરફ ચઢાઈ કરી. અહીં પણ ઘેરો ઘાલી રાય મંડળિકને ઘણોજ કાયર તથા હેરાન કર્યો અને ગિરનારનો કિલ્લો જે મંડળિક વંશના ઓગણીસે વર્ષથી હતો તે તેની પાસેથી લઇ લીધો અને મુલતાન મહમૂદ ગઝનવીની પેઠે કેટલીક મૂર્તિઓ તથા કેટલાક મૂર્તિ મંદિરો પોતાને હાથે તોડયાં અને મૂર્તિ પૂજકોને કતલ કરી પોતે ધર્મવીર થયો રાય મંડળિક એ દરના રાજ્યથી પોતાનું ચિત્ત ઉઠાવી દઈ પોતાની તથા પોતાના માણસોની સલામતને માટે નોકરીનો વિચાર કરી સુલતાનની ખિદમતમાં આવી હાજર થયો. મુલતાનની ઉચ્ચ રીતભાત તથા સુલતાનનો ઉદાર સ્વભાવ જોઈને તેણે એક દિવસ વિનતી કરીકે શાહ શમસુદીન દરવેશ, જે પંજાબમા રહેછે તેમના સમાગમની સંપત્તિથી મારા ચિત્તમા ઇસ્નામ તથા મુસલમાની ધર્મ ઉપર દઢ આસ્થા બંધાઇછે અને હાલ સુલતાનના પાસે આવવાથી એ ધર્મનું સરૂ જ્ઞાન થવાથી મારો પ્રેમ વધતો ગયોછે તેથી ઇચ્છા રાખુંછુ કે હું ઈસ્લામ ધર્મમા દાખલ થઈ આપની તાબેદારી કરૂં સુલતાન મહમૂદ ઘણાજ ભાવથી તેને ખતનાનો * સંસ્કાર કરી ઉપદેશ આપ્યો. વળી ખાનજહાનનો ખેતાબ તેને આપી એક મોટો અમીર બનાવ્યો તેની પેઢી દર પેઢી એ રાજ્યની નોકરીમાં ગુજરાતના સુલતાનોના રાજ્યની આખર આવી ત્યાં સુધી કાયમ રહી. તેમના કબજામાં ઘણી જમીનો હતી પરંતુ ગુજરાતના પાદશાહોના ઇતિહાસનો કર્તાશેખ સિકંદર લખે છે કે " બીજાઓના કહેવા પ્રમાણે રાય મંડળિકનો ઇસ્લામ ધર્મ ઉપર શ્રદ્ધા બેઠી તેનું કારણ એ હતું કે જ્યારે સુલતાન રાય મંડળિકને પોતાની સાથે લઈને અહમદાબાદ આવ્યો ત્યાર પછી એક દિવસે તે પવિત્ર કબરના શાહ આલમના રસૂલાબાદ ગામે ગયો હતો તે વખતે તેણે શાહઆલમના દરબાર આગળ ઘોડા, હાથી, અને માણસો ઘણા ભેગાં થયેલાં દીઠાં અને ટોળે ટોળા આવ જા કરેછે એવું દીઠું તેથી એણે પૂછ્યું કે તે કયા અમીરનું ઘરછે ? લોકોએ કહ્યું કે એતો હઝરત શાહ આલમનું

---

* મુસલમાનોમા પુરૂષેન્દ્રિયનો આગલો ભાગ કાપી નાખવાનો જે સંસ્કાર કરવામાં આવેછે તે

ઘરછે. ફરી તેણે પૂછયું કે તે કોના નોકરછે તથા કોના ઉપર આધાર રાખેછે? લોકોએ કહ્યું કે પરમેશ્વર શિવાય બીજા કોઇની નોકરી કે પરવા તે કરતા નથી. આ બધી સમૃદ્ધિ એમને પરમેશ્વર પહોંચાડેછે. તેણે કહ્યું કે એમના મુલાકાત કરવાનું ચાહુંછું. પછી નીચે ઉતરી અંદર ગયો ને તેની દૃષ્ટિ હજરતના મુખ ઉપર પડતાંજ તે બોલી ઉઠયો કે જે જે મુસલમાની ધર્મની ક્રિયા હોય તે મને બતાવો. હજરતે આખરે તે ધર્મનો ઉપદેશ આપ્યો અને રાય મંડળિક તરતજ ઇસ્લામ ધર્મમા દાખલ થયો અને શાહઆલમનો શિષ્ય થઇ રહ્યો " પછી સુલતાન મહમુદે સોરઠની સરહદમાં ઇસલામ ધર્મનો પ્રકાશ બરાબર થાય તે ઇરાદાથી મુસ્તફાબાદ ગામનો પાયો નાખી ત્યાં એક મોટી મસજીદ બંધાવી અને બજાર વિગેરે વસાવ્યાં. વળી અમીરોને હુકમ કર્યો કે દરેક જણે પોતાને રહેવાનુ મકાન ત્યાં બાંધવું. આથી થોડાક મુદતમાં મુસ્તફાબાદ એક મોટું શહેર થઇ રહ્યું અને બધા અમીરો ત્યા વતન કરી રહેવા લાગ્યા.

આ સમયે અહમદાબાદની આસપાસ ધોરી રસ્તાઓ ઉપર ચારે તરફ લુંટફાટ જારી થઇ હતી અને લોકોના જવા આવવાના રસ્તા બંધ થઇ ગયા હતા. આ ખબર સુલતાન મહમુદને પહોચી એટલે તેણે શેખ મનિરના દિકરા મલિક જમાલદીન, જે લશ્કરનો કોટવાલ તથા આયુધાગારની સંભાળ રાખનાર હતો, તેને મુહાફિઝખાનનો ખેતાબ આપીને વાગ્ઢો તથા કરણાટની* બક્ષીસ કરી શહનગી ‡ તથા અહમદાબાદની કોટવાળી ઉપર નિમ્યો. પછી મુહાફિઝખાને તે તરફ જઈ શહેર તથા આસપાસના દેશમા ઇચ્છા પ્રમાણે બંદોબસ્ત કર્યો અને લુટારાઓના પાંચસે આગેવાનોને શૂળીએ ચઢાવ્યા આ સજાની ધૂમ ચારે તરફ પહોચી અને એ નોકરી સુલતાનની દરબારમાં ઘણી પસંદ પડી વળી એણે દેશમા કેટલાક બીજો દેશ જોડી વધારો પણ કર્યો અને ધીરે ધીરે એનુ કામ એટલું બધું વધી પડયુ કે એના તબેલામા ૧૭૦૦ ઘોડા રહેતા હતા તથા જે આરામા લાગ સીપાઇ જ્યા જ્યાં હતો તે એની નોકરીમા આવીને રહયો. વળી આખરે એનું બળ અને દમામ એટલો બધો વધ્યોકે એના દિકરા મલિકખિઝરે પારકર, ઇડર, અને સિરોહીના રાજાઓ પાસેથી ખંડણી લેવી શરૂ કરી.

---

* એક જાતનુ સંગ્રામ વાદીત્ર

‡ પોલીસનું ઉપરીપણું

પાંસી જગત બંદરમાં ચાલતી મૂર્તિ પૂજા તથા ત્યાં ચાલતા હિંદુ ધર્મ વિષે તથા બ્રાહ્મણોના ધર્મ સંબંધી જુલમો વિષે ખબરો આવ્યા કરતી હતી અને સુલતાન ત્યાં જવાના ઇરાદામાં હતો એટલામાં એવું બન્યું કે તે વખતમાં મૌલાના મહમદ સમરકંદી, જે તે સમયમાં મહા વિદ્વાન પુરૂષ ગણાતો હતો તથા પોતાની જીંદગી જેણે દક્ષિણના બ્રાહ્મણીવંશના પાદશાહોની હજુરમાં ગુજારી હતી, તે વૃદ્ધાવસ્થા થવાથી નોકરીથી રજા લઈ પોતાને વતન પાછો ફરવાનો ઇરાદો કરી પોતાના માણસો, સરસામાન તથા ઘણા વર્ષની એકઠી કરેલી પુંજી લઈને દરિયાને રસ્તે હરમુઝ તરફ રવાના થયો જ્યારે તેનું વહાણ જગત બંદરની નજીક આવી પહોંચ્યું એટલે તે સરહદના ધર્મહિન બ્રાહ્મણોના પંડિતોની શીખવણીથી ત્યાંના લોકોએ તેનો રસ્તો રોકી વહાણ વિગેરેની તમામ માલમતા તથા તમામ માણસોને કબજે કરી લીધા મુલ્લા મહમદ પોતાના બે નાની ઉમરના દીકરાને લઇ હેરાન થઈ ઉઘાડે માથે અને પગે મુસ્તફાબાદ આવી પહોચ્યો અહીં આવી પાદશાહને અરજ કરી કે સમરકંદ જવાના ઇરાદાથી મારી તમામ પુંજી સાથે કેટલાક ધર્મિષ્ઠ મુસલમાનોને સંઘે લઈ જરૂન બંદર તરફ જતા જગત બંદરની નજીકમાં હું આવી પહોંચ્યો એટલે ભીમ નામના ત્યાંના રાણાએ બ્રાહ્મણોની ઉશ્કેરણીથી મુસલમાનોના સામે અદાવતની કમર બાંધી હથિયાર બંધ હોડીઓમાં બેશી ચઢી આવ્યા અને તમામ માલમતા લુટી લઈ મુસલમાનોના બૈરાં છોકરાં જે પસંદ પડયા તે તમામને કેદ કરી ગયા હજુ મારા બીજા બે દિકરા તે લોકોની કેદમાં છે તારા જેવો ધર્મશકત પાદશાહ નજદીકમાં હોવા છતા મુસલમાનો ઉપર આવો જુલમ ગુજરે એ અફસોસ છે સુલતાને મૌલાની વિનતી ઉપરથી તેને મુહેરબાની બતાવી અહમદાબાદ મોકલી દીધો, અને તેને માટે વજીફો મુકરર કર્યો અને કહ્યું કે આપનું જે જે કંઇ ગયું છે તે તે પાછું મળશે એવા ચિત્તમાં દૃઢ નિશ્ચય રાખજો

અમીરો તથા વજીરોની મંડળી એકઠી કરી કહ્યું કે ઇસ્લામના સુલતાનોના સમયમાં પશુ જેવા અંતકરણના ધર્મહિન પુરૂષો મુસલમાનો ઉપર જુલમ કરે એવું કેમ બને, અને એવું બને તે વખતે તમે મને સવાલ પૂછશો કે તમારી નજદીક મુસલમાનો ઉપર ધર્મહિન માણસો તરફથી આવો જુલમ થવા છતા તમે કેમ ચૂપ બાંધી ત્યારે મારે તમને શો જવાબ દેવો સેંકડો વર્ષો વર્ષ થયેલી સલા-

રીઓથી થાકેલા તથા કંટાળેલા હતા છતાં કંઈ ઈલાજ નહોતો તેથી તેમણે કહ્યું કે અમારે આપનો હુકમ ઉઠાવવો તે સિવાય બીજો ઈલાજ નથી; અને એ. લોકોનો વિનાશ કરવો તે આપણી ફરજછે એમ સમજી રવાના થવું જોઈએ. સુલતાન સવારીની તયારી કરી જગત તરફ ચઢ્યો. કેટલીક મજલો અને મુકામ કરી પુષ્કળ કષ્ટ વેઠી જગતનો કિલ્લો જ્યાં પિશાચ પ્રકૃતિના બ્રાહ્મણો ભરાઈ બેઠા હતા ત્યાં આગળ આવી પહોંચ્યો અને બ્રાહ્મણો તથા ધર્મહિન મનુષ્યોને માટે તકબીરનો પોકાર ઉઠાવ્યો. સામાવાળા લોકો ગભરાઈને જે કાંઇ હતું તે સાથે લઈ બેટ જતા રહ્યા. સુલતાને જગતના કિલ્લાની અંદર જઈ તંબુ ઉભા કર્યા અને ધર્મહિન પુરૂષોના વિનાશના વિચારમાં ગુંથાયો. દ્વિપકલ્પમાં વાઘ, દીપડા, વરૂ અને સાપ બે શુમાર હતા અને માણસોને બહુજ ત્રાસ પહોંચાડતા હતા તેમને પણ સ્હવારથી ખોળી ખોળીને મારી નાંખ્યા, તે એટલે સુધી કે જે જગ્યાએ પાદશાહી તંબુ ઠોકવામાં આવ્યો હતો તે જગા આગળજ એક પહોરના અરસામાં ૭૦૦ સાપ મારી નાંખવામાં આવ્યા હતા. આ ઉપરથી બાકીનો હીસાબ સમજી લેવો. સુલતાને જગતનું મૂર્તિ મંદિર તોડી નાંખ્યું અને તે જગાએ એક મસજીદ બંધાવી. ત્યાં આગળ ચાર માસ મુકામ કર્યો. પછી પુષ્કળ હોડીઓ તયાર થઈ એટલે તે સમયના વીર પુરૂષોને ઉત્તેજન આપી બેટ તરફ રવાના થયો. તેમની અને મુસલમાનોની વચ્ચે લડાઈ થઈ. આખરે યુદ્ધના ઉત્સાહી વીરો પોતાનાં વહાણ હંકારી દ્વિપકલ્પ ઉપર દાખલ થયા. અને બેટનો કિલ્લો ઉઘાડી નાંખી પુષ્કળ રજપૂતોને કતલ કર્યા. રાજા ભીમ લાગ જોઈને હોડીમાં બેસી આજુબાજુ નાસી ગયો. સુલતાન મહમુદ કેટલાએક માણસોને હોડીઓમાં બેસાડી તેની પાછળ ખોળવા માટે મોકલ્યાં અને પોતે બેટ નગરમાં દાખલ થઈ જે મુસલમાનો હિંદુઓની કેદમાં હતા તેમને મુક્ત કર્યા. અને પુષ્કળ લુંટ તથા માલમતા મેળવી ફર્હતુલ્મુલ્ક નામના એક પ્રતિષ્ઠિત અમીરને ત્યાંનો હાકેમ બનાવ્યો.

ત્યાર પછી થોડેક દિવસે રાય ભીમની પાછળ પડેલી એક ટુકડીએ તેને કેદ કરી છાવણીમાં આણ્યો અને પાદશાહી તંબુ આગળ ઉભો કર્યો. સુલતાને પરમેશ્વરનો આભાર માની મત્યાગમનની છાપ મુસ્તફાબાદ ઉપર પાડી. અહીંથી હુકમ કર્યો કે મુલ્લાં મહુમ્મદને પત્ર લખી અહમદાબાદથી બોલાવવો.

હુકમને અનુસરી મુદતાં મહમ્મદ આવ્યો એટલે સુલતાને તેની મા તથા છોકરાને સોંપી દીધા અને ગય ભામને લોઢાની બેડીઓમાં નાખી સોંપી દીધો અને કહ્યું કે તેની મરજીમા આવે તેવો ઘાટ ઘડે. મૌલાનાને તેના તરફથી ઘણીજ પીડા થઇ હતી તેથી વિનતિ કરી કે તેને મોહાફિઝખાન પાસે મોકલી દેવો કે તે અહમદાબાદના ચોક વચ્ચે તેને ઘાતકી રીતે મારી નાખે સુલતાને તેને ઘાતકી શિક્ષા ને લાયક ગણી મૌલાનાની વિનતિ પ્રમાણે મોહાફિઝખાન તરફ મોકલી દીધો કે બીજાઓને ત્રાસ પડે માટે તેને કતલ કરે.

એવુ નોંધાયલુ છે કે જે સમયમાં સુલતાન મુસ્તફાબાદ આબાદ કરવામા રોકાયલો હતો તે વખતમા ગુજરાતની રૈયત દરેક વર્ગ ની ગરીબાઇથી પીડાવા લાગી અને અહમદાબાદની રાજધાની છોડી મુસ્તફાબાદના ડુંગરી પ્રદેશમાં રહેઠાણ થવાથી નહાના તથા મોહોટા તેમ ગરીબ અને તવંગર તંગ્યથી ફરીઆદ ઉઠી સુલતાન મહમૂદ એ ખબર જાણીને અહમદાબાદ આવ્યો અને પોતના રાજ્યના મુલકનો બંદોબસ્ત અમીરોથી કર્યો. પછી પાછો ગિરનારના મુલકનો બંદોબસ્ત કરવા જવાનો વિચાર કર્યો. ઇમાદુલ્મુલ્કના હુકમ બહાઉદ્દીનને સોરઠનો હાકેમ બનાવી ફતેહુલ્મુલ્કને બેટ તથા જગતનો હાકેમ બનાવ્યો અને નિઝામુલ્મુલ્કને માનેરનો હાકેમ બનાવ્યો. પછી ખુદાવંદખાન મુલ્કી વઝીરને શાહજાદા મુઝફ્ફરના શિક્ષક તરીકે અહમદાબાદમા રાખી પોતે થોડાક અમીરો તથા મિત્ર મંડળને લઇ મુસ્તફાબાદ ગયો અને વાડીઓ તથા બાગોની રચના કરવામાં ગુંથાયો થોડાક વખત ગયો એટલે ખુદાવંદખાન, રાયરાયાં અને બીજા સરદારોએ એકઠા કરી શાહજાદા અહમદને અહમદાબાદના તખ્ત ઉપર બેસારવો અને સુલતાન મહમૂદને તખ્ત ઉપરથી ઉઠાડી મૂકવો એવો નિશ્ચય કર્યો. રમઝાન માસની ઇદને બહાને તેમણે ઇમાદુલ્મુલ્ક અને બીજા અમીરોને અહમદાબાદ બોલાવ્યા. ખાનગીમા ઇમાદુલ્મુલ્કને આ વાત જાહેર ન પડે તેને માટે કુરાનના સોગન ખવરાવ્યા અને પોતાના ઇરાદાથી તેને વાકેફ કર્યો. આ વખતે ઇમાદુલ્મુલ્કનુ લશ્કર થાણામા હતુ તેથી તેણે કબુલ કર્યું અને ઇદને દિવસે રાજ્યારોહણ કરાવવું એવો ઠરાવ કર્યો દરમ્યાન ઘણીજ તાકીદથી પોતાના માણસોને બોલાવી લીધા ઇદના દિવસ પહેલાં તમામ હાજર થયા ઇદને દિવસે ઇમાદુલ્મુલ્ક પોતાની ફોજ તયાર કરી શાહજાદાને દરબારના ગયો, અને તેને હમેશના સિર-

રતા મુજબ નિમાજને વાસ્તે બહાર લાવ્યો અને તમામ ભપકાથી શહેરમાં પાછો આણ્યો. ખુદાવંદખાન તથા તેના મસલતીઓ જે લોકો તે દિવસના બનાવને માટે તૈયાર થઇ રહ્યા હતા તે ઇમાદુલ્મુલ્કનો વિચાર પસંદ કરી ગાફેલ રહ્યા અને તે બાબત એક હરફ પણ કહ્યો. નહીં. કૈસરખાન નામે સુલતાનની પાસે બેસનાર અમીરોમાંનો એક હતો તેણે આ ખબર સાંભળીને સુલતાનને ગુપ્ત રીતે કહી. સુલતાને મિત્ર તેમજ વૈરીની પરિક્ષા કરવાના હેતુથી પોતાના માણસોમાં કહેવા માંડ્યું કે મારો ઈરાદો મક્કાની યાત્રા કરવાનો છે. આવું કહેવાથી જણાઇ આવેછે કે જે કોઇ દુશ્મન હશે તે આ યાત્રાએ જવાની સલાહ આપશે પછી કેટલાંક વહાણો તયાર કર્યાં અને કેટલાક લાખ ટંકા કામદારોને સોંપી પોતે મુસ્તફાબાદથી ઘોઘે અને ત્યાંથી વાહાણમાં બેસી ખંબાત બંદરે ઉતર્યો. આ ખબર અહમદાબાદ પહોંચી એટલે તમામ અમીરો શાહજાદાને સાથેલઇ હજુરમા આવ્યા. સુલતાન મહમૂદ એક દિવસે અમીરોનો ઘણો ભાગ હાજર હતો તે વખતે કહ્યુ કે શાહજાદો હવે ઉમર લાયક થયો છે અને અમીરો તેની મરજી ઉઠાવે તેવાછે તેથી મારા મનમાં આવ્યુંછે કે મુલક અને સમૃદ્ધિના કામકાજ તેમને સોંપી યાત્રા કરી કૃતાર્થ થાઉં. ઇમાદુલ્મુલ્કે કહ્યું કે એક વખતતો સુલતાને અહમદાબાદ આવવાની કૃપા કરવી જોઇએ અને ત્યાં ગયાબાદ જે યોગ્ય હશે તે પ્રમાણે કરવામાં આવશે. સુલતાન મહમૂદે જાણ્યું કે એક પાત્ર નીચે હજુ અડધુ પાત્રછે તેથી અહમદાબાદ આવ્યો. અહીં આવી એક દિવસે અમીરોને હાજર કરી કહ્યુ કે જ્યા સુધી તમે યાત્રાએ જવાની રજા નહીં આપો ત્યા સુધી હુ ખાણું ખાવાનો નથી. અમીરો જાણી ગયા કે આ કહેવું તેમની પરિક્ષાને વાસ્તેછે તેથી તેમણે ખામોશીની મુદ્રા મુખ ઉપર કરી. ઇમાદુલ્મુલ્કે કહ્યુ કે મારો પુત્ર પણ ઉમર લાયક થયોછે તેથી મારી જગો પણ તેને આપી મને હવે નોકરીથી દુર કરવો જોઇએ સુલતાને કહ્યું એમ બનવા જેવું હોયતો તો ઘણુંજ ઉત્તમછે. પરંતુ રાજ્યના કામકાજો તમારા શિવાય બનીજ શકવાના નથી. એમ કરતાં મધ્યાન્હનો સૂર્ય થયો ને સુલતાન પણ ક્ષુધાતુર થયો ત્યારે આખરે નિઝામુલ્મુલ્ક જે અમીરોમાં વૃદ્ધ પ્રતિષ્ઠિત હતો તેણે ઇમાદુલ્મુલ્કના શીખવવા પ્રમાણે કહ્યુ કે સુલતાને ખજાને તથા જનાનો સુરક્ષિત રાખવા માટે પ્રથમતો ચાંપાનેર કિલ્લો જીતવો જોઇએ અને પછી પોતની ઇચ્છા પ્રમાણે બાજા દેશ તરફ જાય સુલતાને પરમેશ્વરની કૃપાથી એ કિલ્લો સર કરીશું એમ કહીને ખાણું ખાધું સુલતાન આ બાબત કેટલાક દિવસ

સુધી ઈમાદુલ્મુલ્ક સાથે બોલ્યો નહી. ઈમાદુલ્મુલ્કે ખાનગીમાં કહ્યું કે નિરાશાધીન હુ મારા માટે અપરાધી કરતો નથી. મારા ઊપર કમ મહેરબાની જણાવવાનું કારણ શું છે ? સુલતાને કહ્યુ જ્યા સુધી આ બનાવની તમામ હકિકત તું મને કહીશ નહીં ત્યાં સુધી હું તારી સાથે બોલવાનો નથી. ઈમાદુલ્મુલ્કે મેં કુરાનના સોગન ખાધાછે તથાપિ જ્યારે હું બે ઈલાજ થયો છું ત્યારે કહ્યા વગર છૂટકો નથી એમ કહી જે હકિકત બની હતી તે કહી સુલતાને ક્ષમા રાખી આ બાબત ખુદાવંદખાનને એટલીજ સજા કરી કે પોતાના પાળેલા કબૂતરોમાથી એકનું નામ ખુદાવંદખાન પાડ્યું.

ત્યાર પછી થોડીક મુદતે સુલતાન પાટણ ગયો અને ત્યાંથી ઈમાદુલ્મુલ્ક તથા કૈસરખાનને આથોર તથા સાભ્ભેર ઉપર ચઢાઈ કરવા મોકલ્યા. તેઓ રવાના થઈ શેખ હાજીરજ્જબની દરગાહ આગળ આવી પહોંચ્યા અને ત્યાં આગળ મુકામ કર્યો. ખુદાવંદખાનની પડતીનો સમય આવી પહોંચ્યો હતો તેથી તેના દિકરા મુજાહિદખાને પોતાના પિત્રાઈ ભાઈ સાહેબખાન સાથે એકઠો કરી કૈસરખાને કરેલી ચુગલીનો બદલો લેવા રાત્રે તેના તંબુમાં પેશીજઈ તેને મારી નાંખ્યો સુલતાને કૈસરખાન સાથે અઝદરખાનને આગળથી વૈર ચાલતુ આવેલું હતું તે ઉપરથી વહેમાઈને અઝદરખાનને પકડી બેડીઓ પહેરાવી દૈવયોગે મુજાહિદખાન તથા સાહેબખાન પોતેજ પોતાના અપરાધથી વહેમાઈ જઈને નાશી ગયા અને અઝદરખાનનો નિરપરાધ સુલતાનના આગળ ખુલ્લો થયો. સુલતાને તેના પગમાથી બેડીઓ કઢાવી નાંખી અને ખુદાવંદખાનના પગમાં નાંખી તેને મોહાફિઝખાનના તાબામાં સોપ્યો અને પછી અહ્મદાબાદ આવ્યો. આ સમયે ઈમાદુલ્મુલ્ક માંદો પડી ગુજરી ગયો અને તેનો દિકરો એનબારૂલ્મુલ્કને તેની જગો મળવાથી પાદશાહનો વઝીર થયો તેણે એવી સારી રીતે કામની ચઢતી કરી કે રાજાનો તથા પ્રજાનો બન્નેનો અશ્વયસ્થાન થયો આ બનાવો બન્યા પછી સુલતાન મહ્મૂદ પાછો મુસ્તફાબાદ ગયો અને થોડોક સમય ત્યા ગાળ્યો.

ત્યાર પછી હિ સ. ૮૮૭ ના રજ્જબ માસના અંદર એવો વિચાર કર્યોકે મુસ્તફાબાદમા માણસો રાખી ચાંપાનેર ઉપર ચઢાઈ કરવી. એટલામા ખબર આવી કે મલબારી લોકોએ ઘણી હોડીઓ ભેગી કરીછે અને દરિયાના મુસાફરોને ઘણી

હરકત પહોંચાડેછે. સુલતાને મજકુર ચઢાઇને મુલતવી રાખી વહાણ ઉપર ચઢયો અને કેટલાક વહાણો તૈયાર કરી તથા તેમાં બહાદર માણસોનો બરાબર બંદોબસ્ત કરી તોક, તુફંગ, તીર તથા કમાનો પુષ્કળ લઇ તે ટોળીને વિખેરી નાંખવા રવાના થયો. તે મલબારીઓના વહાણોની નજદીક આવી પહોંચ્યા એટલે તે લોકો સામે થવાનો તાપ જીરવી શકાયો નહી તેથી વિખરાઈ જઇ નાશી ગયા. ગુજરાતીઓ તેમની પાછળ પડયા અને તેની કેટલીક હોડીઓ હસ્તગત કરી લઇ ખંભાયત પાછા ફર્યા. ત્યાંથી સુલતાન અહમદાબાદ આવી પહોંચ્યો.

આ વર્ષમાં ગુજરાતના કેટલાક ભાગમાં વરસાદની તંગીથી મોટો દુકાળ પડયો અને લોકો અનાજ શિવાય ઘણા મરી ગયા અને રૈયતના ઘણા ખરાબ હાલ થયા.

મજકૂર વર્ષના ઓકાદ માસ બેસતાંજ સુલતાન મહમૂદે ચાંપાનેરના કિલ્લા ઉપર ચઢાઈ કરવાના ઈરાદાથી વિજયી રકાબમાં પગ મૂકયો. ચાંપાનેરનો કિલ્લો એક પહાડ ઉપર આવેલો છે અને ઉંચાઇથી આકાશ લગી મસ્તક લઈ ગયોછે. એ બધા પહાડોમાં એક ઘણો ઉંચો ડુંગરછે અને તેની અંદર ચૂના તથા પથ્થરથી ચણેલી ભીંતોનો કોટછે તથા તેના ઉપર સુંદર અને મજબૂત બુરજો બાંધેલાછે. તે સમયમાં આ સ્વર્ગ જેવા સ્થળનો માલિક રાય પતાઈ રજપૂત હતો. ઘણાજ જૂના વખતથી આ રાજાના બાપદાદા આ પ્રદેશનું રાજ્ય કર્તા હતા. આ રાજાઓની સાઠ હજાર રજપૂતો પ્યાદલ તથા ઘોડેસ્વાર લશ્કરથી નોકરી બજાવતા હતા, એ પેઢીમાંના કોઇએ માથું નમાવ્યું નહોતું અને મગરૂરી મુગટ તેઓ ધારણ કરતા હતા. જ્યારે પતાઇ રાજાના હાથમાં રાજ્ય આવ્યું ત્યારે તેણે ગુજરાત તાબાના રસૂલાબાદને ઘણી પીડા પહોંચાડવા માંડી. અને ઘણા મુસલમાનોને જોર જુલમથી કતલ કર્યા. જ્યારે સુલતાન ફોજે વડોદરામાં આવી પહોંચ્યો ત્યારે પતાઇને પોતાની કરણી માટે ઘણો પસ્તાવો થયો અને તેણે સમાહ કરવાને માટે નમ્રતાથી વિનતી કરવા માણસો મોકલ્યા. વળી ખંડણી પણ આપવાની કબલ કરી તથાપિ પાદશાહે તે મંજૂર રાખી નહીં. પછી અજદુલમુલ્ક, તાજખાન અને બહેરામખાન એ ત્રણ સરદારો સુલતાનથી આગળ ગયા અને હિ. સ. ૮૮૮ ના સફર માસની સાતમી તારીખે ચાંપાનેરના ડુંગરની તળેટી આગળ આવી તેમણે છાવણી નાંખી. દરરોજ રજપૂતો લડાઈ કરવા બહાર નીકળી આવવા લાગ્યા અને રણશૂરને

ફોજ

ઘેરમ રાખ્યુ. એ દરમ્યાન સુલતાને પોતે પણ કસ્બે વડોદરાથી મુકામ ઉઠાવી કૂચ ઉપર કૂચ કરી ચાંપાનેર ઉપર થઈ માળવાના રસ્તા ઉપર આવેલા કરનારી ગામ આગળ આવ્યો અને ત્યાં મુકામ રાખ્યો. પતાઇએ ફરીથી પાછા પોતાના કારભારીઓને મોકલ્યા અને બે હાથી, સોનુ તથા બીજી કેટલીક ભેટો કબુલ કરી અને તેણે કોઇ ગુન્હાની ક્ષમા માગવા તેમની પાસે વિનતી કરાવી જ્યારે આ વિનતી સુલતાને કબુલ રાખી નહીં ત્યારે પતાઇએ પોતાનું લશ્કર તૈયાર કર્યું અને આસપાસનાં બીજા રાજાઓની પણ તેણે મદદ લીધી પછી કિલ્લાથી નીચે ઉતરી આવ્યો. જોરથી મોરચાઓ તોડી નાખી સાઠ હજાર સવાર તથા પ્યાદલનુ લશ્કર લઈ સુલતાનની સાથે યુદ્ધ મંડયુ. આખરે હારખાઇ ખેદ પામી દસ બાર હજાર રજપૂતો રહ્યા હતા તેમને લઇ કિલ્લાની અંદર પાછો ભરાઇ ગયો સુલતાન મહમૂદ કિલ્લાની તળે આવી ઉભો અને આસપાસની જગાઓથી વાકેફ થઇ દરેક સરદારને પોત પોતાને લાયક જગાએ મુકરર કર્યા પછી પોતાના કરેલા મુકામ કરનારી ગામે ગયો અને સૈયદ બદરને રસ્તાની દેખરેખ રાખવા તથા રસદ પહોંચાડવાને મુકરર કર્યો એક દિવસે સૈયદ બદર રસદ લાવતો હતો તે વખતે રજપૂતો તુટી પડયા અને તેના ઘણા માણસો મારી નાખી રસદ લઇ ગયા. સુલતાને પ્રયત્ન ઉપર પ્રયત્ન કરીને મોરચા બરાબર મજબૂત થયા એટલે ઘેરો ઘાલવાનો હુકમ ફરમાવ્યો પછી પોતે કિલ્લાની નીચે આવી હુકમ કર્યો કે ચારે તરફથી સુરંગો ખોદાવવી પતાઇએ ગભરાઇ જઇને પોતાના એક સુર નામના હોશિયાર વકીલને સુલતાન ગયાસુદ્દીન ખીલજીની પાસે મદદ માટે મોકલ્યો. અને દરેક મજલે એક લાખ ટંકા ખર્ચ તરીકે આપવાનું કબુલ કર્યું. સુલતાન ગયાસુદ્દીને તેની મદદને માટે લશ્કર તૈયાર કરી કુચ કરી નાલચા આગળ આવી પહોંચ્યો આ ખબર સુલતાન મહમૂદને પહોંચી એટલે અમીરાને જંગો જંગોએ ઘેરાને માટે કાયમ કરી પોતે સદરહુ મદદ અટકાવવાના હેતુથી કુચ કરી દોહદ સુધી આવી પહોંચ્યો અહીં આગળ એને ખબર મળી કે સુલતાન ગયાસુદ્દીને એક દિવસે પોતાના પંડિતોને બોલાવીને પ્રશ્ન પૂછ્યો કે મુસલમાનોનો પાદશાહ કોઇ પણ કાફરોના કિલ્લાને ઘેરો ઘાલે તો તે કાફરને મદદ કરવી એ આપણા ધર્માનુસાર છે કે નહીં પંડિતોએ જવાબ આપ્યો કે યોગ્ય નથી તે ઉપરથી તેજ ક્ષણે ગયાસુદ્દીન પાછો ફરી માંડુ જતો રહ્યો સુલતાન મહમૂદ ગાજન જેવી આ ખબર સાંભળીને ચાંપાનેર પાછો આવ્યો હજુ સુધી ચાંપાનેરનો કિલ્લો સર થયો નહોતો તેથી ચાંપાનેરના